પ્રકાશક :

શ્રી જૈન પ્રવચન પ્રચારક સાર્વજનિક ધાર્મિક ટ્રસ્ટ વતી

મેનેજર : **ચીમનલાલ નાથાલાલ શાહ**

સં. શ્રી જૈન પ્રવચન

•

પ્રકાશન-સ્થળ :

**શ્રી જન પ્રવચન કાર્યાલય**

ઠે. શેઠ મનસુખભાઈની પોળ સામે, દવાખાનાને મેડે,

કાળુપુર રોડ-**અમદાવાદ**

•

શ્રી વીર સં. ૨૪૮૮ : વિક્રમ સં. ૨૦૧૮ : સને ૧૯૬૧

પ્રથમાવૃત્તિ-નકલ ૨૧૫૦

•

શ્રી જૈન પ્રવચનના સને ૧૯૬૨ ના વાર્ષિક ગ્રાહકોને ભેટ.

છૂટક નકલનું મૂલ્ય-બે **રુપિયા.**

•

મુદ્રક :

નાનાલાલ સોમાલાલ શાહ, સર્વોદય મુદ્રણાલય, **સાદરા.**

આપણે આંખને સારી કેમ રાખીએ? ભગવાનનાં દર્શન કરી શકાય એ માટે! સાધુપુરુષોનાં દર્શન કરી શકાય એ માટે! તત્ત્વજ્ઞાન મેળવવાને માટે એનાં સાધનોને જોઈ શકાય એ માટે! જીવદયા પાળી શકાય એ માટે! પણ રૂપાદિક જોવાના લોભથી કોઈનાં મોંઢાં જોઈ શકાય એ માટે નહિ જ! એવું જ બીજી ઇન્દ્રિયોને માટે પણ સમજવાનું!

•

વિષયસુખમાં સાર જેવુંય શું છે? નથી તેથી આયુષ્ય વધતું કે નથી તેથી મહત્ત્વ વધતું! વળી, સર્વ અંગોને શ્રમિત કર્યા વિના એ ભોગવાતું પણ નથી. એટલે, એને સુખ માનવું એ જ ખોટું છે. પશુઓ અને પક્ષિઓ પણ વિષયસેવન તો કરે જ છે, તો વિષયસેવન કરવામાં માનવનું મહત્ત્વ કયું છે? આફરો ચઢે અને કડવો કવાથ પીવાથી તે શમે, એની માફક એક મનઃસંકલ્પથી ઉપજેલા દુઃખને નિવારવાને માટે બીજું દુઃખ ભોગવવું, એના જેવું વિષય-સુખનું સેવન છે.

•

વાસ્તવિક સુખ તો દેહના અભાવથી જ ઉત્પન્ન થાય છે. પારમાર્થિક સુખના પરમ ભોક્તા તેઓ જ છે, કે જેઓએ સર્વ પ્રયત્નો વડે કરીને અશરીરીપણું પ્રાપ્ત કર્યું છે.

•

શ્રી જિનનું દર્શન પણ મોક્ષના હેતુએ કરવાનું ! શ્રી જિનનું વન્દન પણ મોક્ષના હેતુએ કરવાનુ ! અને શ્રી જિનનું પૂજન પણ મોક્ષના હેતુએ કરવાનું ! શ્રી જિનભક્તિ કરવાથી મને મોક્ષ મળો એટલી પણ ઈચ્છા ન રહે તો એ સૌથી સારૂ ! શ્રી જિનભક્તિથી મોક્ષ મળ્યા વિના રહે જ નહિ—એવો શ્રદ્ધાભાવ પ્રગટે અને પછી મોક્ષફળની પણ ઈચ્છા કર્યા વિના જ શ્રી જિનભક્તિ કરાય, એ ઘણી ઉંચી કક્ષા છે.

⊛

જેનું મરણ બગડે, તેની મરણ બાદ સદ્ગતિ થાય નહિ. જેટલુ મરણ સારૂં, તેટલી ગતિ સારી અને જેટલું મરણ ખરાબ, તેટલી ગતિ ખરાબ !

⊛

જેણે પોતાના મરણને સુધારવું હોય, તેણે સ્વસ્થ બન્યા રહેવાનો અભ્યાસ કેળવ્યા કરવો જોઇએ. રાગનું જોર અને દ્વેષનું જોર આત્માને હર્ષ–શોકમાં ગરકાવ બનાવી દઇ શકે નહિ, એ માટે સતત કાળજી રાખીને પરિશ્રમ કર્યા કરવો જોઇએ. સંયમમય જીવન, એ આ પ્રકારના પરિશ્રમમા ખૂબ જ સહાયક બને છે. સંયમને સ્વીકારવાને અસમર્થ એવા પણ વિવેકી અને જ્ઞાનસંપન્ન જીવાય આ પરિશ્રમ કરી શકે છે.

⊛

ॐ ह्रीँ श्रीँ अर्हं नमः।

# કથાઓ અને કથાપ્રસંગો બીજો ભાગ

## પ્રાક્ કથન

પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાન-વાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજાનાં પ્રવચનોના સારને તેમ જ તેને અનુસરતાં લખાણો વગેરેને પ્રગટ કરવાં, એ **શ્રી જૈન પ્રવચન પ્રચારક સાર્વજનિક ધાર્મિક ટ્રસ્ટનો** પહેલો અને પ્રધાન ઉદ્દેશ છે: કારણ કે-તેઓશ્રીનાં પ્રવચનો શ્રી જિનાજ્ઞાસારગર્ભિત હોવા સાથે, વર્ત્તમાન કાળે પરમ પ્રભાવક હોય છે; અને એથી એ પ્રવચનો સીધી અને આડકતરી રીતિએ જીવ માત્રના હિતનાં સાધક હોય છે.

આ ઉદ્દેશ સારી રીતિએ બર આવે એ માટે **જૈન પ્રવચન** નામનું સાપ્તાહિક ૩૨ વર્ષો થયાં પ્રગટ કરવામાં આવે છે. સને ૧૯૬૧ ના ડીસેમ્બરને અંતે શ્રી જૈન પ્રવચનનું ૩૨ મું વર્ષ સમાપ્ત થશે અને સને ૧૯૬૨ ના જાન્યુઆરીથી શ્રી જૈન પ્રવચનના ૩૩ મા વર્ષનો શુભારંભ થશે. અમને એ જણાવતાં આનન્દ થાય છે કે-વર્ષે વર્ષે શ્રી જૈન પ્રવચન સાપ્તાહિકના ગ્રાહકોની સંખ્યામાં વધારો થયે જાય છે. શ્રી જૈન પ્રવચનના ગ્રાહકોમાં કેટલાક અજૈન

ભાઈઓ પણ છે અને જે નિયમોથી જૈન ભાઈ–બેનોને શ્રી જૈન પ્રવચન આદિ અપાય છે, તે જ નિયમોથી અજૈન ભાઈ–બેનોને પણ શ્રી જૈન પ્રવચન આદિ અપાય છે.

છેલ્લાં કેટલાંક વર્ષોથી, શ્રી જૈન પ્રવચનના વાર્ષિક ગ્રાહકોને દર વર્ષે એક પુસ્તક ભેટ આપવાનું ધોરણ પણ સ્વીકારવામાં આવ્યું છે. વાર્ષિક લવાજમ છ રુપિયા રાખેલું છે. વર્ષની શરૂઆત થયા પછીથી જે નવા વાર્ષિક ગ્રાહક થાય છે, તેમને મજકુર વર્ષ દરમ્યાનમાં પ્રગટ થઈ ચૂકેલા અંકોની નકલ જ્યાં સુધી શક્ય હોય ત્યાં સુધી અપાય છે અને દરેક વાર્ષિક લવાજમ મજકુર વર્ષના ડીસેમ્બરે પૂરૂ થયેલું ગણવામાં આવે છે. આવા વાર્ષિક નવા ગ્રાહકોને પણ તે વર્ષનું ભેટ–પુસ્તક ભેટ અપાય છે. જે ગ્રાહકો વર્ષથી ઓછા સમય માટેનું લવાજમ ભરે છે, તેઓને ભેટ–પુસ્તક ભેટ આપવામાં આવતું નથી.

અત્યારની સખ્ત મોંઘવારીમાં માત્ર છ રુપિયાના લવાજમમાં વર્ષે દહાડે ૩૮૪ પાનાંના અંકો આપવા ઉપરાન્ત એક પુસ્તક ભેટ આપવામાં આ ટ્રસ્ટને ઘણી મોટી ખોટ ખમવી પડે છે. વળી શ્રી જૈન પ્રવચનમાં કોઈ પણ અન્ય જાહેરાતેય લેવામાં આવતી નથી. એટલે શ્રી જૈન પ્રવચનનું પ્રકાશન જેઓને ખૂબ જ ઉપકારક લાગતું હોય એવા પુણ્યવાનો તરફથી મળેલી અને મળતી રકમો દ્વારા જ દરવર્ષે આવતી ખાધ પૂરાય છે. આવા દાતાઓમાં જામનગરનિવાસી સ્વ. શેઠ **શ્રી શાન્તિદાસ ખેતશીભાઈ** મુખ્ય

છે. તેઓ તેમની હયાતી દરમ્યાન આ ટ્રસ્ટ માટે સારૂં દાન કરી ગયા હતા. આ તકે અમે તેમનો અને બીજા પણ દાતાઓનો આભાર માનીએ છીએ. અને, જેઓને આ પ્રકારના વિચારોનો પ્રચાર ગમતો હોય, તેઓને પોત-પોતાની શકિત અને ભાવના મુજબ દાનની રકમ મોકલવાની પ્રેરણા કરીએ છીએ. આ ટ્રસ્ટને જેઓ સારી રકમ ભેટ આપશે, તેમને ઈન્કમટેક્ષ ફ્રીના સર્ટીફીકેટની નકલ આપવામાં આવશે તેમ જ જો કોઇ પણ ભાઈ-બેનને ગુપ્ત દાન રૂપે કોઈ રકમ આ ટ્રસ્ટને ભેટ આપવી હોય તો તે માટે પણ વ્યવસ્થા રાખવામાં આવેલી છે.

શ્રી જૈન પ્રવચન સાપ્તાહિકના સને ૧૯૬૧ ના વાર્ષિક ગ્રાહકોને ભેટ આપવાને માટે 'કથાઓ અને કથાપ્રસંગો-પહેલો ભાગ' પ્રગટ કરવામાં આવ્યો હતો અને શ્રી જૈન પ્રવચન સાપ્તાહિકના સને ૧૯૬૨ ના વાર્ષિક ગ્રાહકોને ભેટ આપવાને માટે આ 'કથાઓ અને કથાપ્રસંગો-બીજો ભાગ' પ્રગટ કરવામાં આવે છે. ભેટ આપવાને માટે પ્રગટ કરાતાં પુસ્તકોની થોડીક વધુ નકલો પણ છપાવવામાં આવે છે અને તે છૂટક નકલના મૂલ્યે વેચવામાં આવે છે.

કથાઓ અને કથાપ્રસંગોના પહેલા ભાગની જેમ તેના આ બીજા ભાગમાં જે જે કથાઓ અને કથાપ્રસંગો પ્રગટ કરવામાં આવેલ છે, તે શ્રી જૈન પ્રવચન સાપ્તાહિકના જુદા જુદા અંકોમાંથી ઉદ્ધૃત કરાયેલા છે.

પૂ. પ્રવચનકાર મહાત્માશ્રી જ્યારે જ્યારે કોઈ પણ

નાની કે મોટી કથા કહે છે અગર તો કોઈ નાનો કે મોટો કથાપ્રસંગ વર્ણવે છે, ત્યારે ત્યારે તે ઉપદેશાત્મક પદ્ધતિએ જ વર્ણવે છે. મોટે ભાગે તો નાની કથાઓ અગર કથાપ્રસંગો ચાલુ ઉપદેશ્ય વિષયના સમર્થનમાં જ કહેવાયેલ હોય છે. આથી, આ સંગ્રહને તૈયાર કરતાં દરેક કથા અગર કથાપ્રસં-ગની શરૂઆતમાં અને તેના અન્તમાં, તે કથાના અનુસન્ધાન-વાળો જે ઉપદેશ હોય છે, તેનો પણ જરૂર પૂરતો સંગ્રહ કરવામાં આવ્યો છે.

આ કથાઓ અને કથાપ્રસંગોની ઉપકારકતાના વિષયમાં અમે કાંઈ કહીએ, તે કરતાં પુસ્તક વાંચકોના હાથમાં છે એટલે વાંચીને તેઓ પોતે જ નિર્ણય કરી લે એ વધારે સારૂં છે.

આ બીજા ભાગમાં જે જે કથાઓ અને કથાપ્રસંગોનો સંગ્રહ કરવામાં આવ્યો છે, તે તે કથાઓ અને કથાપ્રસંગો વિષે અથવા તો કહો કે એના કથનના ઉદ્દેશ વિષે અમે આ નીચે ટૂંકી નોંધ આપીએ છીએ, કે જેથી વાંચકોનો તે વાંચવાનો ઉત્સાહ વધે. એટલુ જ નહિ, પણ વાંચનની પસંદગી કરવામાં સહાયક બની શકાય.

આ બીજા ભાગમાં **પૃ. ૧ થી ૧૩** સુધી 'પરણ્યાં તોય રહ્યાં બ્રહ્મચારી' એ મથાળા નીચે, માનવજીવન શા કારણે કીમતી ગણાય છે તેને અનુલક્ષીને જન્મરહિત અવસ્થાને પામવાનો પુરૂષાર્થ કરવાની પ્રેરણા કરવામાં આવી છે. એ માટે મન અને ઈન્દ્રિયો ઉપર કાબૂ મેળવવાનું સૂચન છે;

અને એ ત્યારે જ બની શકે કે જ્યારે મન વિષયોથી ઉદ્-વિગ્ન બનીને અનન્તજ્ઞાનિઓની આજ્ઞાનુસારે પ્રવર્તતું બને એમ કહેવામાં આવ્યું છે. જેઓ સાધુજીવનને સ્વીકારી શક્યા ન હોય અને જેમને ગૃહસ્થપણે જીવવું હોય એવા જીવો પણ જો ધારે અને મક્કમ મનના વિવેકી બને, તો તેઓ એવું જીવન જીવી શકે છે, કે જે જીવનમાં રહેલા સંયમની મહા મુનિવરો પણ પ્રશંસા કર્યા વિના રહી શકે નહિ. આ વાતના સામર્થનમાં **શ્રી વિજય શેઠ અને શ્રીમતી વિજયા શેઠાણીની** કથા કહેવાએલી છે. આ પતિ-પત્નીએ પરણ્યા પહેલાં મહિનાના એક પક્ષમાં બ્રહ્મચર્ય પાળવાનો નિયમ ગ્રહણ કર્યો હતો અને પરણતાંની સાથે જ સર્વથા બ્રહ્મચર્યનું પાલન કરવાનો નિશ્ચય કરી તેને જીવનમાં અમલી બનાવ્યો હતો. જીવનના પાછલા ભાગમાં સાધુપણાનો સ્વીકાર કરીને, એ બન્ને પુણ્યવાનોએ પોતાની અજન્મા અવસ્થા પ્રાપ્ત કરી હતી.

**પૃ. ૧૩ થી ૧૮** સુધીમાં 'શ્રી નવકાર અને ભીલ-ભીલડી' એ મથાળા નીચે **ભીલરાજ અને તેની પત્નીએ** શ્રી નવકાર મહામંત્રને પામી ક્ષમાના નિયમનું મરણાન્ત કષ્ટ આવ્યે પણ કેવું સુન્દર પાલન કર્યું એનું વર્ણન છે.

**પૃ. ૧૮ થી** ૧૯માં 'ભીલ-ભીલડીનો બીજો પ્રસંગ' એ મથાળા નીચે **ભીલદમ્પતીએ** શ્રી નવકાર મહામંત્રને પામી પાપને તજ્યું અને એ મહામંત્રના દાતા પૂ. ગુરૂદેવના ઉપકારને મરતાં મરતાં પણ યાદ કર્યા કર્યો, એ પ્રસંગનું વર્ણન છે.

**પૃ. ૨૦ થી ૯૫** સુધી 'શ્રી અરિહન્ત થનારા આત્માઓ –શ્રી ધના સાર્થવાહ અને શ્રી નયસાર' એ મથાળા નીચે, જે આત્માઓ શ્રી અરિહન્તપદને પામવાના હોય છે તે આત્માઓમાં અનાદિકાળથી કેવી સ્વભાવસિદ્ધ લાયકાત હોય છે અને તે આત્માઓમાં અનુપકૃત–પરહિતરતપણાનો ગુણ કેવી રીતિએ વિકસે છે, એનું વર્ણન છે અને એમાં, શ્રી **ધના સાર્થવાહનો** આત્મા તથા શ્રી **નયસારનો** આત્મા કેવા સંયોગોમાં સમ્યગ્દર્શન ગુણને પામ્યો, એ બન્ને પ્રસંગો રજૂ કરાયા છે. પરોપકાર કરવાનો ભાવ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ પૂર્વે કેવા પ્રકારે કાર્યગત બને છે અને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ પછીથી તે કેવા પ્રકારે કાર્યગત બને છે, એ વગેરે ઘણી બાબતો આમાં સ્પષ્ટ થયેલી છે

**પૃ. ૯૫ થી ૧૧૨** સુધીમાં 'જગડ શ્રાવક' એ મથાળા નીચે **પુણ્યાત્મા જગડે** પોતાને મળેલાં પાંચ માણિક્યોનો કેવા પ્રકારે ઉપયોગ કર્યો, એનું વર્ણન છે. જગડના પિતાની મનોવૃત્તિના અને શ્રી જગડની મનોવૃત્તિના વર્ણન સાથે, પરમાર્હત શ્રી કુમારપાળની મનોવૃત્તિનું પણ વર્ણન આમાં આવી જાય છે. સમ્યગ્દર્શન ગુણના સ્વામી સદ્‌ગૃહસ્થો પોતાની પુણ્યલક્ષ્મી ક્યાં ક્યા ખર્ચવાનું મન કરે, એનું આમાં ઘણું જ સુન્દર સ્પષ્ટીકરણ કરાએલું છે.

**પૃ. ૧૧૩ થી ૧૨૮** સુધી 'હારની ચોરી' એ મથાળા નીચે '**સાંતનુ**' નામના શ્રાવકને કરવી પડેલી ચોરીનું અને શ્રી **જિનદાસ** નામના શ્રાવકે અદા કરેલા સાધર્મિક પ્રત્યેના

કર્ત્તવ્યના સંબંધમાં વર્ણન કરાએલું છે. શ્રી જિનશાસનનો અપયશ થવા પામે નહિ, એની પણ ચિન્તા એ બન્નેના દિલમાં કેટલી બધી હતી, તે પણ આ પ્રસંગથી જાણી શકાય છે.

**પૃ. ૧૨૮ થી ૧૩૯** સુધી 'શાસન મળ્યું ને ગર્વ ગળ્યો' એ મથાળા નીચે, આપણે ત્યાં થઇ ગયેલા સુવિહિતશિરોમણિ, સમર્થ વિદ્વાન, આચાર્યભગવાન શ્રીમદ્ હરિ-**ભદ્રસૂરીશ્વરજી** મહારાજાને શ્રી જિનશાસનની પ્રાપ્તિ કેવા સંયોગોમાં થવા પામી એનું વર્ણન છે.

**પૃ. ૧૪૦ થી ૧૫૨** સુધી 'શ્રી કુમારપાળનો સમર્પિત ભાવ' એ મથાળા નીચે, પરમાર્હત શ્રી **કુમારપાળે** નવરાત્રિ દરમ્યાનની હિંસક પરંપરા કેવા પ્રકારે નાબૂદ કરી એ પ્રસંગના વર્ણન સાથે, હિંસક પરંપરા નાબૂદ કરવા જતાં દેવી કંટેશ્વરીએ કેવો ઉપદ્રવ કર્યો અને એ વખતે શ્રી જિનશાસનનો અપયશ થવા પામે નહિ એ માટે શ્રી કુમારપાળે કેવો નિર્ણય કર્યો, એ વગેરે પ્રસંગોનું વર્ણન પણ કરાએલું છે; જેના ઉપરથી આપણને એમ થઇ જાય કે—આપણો આત્મા પણ ક્યારે આવી રીતિએ સુદેવ, સુગુરૂ અને સુધર્મ પ્રત્યે સમર્પિત ભાવવાળો બનવા સાથે, અધર્મના ત્યાગમાં અને ધર્મના સેવનમાં સત્ત્વશીલ બને !

**પૃ. ૧૫૨ થી ૧૫૫** સુધી 'શ્રી કુમારપાળનો વિવેક' એ મથાળા નીચે, શ્રી **કુમારપાળ** પોતે કાઢેલા શ્રી સિદ્ધગિરિજીના છ રી પાળતા સંઘમાં અંત વૃદ્ધવયે પણ પગે

ચાલતા હતા, તેને લગતા પ્રસંગનું વર્ણન છે. પોતાના ભવભ્રમણનો ખ્યાલ હોવાને કારણે, પગે ચાલીને યાત્રાધામે પહોંચવામાં એમને કેટલો બધો આનન્દ હતો, એ ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય બીના છે.

**પૃ. ૧૫૬થી ૧૭૫** સુધી 'શ્રી કુમારપાળની જિન-ભક્તિ' એ મથાળા નીચે, સર્વ ઋતુનાં પુષ્પોથી શ્રી જિનની પૂજા કરવાના મનોરથને પૂર્ણ કરવાને માટે શ્રી **કુમારપાળે** કેવું સત્ત્વ બતાવ્યું, એ પ્રસંગનું વર્ણન કરાએલું છે.

**પૃ. ૧૭૫ થી ૧૮૦** સુધી 'શ્રી અરિહન્ત પરણે ક્યારે ?' એ મથાળા નીચે, ભગવાન શ્રી **ૠષભદેવસ્વા-મિજી**ના અન્તિમ ભવમાં એ જ્યારે કુમાર હતા ત્યારે એમનો લગ્નોત્સવ યોજવાને માટે આવેલા ઇન્દ્રને લગતા પ્રસંગનું વર્ણન કરાએલું છે.

**પૃ. ૧૮૦ થી ૧૮૪** સુધી 'આંખનો સંયમ' એ મથાળા નીચે, હરાઈ ગયેલાં શ્રીમતી સીતાદેવીના જંગલમાંથી પ્રાપ્ત થયેલા અલંકારો વિષે શ્રી **લક્ષ્મણજી**ને પૂછવામાં આવતાં, તેમણે આપેલા જવાબવાળા પ્રસંગનું વર્ણન છે.

**પૃ. ૧૮૪ થી ૧૮૬** સુધી 'કર્મનો વાદ અને દયા' એ મથાળા નીચે, કર્મના વાદને નામે દયાનું દેવાળું કાઢ-નારાઓ 'ગરીબો ખાજાં કેમ ખાતા નથી ?'–એવું કહેનારા **બાદશાહના દીકરા** જેવા અજ્ઞાન છે, એ બતાવવા બાદ-શાહના દીકરાનો એ પ્રસંગ વર્ણવાએલો છે.

**પૃ. ૧૮૭ થી ૧૯૩** સુધી 'શાહ અને બાદશાહ' એ મથાળા નીચે, જે પ્રસંગને લઈને બાદશાહને પણ કબૂલ કરવું પડયું કે–'પહેલો શાહ અને પછી બાદશાહ' એ **દુષ્કાળનિવારણનો** પ્રસંગ વર્ણવાએલો છે. જેને જોતાં એના દેદાર ઉપરથી લાગે નહિ કે–આ શ્રીમન્ત હશે; પણ હતો એ મોટો શ્રીમન્ત. મોટો શ્રીમન્ત હોવા છતાં શ્રીમન્તાઈનો અહંકાર નામનોય ન મળે અને ગરીબની જેમ જીવે. છતાં એ હતો દિલનો દિલાવર. ભોજનના અવસરે એ ગામના પાધરેથી કોઈ મહાજન એને ત્યા જમ્યા વિના આગળ જઈ શકે નહિ. એમાં દુકાળ કાઢવા પાટણના મહાજનના શેઠિયાઓ એ ગામેથી ટીપ કરવાને જઈ રહ્યા હતા. આ **વણિકે** તેમને ભોજન માટે આમન્ત્યા અને પાટણનું આખું મહાજન ભેગું થઈને જે નહોતું કરી શકયું, તે આ દિલાવર દિલના વણિકે કર્યું.

**પૃ. ૧૯૩ થી ૧૯૭** સુધી 'દુકાળ વખતે ધનનો સદ્વ્યય' એ મથાળા નીચે, દુષ્કાળનિવારણનો એક બીજો પ્રસંગ વર્ણવાએલો છે દુકાળ પડશે એવું જાણીને ધાન્યથી ભંડારો ભરી દીધા અને દુકાળ પડતા એકેયને ભૂખ્યો મરવા દીધો નહિ, એવા **અનુકમ્પાશીલ અને ઉદાર શેઠનો** આ પ્રસંગ છે. રાજાએ કહેવા છતા રાજ્યની તીજોરીમાથી એક પૈસોય લીધા નહિ અને રાજ્યની આબરૂ ખાતર રોટલા ને દાળને બદલે લાપશી ને દાળથી રોજ ભૂખ્યાને ભોજન કરાવ્યું. અને, અન્તે રાજાને કહ્યુ કે–આપેય ધનના ટ્રસ્ટી છો અને હુંય ધનનો ટ્રસ્ટી છું.

**પૃ. ૧૯૮ થી ૨૦૦** સુધી 'આપણે બગડ્યા માટે યુગ બગડ્યો' એ મથાળા નીચે, રાજાના અન્તઃકરણમાં પ્રગટેલા **દૂષિત ભાવે શેરડીના સાંઠા ઉપર કરેલી અસર** વાળા પ્રસંગનું વર્ણન છે.

**પૃ. ૨૦૦ થી ૨૦૩** સુધી ''**મુસાભાઈનાં વા ને પાણી**' એ મથાળા નીચે જાણીતું ઉદાહરણ છે, જે દ્વારા લોકાચારના પાલન વિષે સ્પષ્ટીકરણ કરાએલું છે.

**પૃ. ૨૦૩ થી ૨૦૭** સુધી 'ચિત્રકારની ભૂમિશુદ્ધિ' એ મથાળા નીચે, **બે ચિત્રકારો** પૈકી એકે ભીંતને એવી બનાવી કે બીજાએ બીજી ભીંતમાં ચીતરેલાં ચિત્રો એમાં પ્રતિબિમ્બિત થાય, એ ઉદાહરણ દ્વારા હૈયા રૂપી ભૂમિને સ્વચ્છ કરવાનું ઉપદેશાયું છે

**પૃ. ૨૦૮ થી ૨૧૭** સુધી 'શ્રી રાવણ અને શ્રી ધરણેન્દ્ર' એ મથાળા નીચે, શ્રી **રાવણ** જ્યારે એક કન્યાને પરણવાને જઈ રહ્યા હતા, ત્યારે શ્રી **અષ્ટાપદગિરિજી ઉપર** જે પ્રસંગ બન્યો, તેનું વર્ણન કરાએલું છે. શ્રી જિનભક્ત તરીકેની લાયકાત શા શા મનોભાવો પ્રગટાવે છે–એ વગેરે ઘણી બાબતોનું આ વર્ણનમાં સ્પષ્ટીકરણ કરાએલું છે.

**પૃ. ૨૧૮ થી ૨૨૭** સુધી 'બાપને બાપ કહેતાં શરમાતો શિક્ષક' એ મથાળા નીચે, **પિતાની અવગણના** કરતા એક શિક્ષકના ઉદાહરણ સાથે મા–બાપના ઉપકારને વિસરી જનાર જીવ કેટલો બધો અયોગ્ય હોય છે, એનું વર્ણન કરાએલું છે.

**પૃ. ૨૨૭ થી ૨૩૮** સુધી 'મરણ સુધર્યું ને રંક સંપ્રતિ બન્યો' એ મથાળા નીચે, મરણને સુધારવાને મથવાની કેટલી બધી જરૂર છે—એ જણાવતાં પુણ્યાત્મા **રાજા સંપ્રતિના** પૂર્વભવના અન્તિમ પ્રસંગનું વર્ણન કરાએલું છે.

**પૃ. ૨૩૯ થી ૨૫૦** સુધી 'પેથડ શાએ બંધાવેલું શ્રી જિનમન્દિર' એ મથાળા નીચે, મિથ્યાદૃષ્ટિઓના કારમા જોરવાળી દેવગિરિ નામની નગરીમાં શ્રી જિનમન્દિર બાંધવા માટે, મંત્રીશ્વર **પેથડ શાએ** કેવી ઉદારતા સાથે દીર્ઘદર્શિતા વાપરી હતી, એ પ્રસંગનું વર્ણન કરાએલું છે.

**પૃ. ૨૫૦ થી ૨૫૬** સુધી 'વિનયરત્ન' એ મથાળા નીચે, શ્રી ઉદાયન રાજાનું ખૂન કરનારા **વિનયરત્ન** નામના દમ્ભી સાધુના પ્રસંગનું વર્ણન કરાયું છે. એ સાથે શ્રી જિનશાસનના મહાસમર્થ આચાર્યભગવાને શાસનની આબરૂની રક્ષા માટે આત્મહત્યા કર્યાનું પણ વર્ણન કરાએલું છે.

**પૃ. ૨૫૭ થી ૨૭૬** સુધી 'અસ્પૃશ્યતા અને શ્રી જૈન શાસન' એ મથાળા નીચે અસ્પૃશ્યતા વિષેનું શ્રી જૈન શાસનનું દૃષ્ટિબિન્દુ રજૂ કરવા સાથે શ્રી **મેતાર્ય** મુનિવર, શ્રી **હરિકેશી** મુનિવર, વેશ્યાપુત્ર **મદન** અને માતંગોનો સંઘ—એ વિષે વર્ણન કરાએલું છે.

**પૃ. ૨૭૬ થી ૨૮૮** સુધી '**શ્રી શાલિભદ્રજી અને શ્રી ધનાજીની દીક્ષા**' એ મથાળા નીચે, એ દીક્ષાની પૂર્વેનો પ્રસંગ વર્ણવાએલો છે.

- પ્રકાશક.

# કથાઓ અને કથાપ્રસંગો બીજો ભાગ

## અનુક્રમણિકા

# કથાઓ અને કથાપ્રસંગો

## બીજો ભાગ

### ૧. પરણ્યાં તોય રહ્યાં બ્રહ્મચારી :

જન્મ સ્વભાવે તો સારો નહિ જ, છતાં જ્ઞાનિઓએ મનુષ્ય જન્મને સારો કહ્યો છે તે એટલા માટે કે–જન્મરહિત થવાને માટે મથવાનું આ જીવનમાં જ સારામાં સારી રીતિએ બની શકે એવું છે! મનુષ્યજન્મને પામ્યા સિવાય, કોઈ જીવ જન્મરહિત બન્યો નથી; બનતો નથી ને બનવાનો પણ નથી. માટે જ આ જન્મ કીમતી છે.

હવે આ જીવનને કીમતી બનાવવું જોઈએ ને? જન્મનું દુઃખ, એટલે શરીરનું જ દુઃખ ને? જેને જન્મ નહિ, તેને શરીર નહિ! તો શરીર ભારભૂત લાગે છે ને? શરીર છે તો બધી ઉપાધિઓ છે ને? કાન, જીભ, નાક, આંખ વગેરે શરીરમાં છે ને? આ શરીર અને એમાં રહેલી પાંચેય ઈન્દ્રિયો ઉપર તમને પ્રેમ છે કે દ્વેષ છે? પ્રેમ હોય એટલે એને ગમતું આપવાનું મન થાય અને દ્વેષ હોય તો શરીર છૂટે એવા પ્રકારે જ મનનો અને ઈન્દ્રિયોનો ઉપયોગ કરવાનું મન થાય.

શરીરના બન્ધનથી સર્વથા છૂટવાને માટે, ઈન્દ્રિયોની ગુલામીમાંથી મુક્ત બનવાને માટે જ્ઞાનિઓએ જે જે કરવાનું કહ્યું છે, તે કરવાનું મન ક્યારે થાય? જીવનને કીમતી બનાવવાને શું શું કરવું જોઇએ તેની આ વાત છે. શરીર ઉપર દ્વેષ ઉપજે એટલે કે અશરીરાવસ્થા પામવાનું મન થાય ત્યારે ને? જેને આવું કરવાનું

મન થાય નહિ, તેને જન્મ ભૂંડો લાગ્યો નથી. જન્મ ભૂંડો લાગ્યા વિના જીવન સારૂં બને નહિ અને જીવન સારૂં બન્યા વિના માનવજીવનનો સાચો સાર હાથ લાગે નહિ.

એવા એવા મહાપુરૂષો થઈ ગયા છે કે જેમણે શરીરને હાડપીંજર કરી નાંખ્યું. ઈન્દ્રિયોને હુકમ કે–હું તમારો ઉપયોગ કરીશ, પણ તમે જ્યાં જવા માગશો ત્યાં જવા દઈશ નહિ!

આપણે આંખને સારી કેમ રાખીએ છીએ ? કહો કે–ભગવાનનાં દર્શન કરી શકાય એ માટે! સાધુપુરૂષોનાં દર્શન કરી શકાય એ માટે! તત્ત્વજ્ઞાન મેળવવાને માટે એનાં સાધનોને જોઈ શકાય એ માટે! જીવદયા પાળી શકાય એ માટે! પણ રૂપાદિક જોવાના લોભથી કોઈનાં મોંઢાં વગેરે જોઈ શકાય એ માટે નહિ! એવું જ બીજી ઈન્દ્રિયોને માટે! એ ક્યારે બને ? મન અને ઈન્દ્રિયો ઉપર કાબૂ આવે ત્યારે!

મન અને ઈન્દ્રિયોનો જો આપણા ઉપર કાબૂ હોય તો સમજવું કે–આપણી ગંગા ઊલટી વહી રહી છે! સારૂં જીવન એટલે મન અને ઈન્દ્રિયો કહે તેમ નહિ કરવાનું, પણ મન અને ઈન્દ્રિયોની પાસે અજન્મા બનવાને માટે જે કાંઈ કરવા જેવું જ્ઞાનિઓએ કહ્યુ છે તે કરાવવાનું! એને જે ગમે તે આપવાનું નહિ, પણ અનન્તજ્ઞાનિઓએ જે મુજબ જે આપવાનું કહ્યું છે તે મુજબ તે આપવાનું!

જીવનને કીમતી બનાવવાને માટે આવો નિશ્ચય કરી લેવો જોઈએ. મનને વિષયોથી ઉદ્વિગ્ન બનાવી દેવાનું અને એ મનને અનન્તજ્ઞાનિઓની આજ્ઞાનુસારે પ્રવર્તાવવાને મથવાનું. આ વાતનો જો દૃઢ નિશ્ચય થઈ જાય, તો ઘરે બેઠેલાઓ પણ સારા થઈ

શકે. સંસારને તજી શકાય તેમ ન હોય અને ઘરમાં રહેવું પડ્યું હોય, તો પણ આ વાતનો જો દૃઢ નિશ્ચય થઈ જાય, તો ઘરે બેઠેલાઓ પણ કોઈ કોઈક વાર એવા સારા બની જાય છે કે–મહા મુનિવરોનેય એમની અનુમોદના કરવી પડે.

શ્રી વિજય શેઠ અને શ્રીમતી વિજયા શેઠાણીનો એક પ્રસંગ આવે છે. બન્નેય જન્મને કલંક માનનારાં હતાં. મોક્ષની સાધના કરવાના ભાવવાળાં હતાં. પણ એવી અનુકૂળતા પ્રાપ્ત થયેલી નહિ, કે જેથી એક માત્ર મોક્ષની સાધનામાં જ લાગી જાય, એટલે સંસારમાં રહેલાં.

એમની ઉછરતી વયની આ વાત છે. હજુ તો લગ્નેય થયેલાં નહિ. નાની વયે પણ એમને સાધુપુરૂષોનો સમાગમ મળ્યા કરતો. ઘરમાં પણ એમને ધર્મની વાતો સાંભળવાને મળતી. એક વાર, અબ્રહ્મચર્ય કેવું ખરાબ છે અને બ્રહ્મચર્ય કેવું સારૂં છે, એ એમના સાંભળવામાં આવ્યું. શક્તિ અલ્પ હતી, ભાવના બહુ વિકસિત થઈ નહોતી, પણ એ વાત એમને ગમી ગઈ. આમ તો સારાય સંસારના ત્યાગ પ્રતિ પણ રૂચિ જન્મેલી, પણ એણે હજુ જોર પકડેલું નહિ.

આથી શ્રીમતી વિજયાએ કૃષ્ણ પક્ષમાં પોતાના પતિને નહિ સેવવાનો નિયમ ગ્રહણ કર્યો અને શ્રી વિજયે શુક્લ પક્ષમાં પોતાની પત્નીને નહિ સેવવાનો નિયમ ગ્રહણ કર્યો.

આવો નિયમ કરનારને, પરપુરૂષ કે પરસ્ત્રીનો તો સ્વપ્નેય વિચાર હોય નહિ ને? પોતાના પતિ અને પોતાની પત્ની સાથેના વ્યવહારમાં પણ જે આવું નિયમન સ્વીકારે, તેને

પરપુરુષ કે પરસ્ત્રીનો વિચાર તો હોય જ શાનો ? તમારે આવું નિયમન નહિ હોય તોય પુરુષોને પરસ્ત્રીના ત્યાગ પૂરતું અને સ્ત્રીઓને પરપુરુષોના ત્યાગ પૂરતું નિયમન તો હશે જ ને ?

જ્યારે એ બન્નેએ આવું નિયમન સ્વીકાર્યું, ત્યારે એ બેમાંથી એકેયને માલૂમ નહોતું કે-આપણે પતિ-પત્ની બનીશું ! એમણે સ્વીકારેલા નિયમનની પણ કોઈને ખબર નહોતી. પરન્તુ ભવિતવ્યતાવશ બન્યું એવું કે-એ બન્ને ઉમ્મરે પહોંચતાં એ બન્નેના માતા-પિતાએ એ બન્નેનું લગ્ન ગોઠવ્યું અને શ્રીમતી વિજયા અને શ્રી વિજય એક-બીજાને પરણ્યાં.

એ વખતે શુકલ પક્ષના દિવસો હતા. કૃષ્ણ પક્ષને શરૂ થવાને ત્રણ દિવસો બાકી હતા. આથી સંસારમાં બનતું આવ્યું છે અને બને છે તેમ શ્રીમતી વિજયા શ્રૃંગાર સજીને શ્રી વિજયની પાસે એકાન્તમાં આવી. પતિને સંતોષ પમાડીને એ પોતાના કૃષ્ણ પક્ષના નિયમની વાત કરવાને ઇચ્છતી હતી.

પણ શ્રીમતી વિજયાને આવેલી જોતાંની સાથે જ શ્રી વિજય સાવધાન થઈ ગયા. એમને પોતાનો નિયમ બરાબર યાદ હતો. એમણે બહુ મીઠાશથી અને શ્રીમતી વિજયાને સંતોષ ઉપજે એવી રીતિએ શ્રીમતી વિજયાને જણાવ્યું કે-'દેવી ! દરેક શુકલ પક્ષમાં મનથી, વચનથી અને કાયાથી બ્રહ્મચર્યનું પાલન કરવાનો નિયમ મેં ગ્રહણ કરેલો છે. શુકલ પક્ષને પૂરો થવાને અને કૃષ્ણ પક્ષને શરૂ થવાને હવે માત્ર

ત્રણ દિવસની વાર છે. કૃષ્ણ પક્ષ શરૂ થયે આપણે રતિસુખ અનુભવશું ! '

શ્રી વિજયના મુખેથી આ વાતને સાંભળતાંની સાથે જ, શ્રીમતી વિજયા વિલખી પડી ગઈ. એના મુખ ઉપર ઉદાસીનતાની ઘેરી છાયા છવાઈ ગઈ. શાથી ? હવે સર્વથા બ્રહ્મચર્યનું પાલન કરવું પડશે—એવા કોઇ વિચારથી નહિ, પણ શ્રી વિજયનું શું થશે—એના વિચારથી ! પોતાને પોતાના નિયમનો ભંગ હરગીઝ કરવો નહોતો, તેમ શ્રી વિજયના નિયમનો ભંગ કરાવવાનો પ્રયત્ન કરવાનોય તેણીનો કોઈ વિચાર નહોતો; પણ શ્રી વિજયે શું કરવું—એની ચિન્તા તો એને થાય ને ?

આ વિચારથી શ્રીમતી વિજયા એકદમ અત્યન્ત ગ્લાનિ પામી ગઈ. તેણીના મુખ ઉપર પ્રસરી ગયેલી ગ્લાનિની છાયાને જોતાં જ, શ્રી વિજયે તેણીને પૂછ્યું કે–' આટલી બધી ગ્લાનિ થવાનું કારણ શું છે ? '

શ્રીમતી વિજયાએ કહ્યું કે–' આપને જેવો નિયમ શુકલ પક્ષને માટે છે, તેવો જ બ્રહ્મચર્યના પાલનનો નિયમ મારે કૃષ્ણ પક્ષને માટે છે. '

આ સાંભળીને શ્રી વિજય પણ એકદમ ખેદ પામી ગયા. મોટી મુઝવણ ઉભી થઈ ગઈ ને ? પરણ્યા છતાં, એકને શુકલ પક્ષનો નિયમ અને બીજાને કૃષ્ણ પક્ષનો નિયમ, તો હવે કરવું શું ?–એ વિચાર થઈ પડે ને ? પણ શ્રી વિજયને એનો ખેદ નહોતો. શ્રીમતી વિજયાને જેમ શ્રી વિજયને કારણે ગ્લાનિ ઉપજી હતી, તેમ શ્રી

વિજયને પણ શ્રીમતી વિજયાને કારણે જ ગ્લાનિ ઉપજી હતી. હવે આ વિજયાનું શું થશે ?–એ જ વિચાર એમને સતાવતો હતો.

અત્યારે તો આ બન્નેય જણાં ખેદ અનુભવી રહ્યાં છે, પણ હમણાં જ એ બન્ને એવો નિર્ણય કરવાનાં છે, કે જે નિર્ણય થતાંની સાથે જ બન્નેયનો ખેદ ભાગી જવાનો છે અને બન્નેય આનન્દથી પુલકિત વદનવાળાં બની જવાનાં છે.

કેવો એમણે નિર્ણય કર્યો, એ તો તમારે જાણવું છે ને ? પણ એ પહેલાં દરેકે પોતાની જાતનો વિચાર કરવાને થોભવા જેવું છે, એમ તમને નથી લાગતું ? આપણે માટે આવો અવસર આવી લાગે, તો આપણે શો નિર્ણય લઈએ–એનો દરેકે, પોતપોતાના હૈયા સાથે મેળ મેળવીને, ક્યાસ કાઢી લેવા જેવો છે.

પહેલી વાત તો એ વિચારો કે–આવો અવસર જો આવી લાગે તો ગ્રહણ કરેલા નિયમ ઉપર રોષ પ્રગટે કે નહિ ? ‘ ક્યાંથી આવો નિયમ લઈ લીધો ? ’–એવું થાય કે નહિ ?

પછી ‘ નિયમ લીધો તે અણસમજમાં લીધો હતો એ વખતે ખબર નહોતી કે જેને પરણશું તેને અન્ય પક્ષના બ્રહ્મચર્યનો નિયમ હશે. માટે નિયમમાં કાંઈક બાંધછોડ કરવી જોઈએ.’–આવું કાંઈ થાય કે નહિ ?

પછી વળી એવોય વિચાર આવે કે–‘ અમુક પક્ષના બ્રહ્મચર્યનો નિયમ લીધો છે, પણ એ નિયમનું તાત્પર્ય તો એટલું જ છે કે–મહિનામાં પંદર તિથિએ લાગલાગટ બ્રહ્મ-

ચર્ય પાળવું. માટે બન્ને કોઈ પણ એક પક્ષ નક્કી કરીને એ પક્ષમાં બ્રહ્મચર્ય પાળીએ'—આવું પણ બને કે નહિ?

અથવા તો 'અમુક તિથિઓ શુકલ પક્ષની અને અમુક તિથિઓ કૃષ્ણ પક્ષની મેળવીને એક પક્ષ બનાવીએ અને એમાં બ્રહ્મચર્ય પાળીએ, કે જેથી બન્નેયના પક્ષો જળવાય અને એક પક્ષના બ્રહ્મચર્યનું પાલન કરવાનો જે હેતુ હતો તે બર આવે.'—આવું કાંઈ કરવાનું મન થાય કે નહિ?

'એ બન્નેની જગ્યાએ, આપણે હોઈએ તો શું કરીએ?' —એ વિષે તમારી જાતને અનુલક્ષીને વિચાર કરી શકો એ પૂરતી જ આ વાત છે. નિયમનો સર્વથા ભંગ કરવાનો એટલે કે એકેય તિથિના બ્રહ્મચર્યનો નિયમ જ નથી રાખવો, એવો વિચાર કદાચ ન પણ આવે, પરન્તુ નિયમમાં બાંધછોડ કરવાનો વિચાર આવે કે નહિ?

પણ શ્રી વિજય અને શ્રીમતી વિજયા સમજતાં હતાં કે—'નિયમમાં આવી કોઇ બાંધછોડ થાય નહિ. આવી બાંધછોડ કરવી, એ પણ નિયમનો ભંગ જ ગણાય. જેણે જે પક્ષ માટે નિયમ લીધો હોય, તેણે તે પક્ષમાં બ્રહ્મચર્ય પાળવું જ જોઈએ. એમાં ન પક્ષની હેરફેર થાય કે ન તિથિની હેરફેર થાય. પક્ષની કે તિથિની હેરફેર એટલે નિયમનો ભંગ!'

શ્રી વિજય અને શ્રીમતી વિજયા આવું સમજતાં હતાં, એટલે મોટી વિમાસણમાં આવી પડવા છતાં પણ એમણે નિયમ અંગે પક્ષની કે તિથિની હેરફેરનો વિચાર કર્યો જ નથી.

બન્નેય યુવાન છે; બન્નેય રૂપસંપન્ન છે; અને બન્નેય

જણાં કોડભર્યાં નહોતાં એમ પણ નહિ; પરન્તુ તેઓ બન્ને એક -બીજાને જેવાં કોડભર્યાં માનતાં હતાં તેવાં કોડભર્યાં તો એ બન્ને નહોતાં જ ! નહિતર, એમણે જે નિર્ણય લીધો તે નિર્ણય એ લઈ શકત નહિ ! એમણે શો નિર્ણય લીધો, તે તમારે જાણવું છે ને ? ચાલો એ જોઈએ.

શ્રી વિજયને ખેદમાં ખૂંચી ગયેલા જોઈને, શ્રીમતી વિજયાએ શ્રી વિજયને કહ્યું કે-'સ્વામિનાથ ! આપ ખેદ કરો નહિ ! આપ સુખેથી અન્ય કન્યાને પરણો અને ઇચ્છા મુજબ વિષયસુખ ભોગવો ! પુરૂષોને તો વધારે પત્નીઓ હોઇ શકે છે. મારે તો હવે જીવનભરનું બ્રહ્મચર્ય છે અને એમાં હું રાજી છું. એટલે આપ મારી તો કોઈ ફીકર જ કરો નહિ !'

શ્રીમતી વિજયાના આ કથનને સાંભળીને, શ્રી વિજય આનન્દમાં આવી જાય છે. શ્રી વિજયનો ખેદ ભાગી જાય છે અને શ્રી વિજયને હૈયે ભારે ટાઢક ઉપજે છે. શાથી ? બીજી પરણવાની અનુકૂળતા મળી ગઈ એથી નહિ ! પોતાની જે આન્તરિક ઇચ્છા દબાઈ પડેલી હતી, તે બર આવી એથી !

શ્રી વિજય, શ્રીમતી વિજયાને કહે છે કે-'દેવી ! મારે તો દીક્ષા જ લેવી હતી. આ તો માતા-પિતાના અતિ આગ્રહથી અથવા સાચું તો એ છે કે તેઓના બલાત્કારથી મારે પરણવું પડ્યું ! વિષયસુખમાં સાર જેવુંય શું છે ? નથી તેથી આયુષ્ય વધતું કે નથી તેથી મહત્ત્વ વધતું. વળી, સર્વ અંગોને શ્રમિત કર્યા વિના એ ભોગવાતું નથી.

એટલે એને સુખ માનવું એ જ ખોટું છે. પશુઓ અને પક્ષિઓ પણ વિષયસેવન તો કરે જ છે, તો વિષયસેવન કરવામાં માનવનું મહત્ત્વ કયું છે ? આફરો ચડે ને કડવો ક્વાથ પીવાથી તે શમે, એની માફક એક મનઃસંકલ્પથી ઉપજેલા દુઃખને નિવારવાને માટે બીજું દુઃખ ભોગવવું, એના જેવું વિષયસુખનું સેવન છે. લૌકિક સુખ શરીરની અને ઇન્દ્રિયોની અનુકૂળતા દ્વારા ગણાય છે, પણ વાસ્તવિક સુખ તો દેહના અભાવથી જ ઉત્પન્ન થાય છે. પારમાર્થિક સુખના પરમ ભોક્તા તેઓ જ છે, કે જેઓએ સર્વ પ્રયત્નો વડે કરીને અશરીરીપણું પ્રાપ્ત કર્યું છે. એટલે મને તારો નિર્ણય જાણીને ઘણો જ આનન્દ ઉપજ્યો. પહેલાં મને જે ખેદ ઉપજ્યો હતો, તે તારી ચિન્તાને કારણે ઉપજ્યો હતો; પણ તેં જીવનભરના બ્રહ્મચર્યનો નિર્ણય મને જણાવ્યો, એટલે હું તો રાજી-રાજી થઈ ગયો છું.'

આવો નિર્ણય કરી લીધા પછી, એ બન્નેય વિચાર કરવાને બેઠાં કે-હવે આપણે કરવું શું ? અશરીરી બનવાને માટે જે કંઈ કરવું જોઈએ તે કરવા સિવાયનો કોઇ વિચાર એમને નથી અને એથી તે બન્નેય જણાં અનન્તજ્ઞાનીની આજ્ઞા મુજબ સંસારને તજીને અને સંયમને સ્વીકારીને તપોમય જીવનને જીવવાની ભાવનામાં રમે છે. એ ભાવનાનો અમલ કરવાના વિચારમાં એમને માતા-પિતાનો વિચાર આડો આવે છે. તેથી તેઓ નિર્ણય કરે છે કે-'આપણે મનથી, વચનથી અને કાયાથી બ્રહ્મચર્ય પાળવું, પણ આ વાતની આપણે માતા-પિતાને ખબર પડવા દેવી

નહિ. આપણા વગર કહ્યે પણ જ્યારે તેમના જાણવામાં આ વાત આવી જશે, ત્યારે આપણે દીક્ષા લઈ લેશું!'

આવો નિર્ણય કરીને, એ બન્ને સાથે રહે છે, પાસે સૂએ છે, નિરાતે વાતો કરે છે અને સાંગોપાંગ બ્રહ્મચર્યનું પાલન કરે છે. માતા-પિતાને ગંધ સરખીય આવે નહિ કે-'આ લોકો બ્રહ્મચર્ય પાળે છે'-એવા પ્રકારનો બાહ્ય વ્યવહાર રાખે છે અને છતાં તેઓ અણીશુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરે છે.

આવા પ્રકારનો બાહ્ય વ્યવહાર રાખવા સાથે બ્રહ્મ-ચર્યનું અણીશુદ્ધ પાલન કરવું; એ કાંઇ બધાઓને માટે શક્ય હોતું નથી. વિરલ અને અતિ સત્ત્વવાળા જીવો જ આવી રીતિએ સાથે રહેવા અને સાથે સૂવા-બેસવા છતાં મન-વચન-કાયાથી બ્રહ્મચર્ય પાળી શકે છે. એટલે બ્રહ્મ-ચર્ય જેણે પાળવું હોય, તેણે તો અબ્રહ્મના વિચારને પેદા કરે એવાં સ્થાનોથી અને એવા સંયોગોથી યથાશક્ય આઘા રહેવાનો જ પ્રયત્ન કરવો જોઈએ. આ બન્ને તો સંયમની જ ભાવનામાં રમે છે, અશરીરી બનવા માત્રની જ આ બન્ને-ની ઈચ્છા છે અને ગજબનું સત્ત્વ ધરાવે છે, એટલે આમની વાત જુદી છે.

આમ દિવસોના દિવસો વહી જાય છે. વિષયસુખનું તો સ્મરણ પણ કરતા નથી, કેમ કે-વિષયોનો એ સ્વભાવ છે કે, સ્મરણ માત્રથી પણ જીવને હણે!

હવે એક વાર એવું બન્યું કે-કોઈ એક ભાગ્યવાન શેઠે ૮૪ હજાર સાધુઓને પારણું કરાવવાનો અભિગ્રહ લીધો.

પણ એવો અવસર આવે ક્યાંથી કે—એ ૮૪ હજાર સાધુઓને એકી સાથે પારણું કરાવી શકે ? એટલે રોજ એ શેઠ ચિન્તા કર્યા કરે છે કે—'મારો આ મનોરથ ક્યારે પૂર્ણ થશે. ?'

એવામાં એ શેઠને એક કેવલજ્ઞાની મુનિવરનો યોગ સાંપડ્યો. કેવલજ્ઞાની એટલે સર્વજ્ઞ. ત્રણે કાળમાં બનનારને જાણનારા ! એ મુનિવરને એ શેઠે પૂછ્યું કે—' ભગવન્ ! ૮૪ હજાર મુનિઓને પારણું કરાવવાનો મારો મનોરથ ક્યારે સફળ થશે ?'

કેવલજ્ઞાની મુનિવર કહે છે કે—' એકી સાથે ૮૪ હજાર મુનિઓ મળવા એ જ દુર્લભ છે, અને કદાચ દૈવયોગે એટલા બધા મુનિઓનો સંગમ થઈ પણ જાય, તો પણ એટલા મુનિઓને શુદ્ધ ખાન—પાનની સામગ્રી આપી શકાય એ શક્ય નથી.'

શેઠ પૂછે છે કે—' તો પછી મારો મનોરથ ફળે શી રીતિએ ?'

કેવલજ્ઞાની મુનિવરે કહ્યુ કે—' કચ્છ દેશમાં જઈને જો તું વિજય અને વિજયાને ભોજન કરાવીશ, તો ૮૪ હજાર સાધુઓને પારણું કરાવતાં તને જેટલુ પુણ્ય થાય, તેટલું પુણ્ય તને એ બ્રહ્મચારી દંપતિને ભોજન કરાવવાથી થશે.'

શેઠના પૂછવાથી કેવલજ્ઞાની મુનિવરે એ દંપતીના બ્રહ્મચર્યનો વૃત્તાન્ત કહ્યો અને એ સાંભળીને હર્ષિત બનેલા એ શેઠે કચ્છમાં પહોંચીને એ વૃત્તાન્તને પ્રગટ કર્યો તથા એ દંપતીની ભક્તિ કરી.

શ્રી વિજયનાં માતા-પિતાએ જ્યારે એ જાણ્યું, ત્યારે તેઓ પણ પોતાને મહાભાગ્યશાલી માનવા લાગ્યાં.

પછી તરત જ શ્રી વિજયે અને શ્રીમતી વિજયાએ દીક્ષા લીધી, અશરીરી અથવા તો અજન્મા બનવાને માટેનો ભારે પુરૂષાર્થ આદર્યો અને એ જ જીવનને અન્તે એ એવા મરણને પામ્યાં, કે જે મરણ પછી તેઓને જન્મવાપણું રહ્યું નહિ.

આવું ક્યારે બની શકે? જન્મના વૈરી હોય, તેમનાથી જ આ બની શકે ને? શરીરના સુખનો જેમને ખપ ન હોય, તેમનાથી જ આ બની શકે ને? ઇન્દ્રિયોને જેમણે બરાબર સ્વાધીન બનાવી લીધી હોય, તેવાઓથી જ આવું બની શકે ને? અને જેમનું મન વિષયોના સુખથી સર્વથા પરાઙ્મુખ બન્યું હોય, તેમનાથી જ આવું બની શકે ને? માનવજીવનને કેવું બનાવવાની મહેનત કરવી જોઈએ, એ વાત તમારા ધ્યાનમાં તો આવી ગઈ ને? માનવજીવનને સારૂં બનાવવાને માટે, માનવજીવનના સારને સાધી લેવાને માટે, આવા જીવનને જોયા કરવું જોઈએ ને? એટલી બધી ઉંચી હદે ન પહોંચી શકાય, તો પણ 'ક્યારે હું એ હદે પહોંચું!'-એવો મનોરથ તો હોવો જોઇએ ને? અને એ મનોરથને સફળ બનાવવાને માટે શું કરવું જોઇએ? 'મારે અજન્મા બનવું છે.'-એ ભાવને પેદા કરીને, જન્મ જ ભૂંડો છે-એની વિચારણા કરવા દ્વારાએ, એ ભાવને ખૂબ ખૂબ ઉત્તેજિત કર્યા કરવો જોઈએ ને? શરીરના સુખનો લોભ છોડીને, ઇન્દ્રિયોને સ્વા-

લીન બનાવી દેવી જોઈએ ને? અને એ માટે મનને પણ વિષયોના સુખથી પરાઙ્મુખ બનાવી રાખવાની મહેનત કરવી જોઈએ ને? હવે તમે આવું કરવા માંડવાના? મનને વિશુદ્ધ બનાવવાને માટે, તેને સારી સારી વાતોના ચિન્તનમાં રોકવાનો પ્રયત્ન કરવાના? અને એ માટે, અજન્મા બનેલા પરમાત્માની ઉપાસનામાં લીન બનીને, અજન્મા બનેલા પરમાત્મા જે માર્ગ બતાવી ગયા છે, તે માર્ગને જાણવાને માટે, એ પરમાત્માની આજ્ઞા મુજબ પોતાના મન, વચન અને કાયાના યોગને પ્રવર્તાવનારા જે કોઈ સાધુ મહાત્માઓ હોય, તેમની સેવાભક્તિમાં પણ લીન બનવાના?

આવું આપણે કરવું છે—આવું લક્ષ્ય પણ જો આવી જાય, તો પણ જીવન જીવવાની દિશા પલટાઈ જાય.

## ૨. શ્રી નવકાર અને ભીલ–ભીલડી

શાસ્ત્રોમાં શ્રી નવકારના મહિમાને દર્શાવનારાં અનેક દૃષ્ટાન્તો આવે છે, પણ તેના પરમાર્થ સુધી પહોંચવું જોઈએ. નહિતર, એ દૃષ્ટાન્તોના નામે વિપરીત આશયના આગ્રહવાળા બની જવાય, એ સંભવિત છે. શ્રી નવકારના પ્રતાપે ભીલ–

ભીલડી રાજા-રાણી થયાં એટલું યાદ રાખ્યું, પણ એ કેવાં હતાં એ યાદ રાખ્યું છે?

એક વાર મુનિઓનો સમૂહ રસ્તો ભૂલવાથી ચાલતે ચાલતે એક જંગલમાં પહોંચી ગયો ચાલી ચાલીને ખૂબ જ થાકી ગયેલા એ સાધુસમૂહને, એક ભીલપતિએ અને તેની પત્નીએ જોયો. એ સાધુઓને જોતાં જ, ભીલપતિના અન્તઃકરણમાં અનુકમ્પાનો ભાવ પેદા થયો. એને એમ થઈ ગયું કે-'આ અતિ વિષમ જંગલમાં આ મહાત્માઓ કેમ ભમે છે?'

તરત જ તે ભીલપતિ સાધુઓની પાસે પહોંચી ગયો અને પૂછ્યું કે-'આપ આ જંગલમાં કેમ ફરો છો?'

સાધુઓએ કહ્યું કે-'અમે રસ્તો ભૂલી ગયા છીએ.' અને એ જ વખતે એ ભીલપતિની પત્નીએ ભીલપતિને કહ્યુ કે-'સ્વામિન્! આ મહા તપસ્વી પવિત્રાત્માઓને આપ આ ભયંકર અરણ્યને કાંઠે પહોંચાડી દો અને અતિ વિષમ તપથી પરિક્ષીણ થઈ ગયેલા આમને ફળમૂલાદિથી પ્રસન્ન કરો! વિધિએ તમને આ રીતિએ નિધાનનો જ લાભ આપ્યો છે.'

એ સાંભળીને ભીલપતિને પણ ભારે હર્ષ થયો અને તેણે જંગલમાંથી ફળો વગેરે લાવીને મુનિઓ પાસે વિનયપૂર્વક ધર્યાં. મુનિઓએ કહ્યુ કે-'હે શ્રાવક! ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ નિષેધ કરેલો છે તેથી આ ફળો લેવા એ અમને કલ્પે નહિ.'

ત્યારે ભીલપતિ કહે છે કે–'આપે ગમે તેમ કરીને અમારા ઉપર અનુગ્રહ તો કરવો જ પડશે. આપ અનુગ્રહ નહિ કરો તો અમને ગાઢ વિષાદ થશે.'

મુનિઓ ગીતાર્થ હતા. એમણે એ પતિ–પત્નીનો સુન્દર ભાવ જોયો અને પોતાનું જે કાર્ય હતું તેય લક્ષ્યમાં રાખ્યું. પછી એવી ચીજ લાવવાનું કહ્યુ કે જે ચીજ લઇ શકાય. ભીલપતિએ તરત જ તેવી ચીજો હાજર કરી દીધી અને એનાથી એ મુનિઓને પ્રતિલાભ્યા. એ પછીથી એ મુનિઓને એ પતિ–પત્નીએ જંગલ વળોટાવીને માર્ગે ચઢાવી દીધા.

આવી તક પોતાને મળી તેથી તેઓ બન્ને પોતાને ધન્ય માનવા લાગ્યા; પોતાના આત્માને શુદ્ધ ભાવે કૃતાર્થ માનવા લાગ્યાં. મુનિઓએ પણ જોયું કે–જીવો લાયક છે. આથી તેમણે તેમને ભગવાને કહેલા ધર્મનો ઉપદેશ આપ્યો. એ પતિ–પત્નીને પણ કર્મનો એવો ઉપશમ થઈ જવા પામ્યો કે–એ બન્નેએ ભગવાને કહેલા ધર્મનો તરત જ સ્વીકાર કરી લીધો. આમ એ બન્નેએ ભગવાને કહેલા ધર્મનો સ્વીકાર કર્યો, એ પછી મુનિઓએ તેમને શ્રી નવકાર મન્ત્ર આપ્યો અને તે પણ સૌ બન્નેએ ભક્તિથી વદનને નમાવીને ગ્રહણ કર્યો.

આટલુ કર્યા પછીથી, મુનિઓએ તેમને એક નિયમ કરાવ્યો. એ નિયમ પણ સામાન્ય કોટિનો નથી કરાવ્યો. અવસરે એ નિયમ પાળવો એ બહુ ભારે પડી જાય એવો એ નિયમ છે. એક તો હિંસક જાત છે, પ્રાણિહિંસામાં રત

છે અને પાછાં અતિ વિષયગૃદ્ધ છે. પણ મુનિઓએ જોયું કે–આ લોકો લીધેલો નિયમ મરતાંય પાળે એવાં છે અને આ નિયમથી આમને મહા લાભ થવાનો છે. આથી જ મુનિઓએ તેમને એ નિયમ કરાવ્યો.

કેવો નિયમ કરાવ્યો એ જાણવું છે ને? 'પખવાડિયામાં એક દિવસ તમારે બન્નેએ બધી પાપપ્રવૃત્તિનો ત્યાગ કરવો અને એક ઠેકાણે બેસીને શ્રી નવકાર મંત્રનું સ્મરણ કર્યા કરવું. કદાચ તે દિવસે કોઈ તમને જાનથી મારી નાંખવાને ઇચ્છે અથવા તો તમને જાનથી મારી પણ નાંખે, તો પણ તમારે બન્નેએ ક્ષમા જ કરવી.' આવો નિયમ પાળવાનું એ પતિ–પત્નીને કહીને, મુનિઓએ તેમને કહ્યું કે–'આ રીતિએ તમે શ્રી જિનભાષિત ધર્મને સેવશો તો થોડા જ વખતમાં તમે મનોહર એવી દેવી સુખસંપત્તિને પામશો!'

ભીલરાજ અને તેની પત્નીએ સાધુઓનું આ વચન પણ ભક્તિપૂર્વક સાંભળ્યું અને ભક્તિપૂર્વક સ્વીકાર્યું. પછી મુનિઓ માર્ગે વિહાર કરી ગયા અને આ લોકો પોતાને સ્થાને પાછાં આવીને ધર્મ ઉપરના પરસ્પરના શ્રદ્ધાભાવને વધારતાં થકાં નિયમનું પાલન કરવા લાગ્યાં.

કેવા સારા જીવ છે, એ ખ્યાલમાં આવે છે? હજુ તો આ બન્ને ભારે કસોટીમાં મૂકાવાનાં છે. કસોટીનો એ અવસર એવો છે કે–તમે એવા અવસરે ટકી શકો કે નહિ, એ વિચારી જોજો!

એક વાર, નિયમ મુજબ, એ ભીલરાજ અને તેની

પત્ની પૌષધ પ્રતિમામાં સ્થિત છે. એ જ વખતે ત્યાં એક ગર્જના કરતો ને પોતાની કેસરાને પટપટાવતો ઉન્મત્ત સિંહ આવી પહોંચ્યો. એને જોતાં જ ભીલરાજની પત્ની ભય પામી. પોતાની પત્નીને ભય પામેલી જોતાં જ ભીલરાજે પાસે પડેલું ધનુષ્ય હાથમાં લીધું અને તેણીને કહ્યું કે-' બીકણ ! બી મા ! મારા એક બાણથી જ આ ખલાસ થઈ જવાનો છે.'

એ વખતે ભીલરાજને એની પત્ની કહે છે કે-' તમે જે કહો છો તેમાં સંદેહ જેવું કાંઈ નથી, પણ ગુરૂમહારાજના વચનનું આપણે પાલન કરવાનું છે. ગુરૂમહારાજે કહ્યું હતું કે, તે દિવસે કોઈ તમારા શરીરનો વિનિપાત પણ કરી નાંખે તોય તમારે ક્ષમા કરવી ! આપણુંને એ વચન યાદ હોય ને આપણે એનાથી વિપરીત કરીએ, એ કેમ બને ?'

તરત જ ભીલરાજે પણ ધનુષ્ય નીચે મૂકી દીધું અને કહ્યું કે-' તારા પ્રત્યેના સ્નેહથી મોહિત થયેલા મેં આ ધનુષ્ય ઉપાડ્યું હતું, પણ હવે તો આપણે ગુરૂ મહારાજના વચનનો આદર કરવામાં તત્પર બનીએ.'

કેવા સારા જીવો છે ? આવેલો સિંહ કોઈ દેવ નહોતો. પરીક્ષા કરવાને આવેલો નહોતો. એણે તો એ પતિ-પત્નીને ભારે પીડા પમાડીને ફાડી ખાધાં ! પણ વિશુદ્ધ ચિત્તે એ બન્નેએ એ ઉપસર્ગને સહ્યો અને ત્યાંથી મરીને એ બન્ને સૌધર્મ દેવલોકમાં ઉત્પન્ન થયાં. તે પછી ત્યાંથી ચ્યવીને એ બન્ને રાજા-રાણી થયાં.

ભીલરાજ અને તેની પત્ની, શ્રી નવકારનું મંત્રનું

સ્મરણ કરતાં રહ્યાં અને સિંહે તેમને ફાડી ખાધાં? ત્યાં તમે શ્રી નવકાર મંત્રના પ્રભાવને માટે શું કહેશો ? જે કાંઈ બની ગયું, એમાં શ્રી નવકાર મંત્રનો પ્રભાવ હીણો થયો, એમ કહેશો ? ના, એમાં શ્રી નવકાર મંત્રનો પ્રભાવ હીણો થયો નથી. હિંસક જાતિનાં પણ એ બન્ને એવા અવસરે ક્ષમાભાવ જાળવી શક્યાં અને સમાધિપૂર્ણ મૃત્યુને ભેટ્યાં, એ શ્રી નવકાર મંત્રનો જેવો-તેવો પ્રભાવ છે? શ્રી નવકાર મંત્ર ગણનારે તો આવા સત્ત્વશીલ અને આવા નિયમપાલક બનવાની કોશિષ કરવી જોઈએ. પૌદ્ગલિક સુખની લાલસાથી શ્રી નવકાર મંત્ર ગણનારો એવી આફતમાં સ્થિર રહી શકે? સમાધિથી મરી શકે? કે પછી, અપવાદ આદિને નામે નિયમનો ભુક્કો બોલાવી દે? માટે દરેક વાતના, જ્ઞાનિઓના દરેક કથનના મર્મને વિચારતાં અને સમજતાં શીખો!

★

## ૩. ભીલ-ભીલડીનો બીજો પ્રસંગ :

શ્રી નવકાર મંત્રને ગણનારાં ભીલ-ભીલડીનો એક બીજો પ્રસંગેય આવે છે. દમસાર નામના એક મહામુનિ સ્વાધ્યાય અને ધ્યાનમાં તત્પર બનીને ચોમાસું વીતાવવાને માટે ગુરૂની

આજ્ઞાથી એક ગિરિગુફામાં રહ્યા હતા. કોઇક ભીલ–ભીલડી દમ્પતી આમતેમ ભમતાં ત્યાં આવી પહોંચ્યાં. તેમણે ગિરિગુફામાં રહેલા મુનિનાં દર્શન એવા ભાવથી કર્યાં કે–એમનું પાપ ક્ષણ માત્રમાં નષ્ટ થઈ ગયું. મુનિવરે પણ તેમને યોગ્ય જોઇને શ્રી નવકાર આપ્યો. ભીલ દમ્પતીએ પણ અશઠ ભાવે એ નવકાર સ્વીકાર્યો અને મુનિવરે કહ્યા મુજબ તેનું રોજ ત્રણેય કાળ પઠન કરવા માંડ્યું. ત્યારથી આરંભીને એ ભીલ દમ્પતીએ પહેલાંની માફક પાપ કદી પણ આચર્યું નહિ, કેમ કે–મુનિવરે કહ્યું હતું કે, આ નવકાર પરમ મંગલ છે અને સર્વ પાપને હરનારો છે. મંગલસ્વરૂપ અને સર્વ પાપને હરનારો શ્રી નવકાર ગણવો હોય, તો પાપ કરવાનું તો છોડવું જ. જોઈએ ને? ભીલ દમ્પતીએ પાપને તજ્યું અને મરણ વખતે પણ એમણે એ મુનિવરના ઉપકારને યાદ કર્યા કર્યો. આવા જીવો મરીને રાજા–રાણી થાય તો એમાં નવાઈ પામવા જેવું શું છે? થયાં એ રાજા–રાણી, પણ એમણે રાજા–રાણી થવાને માટે શ્રી નવકાર ગણ્યો હતો ખરો? નહિ ને? અને જ્યારથી શ્રી નવકાર મળ્યો ત્યારથી પાપનો ત્યાગ એ તેમનું લક્ષ્ય બન્યું હતું ને? તો શ્રી નવકાર જેને મળે, તેને શું થવું જોઇએ? પાપથી વિરામ પામવાનું મન થવું જોઇએ ને? એ લોકો શ્રી અરિહન્તાદિને જાણનારાં નહોતાં, પણ તમે તો જાણો છો ને? તો તમે શ્રી નવકાર ગણતાં કયી ભાવનામા હો છો? શ્રી નવકાર તમને મળ્યો છે; એની તમારા ઉપર શી અસર છે?

## ૪. શ્રી અરિહન્ત થનારા આત્માઓ
## શ્રી ધના સાર્થવાહ અને શ્રી નયસાર

શ્રી અરિહન્ત થવાની ઇચ્છાવાળાએ, શ્રી અરિહન્ત થનારા આત્માઓમાં જે સ્વભાવસિદ્ધ યોગ્યતા હોય છે તે યોગ્યતા મારામાં છે કે નહિ એ તપાસવું પડશે અને એ યોગ્યતા કદાચ દબાએલી પડી હોય તો તેને પ્રગટ કરવાનો પુરૂષાર્થેય કરવો પડશે. આપણે એવા જ્ઞાની નથી કે–આપણામાં શ્રી અરિહન્ત થવા જોગી યોગ્યતા છે કે નહિ એનો પાકો નિર્ણય કરી શકીએ, એટલે આપણે તો એ યોગ્યતા જેઓમાં હોય છે, તેઓમાં જે ગુણો વિકસિત થાય છે, તે ગુણોનો વિકાસ આપણામાં થાય એનું લક્ષ્ય રાખવું પડશે. અહીં આપણે એ યોગ્યતાથી પ્રગટતા અને વિકસતા બધા ગુણોની વાત કરવી નથી, પણ એક ગુણની પ્રધાનપણે વાત કરવી છે અને એ ગુણ એવો છે કે–જેનામાં એ ગુણ પ્રગટે અને સારામાં સારી રીતિએ વિકસે, તેનામાં બીજા જરૂરી ગુણો પ્રગટ્યા વિના રહે નહિ અને એથી જે જીવોમાં શ્રી અરિહન્તપણું પ્રગટવું સંભવિત હોય તે જીવોને શ્રી અરિહન્તપણું પણ પ્રાપ્ત થયા વિના રહે નહિ. 'અનુપ-કૃતપરહિતરત' પણું, એ એક એવો ગુણ છે કે, એની છાયા પણ જેનામાં પ્રગટી હોય, તેને શ્રી અરિહન્ત થવાનું

મન થઈ જાય. એ ગુણની છાયા પ્રગટી હોય અને શ્રી અરિહન્તપણાનું સ્વરૂપ સાંભળવામાં આવે, તો એમ થઈ જાય કે–મળતું હોય તો મારે શ્રી અરિહન્તપણું જ જોઈએ છે. જગતમાં મેળવવા જેવું એનાથી અધિક સારૂં કાંઈ જ નથી. સિદ્ધ તો થવું જ છે, પણ શ્રી અરિહન્ત થઈને પછી સિદ્ધ થવાય તો સારૂં ! કેમ કે–એને કોઈ સારૂં હું પામું એમ હોવાને બદલે, એ સારૂં સૌને પમાડું એ ભાવ પ્રધાન બને છે. તમને પણ મનમાં એવું છે ખરૂં કે–આપણા સારામાં સૌ ભાગીદાર અને આપણા ખોટામાં કોઈ ભાગીદાર નહિ? સારામાં સૌને ભાગીદાર બનાવવાની ઈચ્છા અને ખોટામાં કોઈને પણ ભાગીદાર બનાવવાની ઈચ્છા નહિ, આવું તમારા દિલમાં ઊંડે ઊંડે પણ છે ખરૂં ? શ્રી અરિહન્તના આત્માની સ્વભાવસિદ્ધ યોગ્યતાથી પ્રગટતા ગુણોમાં જે પ્રધાન ગુણ છે, તેના પાયાની આ વાત છે. મારા સારામાં સૌનો હિસ્સો રાખું ને મારા ખોટામાં કોઈને સંડોવું નહિ, આવું તમારા મનમાં ઊંડે ઊંડે પણ છે ?

શ્રી અરિહન્તદેવના આત્મામાં જે સ્વભાવસિદ્ધ યોગ્યતા હોય છે, તે જેમ જેમ એને અનુકૂળ સામગ્રી મળતી જાય છે તેમ તેમ પ્રગટતી જાય છે. એ યોગ્યતા સારી રીતિએ ખીલે છે સમ્યગ્દર્શન ગુણ પ્રગટ્યા પછીથી, પણ તે પહેલાંય એ જીવોમાં કેટલાક ગુણો વિકસતા હોય છે. એટલે સામાન્ય રીતિએ એમ કહેવાય કે–અનાદિ નિગોદમાંથી નીકળ્યા બાદ શ્રી અરિહન્તનો જીવ જ્યારે પંચેન્દ્રિય સંજ્ઞીપણામાં આવે છે, ત્યારે એ ગુણોની ઝલક દેખાવા માંડે છે. સામાન્ય રીતિએ

એવું બને છે કે–એ જે સ્થાને જીવતા હોય ત્યા એમને ભૌતિક સ્વાર્થ ગૌણ હોય છે અને પરમાર્થ એ મુખ્ય હોય છે. એ જીવોમાં અદીનતા ગુણ વિકસે છે. દેવ–ગુરૂ પ્રત્યેના બહુમાનનો ગુણ વિકસે છે આશયમાં અક્ષુદ્રપણું ગુણ વિકસે છે. એમ ઘણા ગુણો વિકસે છે, પણ એ ગુણોમાં, પોતાના ભૌતિક સ્વાર્થની ગૌણતા અને પરમાર્થની પ્રધાનતા એ ગુણની મુખ્યતા હોય છે. શાસ્ત્ર કહે છે કે–એ આત્માઓનું સહજ તથાભવ્યત્વ એવા કોઈ અનોખા પ્રકારનું હોય છે કે–સામગ્રી મળતાં એ ગુણો વિકસવા માંડે છે અને એથી જ જીવ માત્રમાં એ જીવો ઉંચી કક્ષાના હોય છે. ખાણ-માંથી હીરા નીકળે ત્યારે એ મેલા દેખાય. જાતિવંત મણિ જ્યારે પથ્થરની ખાણમાંથી નીકળે ત્યારે એ મળથી ખરડા-એલો તો હોય ને ? પણ મળથી ખરડાએલો એવો પણ મણિ કિંમતી ગણાય. કાચના ટુકડા નિર્મળ હોય અને એના ઉપર કારીગરે કારીગરી કરેલી હોય તો પણ એ મેલા એવાય મણિની તોલે આવી શકે નહિ. કેમ કે–જ્યારે મણિ નિર્મળ બનશે ત્યારે એ મહા કીમતી બનવાનો છે મેલા હીરાને લોકો પહેરતા નથી પણ તીજોરીમાં મૂકે છે કે નહિ ? મૂકે છે, કેમ કે–મેલા તોય હીરા છે. એના ઉપર જરૂરી ક્રિયા થાય ત્યારે એ સઢીને પહેરવા લાયક બને, પણ તે પહેલાંય એ રઝળતા મૂકવા લાયક તો નહિ જ ને ? શ્રી અરિહન્ત થનારા આત્માઓ પણ આવા હોય છે. જ્યાં એ પંચેન્દ્રિય સંજ્ઞીપણાને પામે અને ગુણવિકાસની સામગ્રી પ્રાપ્ત થાય, એટલે એમને સારામાં સારી ચીજ કયી લાગે ? સ્વાર્થની ગૌણતા અને

પરમાર્થની મુખ્યતા ! બીજો કોઈ સારો સંયોગ ન પણ મળ્યો હોય, તોય સ્વભાવે જ એ એવા કે એમને પોતાના સ્વાર્થ કરતાં પરમાર્થ સારો લાગે. બીજાનું કરી દેવામાં એ બહુ રાજી હોય; પેલો પોતાનું ન કરતો હોય તોય!

હજુ દેવને જાણ્યા નથી, ગુરૂને પણ જાણ્યા નથી અને ધર્મનેય જાણ્યો નથી; છતાં પણ દિલ આવું વિશાળ હોય અને આશયમાં ઉદારતા હોય! આવા આત્માઓ જયારે દેવાદિના સ્વરૂપને જાણે ત્યારે કેવા બને? તમે તો દેવાદિના સ્વરૂપને જાણવાનો દાવો કરો છો ને? છતાં આ દિલ છે? હવે તમને સમજાય છે કે–શ્રી નવકાર મંત્ર શ્રેષ્ઠ કેમ છે? એમાં આ બેઠા છે માટે! કોણ? યોગ્યતાથી ને પુરૂષાર્થથી શ્રી અરિહન્ત બન્યા તે! એના ફળસ્વરૂપ સિદ્ધો પણ બેઠા છે. એની આજ્ઞાના પાલન ખાતર દિ' ને રાત મહેનત કરનારા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ પણ બેઠા છે. આ બધા એમાં બેઠા છે, માટે જ શ્રી નવકાર મંત્ર મહાન છે! એ પાંચને કરાતા નમસ્કારમાં એ સામર્થ્ય છે કે–નમતાં નમતાં જો ભાવ વધી જાય, શ્રેણિ મંડાઇ જાય, તો નમનારો કેવલજ્ઞાની બની જાય એવું ય બને. એમને આયુષ્ય બાકી હોય તો એ સાધુવેષ લે અને આયુષ્ય બાકી ન હોય તો એ સિદ્ધિપદે સીધા પહોંચી જાય. શાથી? કોને નમસ્કાર કરે છે એ? જગતમાં જેમની જોડી ન મળે એવા અરિહન્તોને! એની સેવાથી નીપજનારી ચીજ જે સિદ્ધપણું છે, એને પામેલા અનન્તા સિદ્ધોને! અને એની આજ્ઞાનું પાલન કરવાનો અપ્રમત્તપણે પુરૂષાર્થ કરનારા આચાર્યોને, ઉપાધ્યાયોને અને સાધુઓને!

આવાને નમવાનું હોય અને એમાં આત્મા ચઢતે પરિણામે તન્મય બની જાય, તો એ કેવલજ્ઞાન પામે એમાંય શી નવાઈ છે? તમારે મન આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ કીમતી કેમ? એટલા માટે કે, એ મચી રહ્યા છે દિ' ને રાત શ્રી અરિહન્તની આજ્ઞાના પાલન માટે! એમને આ સંસારની સાથે જરાય સંબંધ નહિ ને? કેમ કે–એમને મોહની જાળને મૂળમાંથી છેદવી છે. મોહની જાળને છેદીને એ જ્યાં શ્રી અરિહન્તાદિ પહોંચ્યા ત્યાં પહોંચવાને માટે તલપાપડ બન્યા છે! એટલે, એમને સંબંધ શ્રી અરિહન્તો સાથે, શ્રી અરિહન્તના શાસન સાથે, શ્રી અરિહન્તના શાસનના આરાધકો સાથે અને શ્રી અરિહન્તના શાસનની આરાધનાનાં સાધનો સાથે! આવા શ્રી અરિહન્તાદિ પાંચને જેમાં નમસ્કાર છે, એ શ્રી નવકાર મંત્ર સર્વશ્રેષ્ઠ ગણાય, કીમતીમાં કીમતી ગણાય, એમાં નવાઈ જેવું શું છે? આ સમજાય તો, શ્રી નવકાર મંત્ર મળ્યા પછી શ્રી નવકાર મંત્રમાં જે છે તે સિવાયનું જગતનું બીજું કાંઈ મેળવવા જેવું લાગે ખરૂં?

શ્રી નવકારમાં પહેલા શ્રી અરિહન્ત અને શ્રી અરિહન્ત તે જ થાય કે જેઓમાં તેવા પ્રકારની યોગ્યતા સ્વભાવસિદ્ધ હોય અને તે પ્રગટે! નિગોદમાં જ્યારે એ રહેલા હોય ત્યારેય યોગ્યતા તો ખરી જ. કેમ કે–જે જેનામાં સ્વભાવથી ન હોય તે તેનામાં પ્રગટે નહિ; સામગ્રી ઘણી મળે અને પુરૂષાર્થ ગમે તેટલો કરે તોય! યોગ્યતા વિનાના તેટલો પુરૂષાર્થ કરવાને સમર્થ બની શકે નહિ. સાબુ વગેરે લગાવવાથી પણ ધોળાપણું સ્વભાવમાં હોય તો પ્રગટે. સ્વભાવમાં જ કાળા-

પણું હોય તો શું પ્રગટે ? જેમ ધુમાડો તેમ કાળાપણું પ્રગટે ! શ્રી અરિહન્તના આત્મામાં સ્વભાવથી એવી યોગ્યતા હોય છે કે–એને જેમ જેમ સામગ્રી મળતી જાય તેમ તેમ એ એવા વિશાળ દિલવાળો બને છે કે–એનું કોઈ કરે કે ન કરે પણ સૌનું કરવાને એ ઈચ્છે; અને એને એના બદલાની ઈચ્છાય ન હોય. આવા સ્વભાવનો માણસ દુશ્મનને પણ ન ગમે એવું બને ખરૂં ? આવા સ્વભાવનો માણસ દુશ્મનનેય ગમે, પણ દુશ્મન લાયક હોય તો એને ગમે. સારાને પણ સારા તરીકે જોવા માટે જોનારમાં લાયકાત જોઈએ. કેટલીક વાર એવું બને છે કે–સામો ગાળ દે, અપમાન કરે, છતાં બીજો એને સલામ ભરતો હોય તો ભર્યા કરે. એવા વખતે જે લાયક હોય તેને થાય કે–આ કેવો સારો માણસ છે કે સામો ગાળ દે છે, અપમાન કરે છે, છતાં મોંઢુંય બગાડતો નથી અને સલામ ભર્યા કરે છે; અને એવા વખતે જે નાલાયક હોય તેને થાય કે–આ બેવકૂફ છે ! તમારામાં કોઈનું સારૂં પણ સારા તરીકે જોવાની યોગ્યતા છે ? તમારે વગર બોલાવ્યે જો કોઇ તમારૂં સારૂં કરવાને આવે, તો તમને એમ થાય ને કે–હશે કાંઈક સ્વાર્થ ?

સ્વાર્થ વિના જે કોઈનું કાંઈ ન કરતો હોય તેને આવો વિચાર આવે એમાં નવાઈ છે ? એવા સ્વાર્થપરાયણો તો સ્વાર્થ વિના સગા બાપનીય પગચંપી કરે નહિ અને સ્વાર્થ માટે કોની પગચંપી ન કરે એય કહેવાય નહિ ! તમે તમારા બાપની પગચંપી કરો છો ? અગર કરી છે ? એક કાળે મોટી ઉમ્મરના પણ છોકરા બાપની પગચંપી કર્યા વિના

રહેતા નહિ. અમને એવા મૂર્ખ છે કે જે એમ કહે કે– ' પિતાજી મર્યા ત્યાં સુધી રોજ એમની પગચંપી કરી છે ! હું બાર વરસનો થયો તોય મેં કદી પિતાજીની પગચંપી છોડી નથી ! ' આજે બાપની પગચંપી કરનારા મળે ખરા ? હશે તો ખરા, પણ કેટલાક એવા મળે ? આ કહે છે કે–એ શિક્ષણ જ અમને મા–બાપ પાસેથી મળ્યું નથી. મા–બાપ એવાં કે– અમને એમણે આવું શિક્ષણ આપ્યું નહિ, એવી ફરિયાદ કરે છે ! પણ તમારામાં એટલી વિનમ્રતા છે ? આપણે ત્યાં માતા–પિતાને પણ એવાં ઉપકારી માનવામાં આવ્યાં છે કે– જ્યાં સુધી સંસારમાં હોઈએ, ત્યાગી ન બનીએ, ત્યાં સુધી એમની સેવાને તરછોડાય નહિ. કહ્યું છે કે, માતા–પિતા આવે ત્યારે સંતાન ઉભું થાય, હાથ જોડે અને શી આજ્ઞા છે એમ પૂછે. એમને પૂજે ને એમની પગચંપીય કરે. જે કોઈ સારામાં સારી ચીજ પોતા પાસે આવે, તે એમની આગળ ધરે. સારાં કામ કરે પોતે ને નામ મા–બાપનું આગળ કરે. સારાં કામ મા–બાપની પાસે કરાવે. આ ગુણ જેનામા હોય, તેનામાં નિઃસ્વાર્થપણે પરનું કામ કરવાની વૃત્તિ પેદા થવી સુલભ. માતા–પિતાની સેવા એ તો કૃતજ્ઞતા છે અને જેનામાં કૃતજ્ઞતા પણ ન હોય તેનામા પોતાના સ્વાર્થને ગૌણ કરીને પરમાર્થને પ્રધાન બનાવવાની વૃત્તિ પ્રગટે શી રીતિએ ?

આપણે વાત કરવી છે શ્રી અરિહંતના આત્માઓની, કે જેઓમાં નિઃસ્વાર્થપણે પરનું કામ કરવાની વૃત્તિ સ્વાભાવિક

હોય છે; અને જો આપણે એકલપેટા હોઇએ તો આપણને શ્રી અરિહન્તના આત્માની મહત્તા સમજવામાંય મુશ્કેલી નડે એ સ્વાભાવિક છે ને? એ આત્માઓની જે આ વાત છે, તે ધર્મને નહિ પામેલા. તત્ત્વને નહિ સમજેલા એવા વખતની વાત છે. સ્વાર્થ ગૌણ અને પરમાર્થ પ્રધાન એ જેના સ્વભાવમાં હોય, એને તો એકલા ખાવુંય ફાવે નહિ, એકલા પીવુંય ફાવે નહિ અને એકલા ફરવા જવું કે એકલા રળવા જવુંય ફાવે નહિ. એને તો થાય કે—પોતાનું પેટ તો જાનવર પણ ભરે છે. પોતાનું પેટ ભરવું એ તો સ્વાભાવિક છે ને? સૌને માટે છે ને? પોતાનું પેટ ભરવાનો પ્રયત્ન કોણ નથી કરતું? અજ્ઞાનમાં અજ્ઞાન જીવ, એકેન્દ્રિય જીવ પણ, પોતાનું પેટ તો ભરે જ છે ને? હા, તો 'અમે ખાતા—પીતા છીએ.' —એવું અભિમાન કરવા જેવું છે ખરૂં? ગૌરવ ખાતા—પીતા હો એમાં કે ખવડાવતા—પીવડાવતા હો એમાં? કોઈ પૂછે કે—તમે સુખી છો? તમે ધનવાન હો તો તમે હા કહો ને? પણ તમારે કહેવુ જોઇએ કે—'હું ધનવાન છું' માટે સુખી છું' એમ નથી, પણ અનેકને જે સહાય પહોંચાડવા જેવી છે તે સહાય પહોંચાડવાને માટે જે ચીજ જોઇએ તે ચીજ મારી પાસે છે, એ ચીજ જેને જરૂર છે તેને આપવાનુ મારૂ દિલ છે અને જ્યારે જ્યારે તક મળે છે ત્યારે ત્યારે સહાય આપવાનું મારૂ કામ ચાલુ છે માટે હું સુખી છું! હું મારૂં પેટ ભરૂં છું ને મારાંનું પેટ ભરૂ છું માટે હું મોજમાં નથી, પણ અનેકનાં પેટ ભરવાની સામગ્રી મને મારા પુણ્યે મળી

છે, એ સામગ્રીની જેને જરૂર છે તેને આપવાનું મારૂં દિલ છે અને અનેકનાં પેટ ભરવાની દિશાએ મારો પ્રયત્ન ચાલુ છે માટે હું મોજમાં છું !' ઉત્તમ જીવની આ યોગ્યતા છે. ઉત્તમ જીવ જ્યારે ધર્મ ન પામ્યો હોય ત્યારેય આવી વૃત્તિ-વાળો હોય. જેમાં એણે સારૂ માન્યું, તે બીજાને માટે કરવાની ઇચ્છા એનામાં સ્વાભાવિક હોય.

શ્રી અરિહન્તનો આત્મા શ્રી નવકાર પામે તે પહેલાંની આ વાત છે. તમે તો બહુ ઊંચી કક્ષાએ આવી ગયેલા છો ને ? કેમ કે–તમને તો શ્રી નવકાર મંત્ર આદિ મળી ગયેલ છે. તમે સમજો તો તમને ઘણું સારૂં મળી ગયું છે. તમે એ વિચારો કે–' શ્રી નવકાર મંત્ર બહુ સારો છે.' એમ બોલનારનું જિગર કેવું હોય ? શ્રી નવકારને નહિ પામેલો એવો પણ શ્રી અરિહન્તનો આત્મા, જ્યાં હોય ત્યાં એનું આ દિલ હોય છે. એ પણ કર્મોથી ઘેરાએલા હોય છે. આવેશ એમને ન જ આવે એમ નહિ. પરન્તુ સામાન્ય રીતિએ એ આત્માનું દિલ કેવું હોય છે એ જુઓ. સ્વાર્થ ગૌણ અને પરમાર્થ પ્રધાન. એ દિલ હોય ને સામગ્રી હોય, પછી જોઇએ શું ? એ તો કહે કે–' હું મઝામાં છું, કેમ કે–દેવાની સામગ્રી ઘણી છે, દેવાનું દિલ છે અને દેવાનું કામ ચાલુ છે !' એને જે મઝા દેવામાં લાગે તે લેવામાં લાગે નહિ. એમાંથી ઓઘે ઓઘે એમેય થઈ જાય કે–આમાં ભોગવવા જેવું શું છે ? હું ભોગવું એ સાર્થક નહિ પણ બીજાને દઉં એ સાર્થક. આવી વાત આવે ત્યારે તમે એ વિચારો કે–આમાંનું મારામાં

કાંઈ છે ? જ્યાં જાવ ત્યાં તમારો નંબર પહેલો લાગે એવું તમારૂં મને છે ને ? કે, ચાર જણ ગયા હો તેમાં ત્રણનો નંબર લાગી જાય ને તમે રહી જાવ તોય આનન્દ થાય કે– ભલે એ ત્રણ પામી ગયા, એવું તમારૂં મન છે ? ઊલટું કદાચ એમ થાય કે–' એ ફાવી ગયા ને હું રહી ગયો, તે ઠીક થયું નહિ ' એટલું જ થાય કે પછી તમારૂં ચાલે તેમ હોય તો સામો બીજાઓ ઉપર પ્રસન્ન થાય નહિ એવો પ્રયત્ન પણ કરો ? કદાચ માનો કે–સામાની પસંદગી તમારા ઉપર ઉતરી જાય અને તમારી સાથેનાઓ રહી જાય, તો એમ થાય ખરૂં કે–' મારા સાથીદાર રહી ગયા એ ઠીક ન થયું ? ' જરૂર તો આખી દુનિયાને પડી છે, પણ તમારા કરતાં સારાનો નંબર લાગી જાય તો તમને મનમાં આનન્દ થાય ? આવી બધી વાતો તો દિલની તપાસ કરવા માટે છે. આવી આવી વાતોનો જો તમે વિચાર કરો, તો તમે પણ તમારા દિલમાં શું ભર્યું છે તેનો ક્યાસ કાઢી શકો.

આજે કેટલાક માણસો નહિ બોલવાની જગ્યાએ એવું બોલે છે કે–' સૌ સૌનું કર્મ ભોગવે. ' પોતે સુખ ભોગવતો હોય ત્યારે દુ ખિને ઠોકરે મારવા, દુઃખિના દુઃખથી પોતાના દિલને નહિ પીગળવા દેવા અથવા તો કહો કે–દુઃખિને સહાય કરવી પડે નહિ એ માટે આવું જે બોલે, તે કર્મસાહિત્યને ભણેલો છે ? સારા માણસને કહેવું પડે કે–એના ભણતરમાં ધૂળ પડી ! કર્મસાહિત્યનું ભણતર એને જ્ઞાન રૂપે નહિ પણ મિથ્યા જ્ઞાન રૂપે પરિણમ્યું ! પોતે લહેર કરતો હોય માટે

કહે કે–'મારૂં પુણ્ય હું ભોગવું છું.' અને દુઃખિના દુઃખને દૂર કરવાની શક્તિ છતાં દુઃખિને જોઇને જે એમ કહે કે–'એનું કર્મ એ ભોગવે.' તે સારો માણસ કહેવાય ? તત્ત્વજ્ઞાન આપતાં પણ પરીક્ષા કરતા જવાનું કહ્યું છે તે અમથું નથી કહ્યું. કેવા રૂપે જ્ઞાન એનામાં પરિણમે છે, એ જોવું પડે. સુખી માણસ દુઃખી માણસોને જોઇને કહે કે–'મારૂં કર્મ હું ભોગવું છું ને એમનાં કર્મ એ ભોગવે.' તો એ બરાબર છે ? એવું બોલનારા પણ જ્યારે ભીડમાં આવી પડે છે, આપત્તિમાં મુકાઈ જાય છે, બીજે સહાય માગવા જાય ને સહાય મળે નહિ, ત્યારે શું શું બોલે છે ? 'આજે દુનિયામાં કોઈ માણસ જેવું રહ્યું નથી! માણસ હોય તે અણીના અવસરે હાથ પકડે નહિ ? મદદ કરે નહિ ? પણ આજે તો માણસાઈ જ મરી પરવારી છે. પોતા પાસે ઘણું છે, આપવા ધારે તો આપી શકે તેમ છે, આપત્તિમાંથી મને ઉગારી શકે એવું છે, પણ માણસાઈ જોઇએ ને ? દુનિયા બહુ બગડી ગઈ!'–આવું આવું તો એ ઘણું બોલી અને વિચારી નાંખે છે. તે વખતે એનું કર્મસાહિત્યનું ભણતર ભુલાઈ જાય છે. પોતે સુખી હતો ત્યારે સગો ભાઈ દુઃખી હોય તોય તેની સામેય જોતો નહોતો. એ વખતે માણસાઈ એનામાં હતી કે નહિ ?

આપણે વાત તો શ્રી અરિહન્તના આત્માની સ્વાભાવિક યોગ્યતાની ચાલે છે. એ આત્માઓ જ્યારે સામગ્રીસંપન્ન દશામાં આવે છે, ત્યારે તેમનામાં પરહિતરતપણું સ્વાભાવિક

રીતિએ પ્રગટે છે. 'પરહિતરત' એમ નહિ કહેતાં 'અનુપકૃતપરહિતરત' એમ કહ્યું છે. જેના ઉપકાર નીચે આવ્યા, તેના જ હિતમાં રત, એમ નહિ. એ તો કૃતજ્ઞ કહેવાય; પરોપકારી ન કહેવાય. જેણે આપણા ઉપર ઉપકાર કર્યો હોય, તેના ઉપકારને કાંઈ ભૂલી શકાય? તમે કોઈએ તમારા ઉપર કરેલા ઉપકારને તો ભૂલો જ નહિ ને? અને જેણે તમારા ઉપર ઉપકાર કર્યો, તેના હિતમાં તો તમે રત જ હો ને? ઉપકાર કોઈનો પણ ભૂલાય નહિ અને એના હિતમાં રત બનાય, એ ગુણેય છે તમારામાં? હજુ આ તો કૃતજ્ઞતા છે. એય ન હોય ત્યાં પરહિતરતપણું આવે ક્યાંથી? આ તો અનુપકૃત એવા પણ પરના હિતમાં રત! જેણે કદી પણ પોતા ઉપર ઉપકાર કર્યો નથી અને જેના તરફથી ઉપકારની કોઈ આશા પણ નથી, એવાય પરના હિતમાં રત! પહેલાં ઉપકાર કરેલો એય નહિ અને પછી ઉપકાર કરશે એવી આશાય નહિ, છતાં પરના હિતમાં રત! આ સામાન્ય ગુણ છે? શ્રી અરિહન્ત થનાર આત્મામાં આ ગુણ સ્વાભાવિક હોય. આવાનું જેમ જેમ પુણ્ય વધે, તેમ તેમ તે સારો બને અને જે આનાથી ઊલટી દશાવાળો હોય તેનું પુણ્ય જેમ જેમ વધે તેમ તેમ તે ભૂંડો બનતો જાય. સંસારમાં સુખી બનવું એ સારૂં જ છે એવું નથી. જે ભૂંડો હોય તે જેમ જેમ સુખની સામગ્રી વધે તેમ તેમ શું કરે? વધારે ને વધારે પાપ જ કરે ને? પુણ્ય ઉપાર્જેલું તે સુખી તો થયો, પણ સુખી જો પાપી બને તો શું કહેવાય? ભવિષ્યમાં અનંતું દુઃખ પામવાને એ સુખી થયો છે, એમ કહેવું પડે ને?

જ્યારે અનુપકૃતપરહિતરત કદાચ વર્તમાનમાં દુઃખી પણ હોય તો પણ તે પોતાના દુઃખને ભવિષ્યના અનંતા સુખનું કારણ બનાવે છે. સારા માણસને પૂર્વના પાપના ઉદયે આવેલું દુઃખ પણ ભવિષ્યના સુખને માટે થાય અને ખરાબને પૂર્વના પુણ્યના ઉદયે આવેલું સુખ પણ ભવિષ્યના દુઃખને માટે થાય !

તમે જ્યાં બેઠા હો ત્યાં બધા સુખી થાય એમાં જ રાજી ને ? આપણા સુખે બીજાનું સુખ થાય તો રાજી ને ? આપણે દુઃખ વેઠીનેય બીજાને સુખી કરી શકતા હોઈએ તો તે ગમે ને ? સૌ સુખી થાઓ અને કોઈ દુઃખી ન થાઓ, એવું તમારૂં મન તો ખરૂં ને ? આ ગુણ બીજ રૂપ છે. ધર્મની કક્ષાની વાત જુદી છે, પણ ધર્મની પ્રાપ્તિના કારણની કક્ષામાં આ ગુણ બહુ મહત્ત્વનો છે. આવાને ધર્મ પામતાં વાર નહિ. આવાને સમજણ આવતાં ખોટી ચીજ મૂકતાં વાર લાગે નહિ. સમજણ જેમ જેમ વધતી જાય, તેમ તેમ આ ગુણની કક્ષા વધતી જાય અને ધર્મની પ્રાપ્તિ થયા પછી તો આ ગુણની કક્ષા બહુ વધી જાય, કેમ કે—હેય અને ઉપાદેયનો વિવેક આવી જાય છે ! શ્રી તીર્થંકર-નામ-કર્મ બાંધવામાં અનુપકૃતપરહિતરતપણું અસાધારણ કારણ છે, પણ સમ્યગ્દર્શન ગુણ પ્રગટ્યા પહેલાં કદી પણ શ્રી તીર્થંકર-નામકર્મ બંધાતું નથી. સમ્યગ્દર્શન આવે કે તરત જ શ્રી અરિહંત થવાની યોગ્યતાવાળા આત્માઓને શ્રી તીર્થંકર-નામકર્મ બંધાય એવોય નિયમ નહિ. પણ નિયમ એ તો ખરો જ કે—જ્યારે શ્રી તીર્થંકર-નામકર્મ બંધાય

ત્યારે સમ્યગ્દર્શન ગુણ જરૂર પ્રગટેલો હોવો જોઈએ. સમ્યગ્દર્શન ગુણ આવ્યા પછી પણ શ્રી તીર્થંકર-નામકર્મ બાંધવાને માટે સેવા ઘણી જોઈએ. કોની સેવા ઘણી જોઈએ? શ્રી અરિહન્તની! શ્રી અરિહન્તના શાસનની! શ્રી અરિહન્તના શાસનને સમર્પિતની! અને શ્રી અરિહન્તના શાસનની ચીજોની! એ સેવા કરતે કરતે, અનુપકૃતપરહિતરતપણાને લઈને એવો ભાવ આવી જાય કે-શકિત હોય તો સૌને આ શાસન પમાડી દઉં!

શ્રી જિનમન્દિરમાં જઈને શ્રી અરિહન્તનાં દર્શન કરતાં 'ક્યારે હું આવો થાઉં' એમ કદી થયું છે? શ્રી અરિહન્તની સેવાથી બીજું ઘણું ઘણું ઈચ્છયું છે, માટે શ્રી અરિહન્તપણું યાદ આવતું નથી, એમ લાગે છે? શ્રી અરિહન્તની સેવા શા માટે? શ્રી અરિહન્ત થવા અને શ્રી અરિહન્ત થવાય કે ન થવાય તોપણ મોક્ષે જવા! આ પામવામાં જે કોઈ ચીજ આડે આવતી હોય તેને કાઢી નાખવાનું મન ખરૂં? ગુણ એ તો અંદરની ચીજ છે ને? આપણે ઈચ્છીએ અને વ્યાજબી પુરૂષાર્થ કરીએ તો અંદર રહેલા ગુણો જરૂર પ્રગટી શકે. બીજું બધું તો બહારથી લાવવાનું છે. દુન્યવી ચીજોને મેળવવાને માટે તો ગમે તેવા ભૂંડાનીય ગુલામી કરવી પડે એવું બને, જયારે આમાં કેવળ સારાની જ સેવા કરવી પડે. દુનિયાનું સુખ એવું છે કે-એ જોઈએ તો નફફટનેય પગે લાગવું પડે, જેનું મોઢુંય ન ગમે તેને સલામ ભરવી પડે અને તેમ છતાંય એ મળે જ એ નક્કી નહિ. અને ગુણ તો બાપીકી મિલકત છે. સારાની

સેવા કરતાં એ પ્રગટે. જે કોઇ જીવ સારાની, સારી રીતિએ, સારા આશયથી સેવા કરે, તેનામાં ગુણ પ્રગટ્યા વિના રહે નહિ. માટે શ્રી નવકારમાં પાંચને જ મૂક્યા. જેટલા ખરેખર સારા, કેવળ ધર્મી, તે બધાનો સમાવેશ શ્રી નવકારમાં છે. એમને જે નમે તેનો બેડો પાર થઇ જાય. આ સમજાય ત્યારે શ્રી નવકાર મંત્ર ગણનારને થાય કે–તદ્દન સાચી વાત છે. આ ગણવાથી આત્માને આત્માનું સર્વસ્વ પ્રાપ્ત થાય એમાં નવાઈ નથી. શ્રી નવકાર સારાને નમાવે અને સારા બનાવે.

'નમો અરિહંતાણં' બોલનારને શ્રી જિનની મૂર્તિનું દર્શન કરતા શું થાય? નમસ્કાર કરતાં શું થાય? કેટલાક તો વળી ભગવાનની મૂર્તિને ઠેઠ પગે માથું લગાડે છે. જોનારને થાય કે–શુંય ભકિત ઊભરાઈ ગઈ હશે. એને પૂછીએ કે–'તું આટલો બધો નમે છે, તો તારે આવા થાવું છે ને?' અને 'આવા થવાય એ માટે વહેલી તકે સાધુ થવાની તારી ભાવના છે ને?' તો મોટા ભાગે ના પાડનારા મળશે. કહેશે કે–'હજુ વાર છે. હમણાં તો મારે બીજું બીજું જોઈએ છે' કેમ? ગુણ જેટલા ગમવા જોઇએ તેટલા ગમ્યા નથી. બાકી શ્રી નવકાર તો મહામંત્ર છે. એનાથી મિથ્યાત્વનું ઝેર ઉતરે, વિષયનું ઝેર ઉતરે અને કષાયનું ઝેર પણ ઉતરે. બધા ઝેર નીકળી જાય અને આત્મા વીતરાગ બની જાય. પણ એનો જેને ખપ નથી ને, એમાં બાધા ઉપજાવનારા સંગનો જેને ખપ છે, તેનાં ઝેર ઉતરે શી રીતિએ? હમણાં આ ભાઇએ કહ્યું કે–'શ્રી નવકાર મંત્રનું સ્મરણ

કરવાના પ્રતાપે અમુકનો કેન્સરનો રોગ મટી ગયો, અમુકને ક્ષયનો રોગ હતો તે મટી ગયો, અમુકને દમનો રોગ હતો તે મટી ગયો અને અમુકની દરિદ્રતા મટી ગઈ.' એટલું તો થયું, પણ પછી શું ? શ્રી નવકાર મંત્રનો જે મહા પ્રભાવ છે, તે જોતાં આ બધું તો તુચ્છ છે. જેનાથી મિથ્યાત્વાદિ ઝેર જાય, તેનાથી શું ન થાય ? પણ રોગ જાય, દરિદ્રતા જાય, એટલા માત્રમા જ જે રાજી થઈ જાય, તેનું શું થાય ? શ્રી નવકારમાં જે છે તે એનાથી ભુલાઇ જાય તો એની દશા શી થાય ?

રોગાદિ જાય એટલે બધું સુખ આવી મળ્યું ? શ્રી નવકારથી દુ:ખ માત્રનો નાશ થાય, પણ શ્રી નવકાર ગણનારો જીવ અટકે ક્યાં ? રોગાદિકને દૂર કરવા, એટલું જ એનું લક્ષ્ય ? ઊલટું, એ અનુભવ પછી તો જીવ ' શ્રી નવકારની પાછળ હવે હું ગાંડા જેવો બની ગયો છું.' એમ કહે. ગાંડા જેવો એટલે ? ગાંડા જેવો એટલે કે–' હવે હું જ્યાં સુધી શ્રી નવકારમાં જે છે તે પામું નહિ ત્યાં સુધી જંપું નહિ !' કોઇ પૂછે કે–એ સ્થાન આ જન્મમાં મળે એવું હોય તો જોઈએ છે ? તો એ હા કહે. એ એનાથી શક્ય હોય તો સાધુ બન્યા વિના રહે નહિ આજે મોટા ભાગે સ્થિતિ જુદી છે કોઈ કોઈ કહેતા આવે છે કે–શ્રી નવકાર ગણવાથી અમને સુખ મળ્યું ! હું પૂછું છુ કે–કયું સુખ મળ્યુ ? એ આનન્દમા ગેલ કરતો હોય તેમ કહે કે–' વેપાર વધી ગયો, આવક વધી ગઇ, બંગલો નહોતો તે બંગલો થયો, મોટર નહોતી તે મોટર આવી, અમુક રોગ

નહોતો જતો તે ગયો.' અને કોઈ કોઈ તો એમેય કહે છે કે— 'છોકરો નહોતો તે છોકરો થયો ! સાહેબ, બહુ આનન્દ છે. શું નવકારનો પ્રભાવ છે ?' આવા જીવોની શ્રી નવકાર ઉપરની શ્રદ્ધા વધી કે શ્રી નવકાર ઉપરની શ્રદ્ધા દુર્લભ બની ? આવા જીવો મુગ્ધ કોટિના નથી હોતા. બુદ્ધિશાળી હોય છે અને મોક્ષની વાત વારવાર સાંભળેલી હોય છે. પણ એમનું મન જ પેલી ચીજોમાં ચોંટેલું. શ્રી નવકાર ગણતાં જે સુખ ઉપજે છે તેનો જેને અનુભવ થાય, તે તો કહે કે—' શ્રી નવકાર મંત્રના સ્મરણના પ્રતાપે હવે હું ભારે શાન્તિ અનુભવું છું. સંસારમાં મને અભૂતપૂર્વ પ્રાપ્તિ થઈ ગઇ એમ લાગે છે. કોઇ પણ દુન્યવી પદાર્થ મળે કે જાય તે મને મુંઝવી શકતો નથી. દુઃખનો ડર પહેલાં બહુ સતાવતો. હવે પાપનો ડર લાગ્યા કરે છે. એટલે દુઃખ આવે તો તે શાન્તિથી સહવાનું મન થાય છે. હવે વિષયરસનું જોર રહ્યું નથી અને કપાય નબળા પડ્યા છે. વારંવાર એમ થયા કરે છે કે— દુનિયાના બધા સંગોથી વહેલામાં વહેલી તકે છૂટી જાવું છે !'

શ્રી નવકારના સ્મરણથી શું થાય ? પાપ માત્રનો પ્રણાશ થાય માટે જ એ દુઃખનાશક, સુખપ્રાપક અને મોક્ષસાધક ! મોક્ષ પમાડતાં પહેલાં પણ એ દુઃખનાશક બને અને સુખપ્રાપક બને એમાં નવાઈ નથી, પણ એટલામાં અટવાઈ જઈને જે કોઈ જીવ સંતોષ પામી જાય, તેને ફરીથી દુઃખી બનતાં વાર કેટલી ? જેમ કે—પુણ્યે મનુષ્યપણું તો આપ્યું, પણ એનું ફળ જે સાધુપણું, એને પામ્યા વિના કે એને પામવાના ભાવ વિના મરીએ તો ? દરિદ્રપણા

સાથે મરીએ એમાં દુઃખ વધારે કે સાધુપણા વિના મરીએ એમાં દુઃખ વધારે ? પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ શું શીખવ્યું છે ?

'जिनधर्मविनिर्मुक्तो, माऽभुवं चक्रवर्त्यपि।'

શ્રી જિનનો ધર્મ જો ન મળતો હોય તો ચક્રવર્તીપણું પણ ના જોઈએ. શ્રી જિને કહેલો જે ધર્મ, તેનાથી રહિત અવસ્થા મળતી હોય અને તેની સાથે છ ખંડના રાજ્યનું અધિપતિપણું એટલે કે ચક્રવર્તીપણું મળતું હોય, તો એવું ચક્રવર્તીપણું પણ નથી જોઈતું, એ વાત ધ્યાનમાં છે? તેમ, જો રોગ ગયા પછી ભોગમાં ચિત્ત ચોંટતું હોય તો રોગ જાય એવું ઇચ્છવાને બદલે શ્રી નવકારમાં ચિત્ત ચોંટયું રહે એ જ માંગવું જોઈએ ને? પણ એ સમજ જોઈએ ને કે–રોગ જેટલું નુકસાન નથી કરતા, તેટલું નુકસાન ભોગનો રસ કરે છે? ભોગ મળવા માટે તો પુણ્ય જોઈએ, પણ ભોગનો રસ તો પાપના ઉદયથી જ પ્રગટે! માટે જ કહ્યું કે–

'स्यां चेटोऽपि दरिद्रोऽपि, जिनधर्माधिवासितः॥'

હું દાસ થાઉં કે દરિદ્રી થાઉં તેની ચિંતા નહિ, જો મને શ્રી જિનધર્મ મળતો હોય તો! કયાં છ ખંડનું એકછત્રી સામ્રાજ્ય અને કયાં દાસત્વ ને દારિદ્ર? એમાં કેટલોક તફાવત છે? સામાન્ય ફેર છે? ભગવાને કહેલા ધર્મની પ્રાપ્તિ વિના છ ખંડનું એકછત્રી સામ્રાજ્ય મળતું હોય તોય તે નહિ જોઈએ અને ભગવાને કહેલો ધર્મ મેળવવાના

બદલામાં જો દાસત્વ ને દારિદ્ર્ય મળતું હોય તોય ભગવાને કહેલો ધર્મ જ જોઈએ ભગવાને કહેલો ધર્મ સાથે ન હોય તો સુખેય પરમ દુઃખનું કારણ અને ભગવાને કહેલો ધર્મ સાથે હોય તો દુ ખેય પરમ સુખનું કારણ, એ આનો મર્મ છે. આવાને સાધુપણાની ઇચ્છા ન હોય એ બને ? શ્રી નવકાર મંત્ર ફળ્યાની વાતો કરનારા આ સમજે છે ખરા ? શ્રી નવકાર ગણનારને દુન્યવી સુખ જોઈએ છે કે ભગવાને કહેલા ધર્મનો એને ખપ છે ? એ તો કહે કે–' મને વાસ્તવિક રીતિએ નિસ્બત સુખ અગર દુઃખ સાથે નથી, પણ ભગવાને કહેલા ધર્મની સાથે છે !' એનું લક્ષ્ય પાંચ પરમેષ્ઠિઓ હોય. ' ક્યારે મને એમાં સ્થાન મળે અને ક્યારે હું સિદ્ધિગતિને પામું. '–એ એની ઝંખના હોય. એવો જ જીવ મનુષ્યપણાના ફળને સાધી શકે.

શ્રી અરિહન્તનો આત્મા એટલે એનો સ્વભાવ એવો કે પોતાનું દુ ખ ગૌણ અને પરનું દુઃખ પ્રધાન પોતાનું દુ ખ જાય નહિ એની એટલી ચિન્તા નહિ ને પરનુ દુઃખ ટાળવાની ચિન્તા ! સામાન્યતઃ એ આત્માની વિચારણા આવા પ્રકારની હોય. પોતાને સારૂં લાગે તે બીજાને મળો એ ભાવના. સમ્યગ્દર્શન પામે પછી સ્થિતિ બદલાવાની ! સુખના સ્થાને શાસન આવી જવાનું ! એટલે સૌ સુખી બને એ ભાવના જ્વલન્ત બનવાની પણ તે વિવેકે સહિત રહેવાની ! હવે તમે તમારો વિચાર કરો કે–' આપણને આપણું દુઃખ જેટલું ખટકતું નથી, તેટલું બીજાનું દુઃખ ખટકે છે ? ' અથવા તો, એનાથી ઉતરતી વાત એ કે–' આપણને આપણું દુઃખ

જેટલું ખટકે છે, તેટલું બીજાનું દુઃખ ખટકે છે?" આ કહે છે કે—એવા તો લાખમાં એક મળે. અરે, અસંખ્યાતમાં એક મળે એમ ભલે કહો, પણ એવા થવાની ઈચ્છાવાળા તમે ખરા કે નહિ? 'હું બહુ ખરાબ; મારામાં સારાપણું કેમ આવતું નથી?'—એમ થાય છે ને રોજ તમને? પોતાનું ખરાબપણું ખટકે છે અને સારા બનવાનું મન છતાં સારા બનાતું નથી એનું દુઃખ છે, માટે તમે 'લાખમાં એક'ની વાત કરી? કે, પરાર્થપ્રધાન બનવાની વાતને ટાળી દેવાને માટે 'લાખમા એક'ની વાત કરી? 'લાખમાં એક એવા સારા હોય છે તો હું એ એક બનું તો સારૂં.'—એવું તમારા મનમાં છે કે એવા એક બની જવાય નહિ એની કાળજી છે? જે પરોપકાર કરી શકતો ન હોય પણ પોતે પરોપકાર નથી કરી શકતો એનું જેને હૈયે દુઃખ હોય તેય સારો છે. એને તો થાય કે—'હું આવો પરોપકારી બની શકું તો સારૂં!'

શ્રી અરિહન્ત થનારા આત્માઓ સમ્યગ્દર્શન પામતાં પૂર્વે પણ સામાન્ય રીતિએ દેવ—ગુરૂ પ્રત્યે બહુમાનભાવવાળા હોય છે. એટલે એવા આત્માઓનું પોતાનાં માતા—પિતા પ્રત્યે પણ વર્તન સારૂં જ હોય. વડિલો પ્રત્યે એ નમ્ર જ હોય. સ્નેહિઓ પણ એમને સદ્ભાવથી જુએ એમ એ વર્તતા હોય. તમે પણ તમારાં માતા—પિતા પ્રત્યે, તમારા વડિલો પ્રત્યે અને તમારા સ્નેહિઓ પ્રત્યે સારા વર્તનવાળા ખરા? સજ્જન તો શત્રુ પ્રત્યે પણ સારૂં વર્તન રાખે. પોતે શત્રુતા રાખવા ઇચ્છે નહિ અને કોઈ જો શત્રુતા રાખતો હોય તો એની શત્રુતા ક્યારે ટળે એમ ઇચ્છે. સ્વાર્થને લીધે એવી

ઇચ્છા નહિ, પણ એમ થાય કે–આ નાહકનો મારા પ્રત્યેના શત્રુભાવથી દુઃખી થાય છે એવી ભાવનાથી! એટલે શત્રુનું પણ ભલું કરવાની તક આવી લાગે તો એને ઝડપી લેતાં વાર લાગે નહિ. તમે પણ જો તમારો શત્રુ સહાય માગવા આવે ને શત્રુતા યાદ આવવાથી તમે એનું ભલું ન કરી શકો, તો પણ એથી તમારૂં મન તો દુભાય ને? 'શત્રુ એવી આપત્તિમાં આવ્યો હતો કે એના ઉપર ઉપકાર કરવાની આ સુન્દર તક હતી, પણ મને શત્રુતા યાદ આવવાથી હું એના ઉપર ઉપકાર કરી શક્યો નહિ એ મારી ભૂલ થઈ.'–આવું દુઃખ તો તમને થાય ને? ડાહ્યા માણસો તો સમજે છે કે–ઉદ્ધત શત્રુને નમતો બનાવવાનો આ પણ એક સુન્દર ઉપાય છે.

એક રાજાના દિવાને રાજકાજમાં એવી ગફલત કરી કે–રાજાના હુકમથી દિવાનને નોકરી છોડીને ઘેર બેસવું પડ્યું: રાજા ડાહ્યો હતો એટલે એણે દિવાનને બીજી કોઇ રીતિએ હેરાન કર્યો નહિ, પણ દિવાનના હૈયામાં એવું વૈર જાગ્યું કે એણે રાજ વિરૂદ્ધ ઘણી ખટપટ કરી. ખટપટ કરવા છતાં પણ રાજાનું પુણ્ય તપતું હતું એટલે દિવાન ફાવ્યો નહિ. રાજાને ખબર પડી ગઈ. રાજાએ એને ચેતવણી આપીને ફરીથી જતો કર્યો. હવે દિવાન કમાય ક્યાંથી? ખર્ચા મોટા કરવાની ટેવ પડેલી એટલે દહાડે દહાડે ઘસારો લાગતો ગયો અને ધન એટલું ખૂટી ગયું કે–દિકરીને પરણાવવી કેમ કરીને, એની ચિન્તા દિવાનને રાતદિવસ સતાવવા માંડી. દિવાનને થયું કે–કોઈની આગળ હાથ ધરવો પડશે; પણ હાથ ધરવો

કોની પાસે એની મુઝવણ હતી. બહુ વિચાર કરતાં દિવાનને થયું કે–'હાથ ધરવો જ છે તો રાજા પાસે ધરવો.' જો કે પોતે એવું કર્યું હતું કે–બીજો કોઈ રાજા હોય તો તે ગરદન મારે એ વાત દિવાનના ધ્યાન બહાર નહોતી, પણ મનમાં સાથે સાથે એમેય હતું કે–'રાજા ખાનદાન છે અને મારૂં કામ થશે તો તે આ રાજાથી જ થશે; બીજા કોઇથી તો મારૂં કામ થવાનું જ નથી.' આવો નિર્ણય કરીને દિવાન રાજા પાસે ગયો- રાજાએ પણ બીજું કાંઈ જ નહિ પૂછતાં દિવાનને એટલું જ પૂછ્યું કે–'બોલો, શું કામે આવ્યા છો ?' દિવાને દિકરીના લગનના ખર્ચા સંબંધી વાત કરી. રાજાએ પૂછ્યું કે–'કેટલાક રુપિયા જોઈએ છે?' દિવાને અમુક રકમ કહી, એટલે રાજાએ તરત જ તેટલી રકમ દિવાનના હાથમાં આપી દીધી અને દિવાનને રવાના કરી દીધો. કેટલાકોએ રાજાને કહ્યું કે–'આ તો દૂધ પાઈને સાપને ઉછેરવા જેવું કામ છે. આણે શું શું કર્યું છે, તે શુ આપ ભૂલી ગયા ?' રાજાએ ખુલાસો કર્યો કે–'હું એમાંનું કાંઈ ભૂલી ગયો નથી. મને એ બધું બરાબર યાદ છે અને એથી જ મેં એને મદદ કરી છે. આમેય કોઈ માગવા આવ્યો હોય તો તેને મદદ કરવી જોઇએ અને આમાં તો જેણે ભયંકર અપકાર કર્યો હતો તેના ઉપર ઉપકાર કરવાની તક આ પહેલવહેલી હતી. એણે માગવાને માટે બીજા કોઈને પસંદ નહિ કરતાં મને પસંદ કર્યો, એ જેવી–તેવી વાત નથી આવો જ્યારે માગવા આવે ત્યારે તો ખાસ આપવું જોઈએ. હવે એને એના કૃત્ય બદલ શરમ આવતી હશે અને એ સુધરી જશે

એ સામાન્ય લાભ નથી.' રાજાના આ સૌજન્યથી અને સાથે તેની દીર્ઘદૃષ્ટિથી સૌને આનન્દ થયો.

આવું કરો તો શત્રુમાંથી પણ શત્રુતા ભાગી જવા પામે ને? આ પૂછે છે કે–'પરણાવવામાં મદદ કરવી એ સારૂં'?' પણ આ વાત ઉપકાર કરવાનો જે સ્વભાવ, તેને લગતી છે. અનુકમ્પા અને ઔચિત્યને લગતી છે શા માટે માગવા આવ્યો છે એ વાત મુખ્ય નથી, પણ મારી પાસે મદદ માગવા આવ્યો છે એ વાતની મુખ્યતા છે. સામાની આપત્તિ ટાળવા પૂરતી વાત છે. આટલું પણ ક્યારે બને? આપણને આપણું જ સુખ કીમતી લાગે છે કે સામાનું પણ? સામો દુઃખી, એ સુખિને ખટકે નહિ? બાકી તો પહેલાં જ કહ્યું છે કે–સમ્યગ્દર્શન ગુણ પ્રગટ્યા પહેલાં પણ પોતાના સ્વાર્થને ગૌણ બનાવે અને પરમાર્થને પ્રધાન બનાવે એની વાત છે. પરોપકારના સ્વભાવવાળો ધર્મ ન પામ્યો હોય ત્યાં સુધી જે પ્રકારે વર્તે અને ધર્મ પામ્યા પછી એ જે પ્રકારે વર્તે, એમાં ઘણો તફાવત હોય છે તમે દૂધનું દાન દો, પણ દારૂનું દાન દો ખરા? નહિ ને? કેમ કે–સમજ આવી છે. સમજુ શું કહે? 'દૂધ માગ, દારૂ નહિ! દૂધ માગ તો પાંચ શેર આપુ ને દારૂનું ટીપુય આપું નહિ.' આવું કેમ કહે? અક્કલ આવી છે માટે! સમ્યગ્દર્શન ગુણ પ્રગટે એટલે કેટલી અક્કલ આવે? એને ઔચિત્ય ક્યાં ને કેટલું થાય, અનુકંપા ક્યાં ને કેટલી થાય અને ભક્તિ ક્યાં ને કેવા પ્રકારે થાય, એની ખબર પડે. માત્ર ક્રિયા ન જોવાય.

ક્રિયા પાછળ રહેલો ભાવ પણ જોવાય અને કયી અવસ્થામાં એ ક્રિયા કરાઈ છે એ પણ જોવું પડે. સમજી ગયા ?

આપણે તો શ્રી અરિહન્તના આત્માના પોતાના સ્વાર્થને ગૌણ કરવાના અને પરમાર્થને પ્રધાન કરવાના સ્વભાવની વાત કરીએ છીએ. એ ગુણ અમલી ક્યારે બને ? સામગ્રી મળે ત્યારે ! કેટલો ને કેવો અમલી બને? જેવી સામગ્રીની પ્રાપ્તિ ! પણ સ્વભાવમાં એ ગુણ ખરો. હીરો ખાણમાંથી નીકળે ત્યારે મેલો ઘણો હોય તોય એની ઝળક જુદી હોય. એ આત્માઓમાં સામગ્રી મળ્યે ઝળકવાની કેવી યોગ્યતા હોય છે, તેની આ વાત છે શ્રી ધના સાર્થવાહ તમને યાદ છે ? શ્રી ઋષભદેવ ભગવાનનો જીવ. આ અવસર્પિણીમાં થયેલા પ્રથમ તીર્થપતિનો એ જીવ ઘીના દાનથી એ સમ્યગ્દર્શનને પામેલા કે ઘીનું દાન દેતે દેતે એ સમ્યગ્દર્શનને પામેલા ? ઘીમાં સમ્યગ્દર્શન પમાડવાની શક્તિ હશે એમ ? કેટલુંક ઘી સત્પુરૂષના પાત્રમાં રેડતાં સમ્યગ્દર્શન પ્રગટે ? જો ઘીના દાનમા જ સમ્યગ્દર્શન પમાડવાની શક્તિ હોય, તો બલાત્કારે પણ ઘીના દાનની પ્રવૃત્તિ કરાવવામાંય લાભ ! પણ ઘીના દાને સમ્યગ્દર્શન પમાડ્યું નથી. સમ્યગ્દર્શન એ તો ઘીનું દાન દેતી વેળાએ એમને જે સુન્દર પરિણામો પ્રગટ્યા એનું ફળ છે ! એ પરિણામો શાથી પ્રગટ્યા ? યોગ્યતા હતી માટે. માટે એ કેવી લાયકાતવાળા હતા તે જાણવા જેવું છે.

શ્રી ધના સાર્થવાહ જન્મ્યા ત્યારથી સુદેવ–સુગુરૂ–સુધર્મના પરિચયવાળા નહોતા. એમનો જન્મ જૈન કુળમાં

નહોતો થયો. સમ્યગ્દર્શન પામતાં પહેલાં એ શ્રી નવકાર મંત્રને પણ પામેલા નહિ! છતાં એ સ્વભાવે કેવા સારા હતા એ જોવાનું છે. પુણ્યોદયના યોગે સંસારમાં એ ઘણા સુખી હતા. એમની પાસે જે સંસારની સુખ-સામગ્રી હતી, તેના હિસાબે તમારી પાસે તો કાંઈ નથી. એટલા સુખી છતાં એ સદાચારી હતા અને ઔદાર્ય, ધૈર્ય, ગામ્ભીર્ય આદિ ગુણોએ સહિત હતા. આવા સુખી અને આવા ગુણી હોવા છતાં પણ, એક વાર એમને વેપાર માટે વસંતપુર જવાની ઇચ્છા થઈ. શ્રી જૈન શાસને આવા સુખી અને ગુણીને પણ અજ્ઞાન કહ્યા છે, કેમ કે-હજુ મિથ્યાત્વનો ઉદય ચાલુ છે. પણ આ એવા સારા છે કે અજ્ઞાન છતાં પણ જ્ઞાની જેવા લાગે એવા છે. હજુ સમ્યગ્દર્શન પ્રગટ્યું નથી અને અનુપકૃતપરહિતરતપણું આવેલું છે, એટલે વેપાર માટે વસન્તપુર જવાની પોતાને ઇચ્છા થઈ, તેની સાથે જ તેમને એમ થયું કે-આટલી સામગ્રી છતાં મને જો વેપાર કરવા જવાનું મન થયું, તો ઘણાને વેપાર કરવા જવાનું મન હશે. ઘણાને જવાનું મન હશે, પણ તે સામગ્રી વિના રિબાતા હશે. તો મારાથી એકલા કેમ જવાય? તમે કોઈ વેપાર કરવા જતા હો, તો તમારા સ્નેહિનેય સાથે આવવાનું કહો ખરા? કદાચ કોઇ સ્નેહી મળી જાય ને તમને પૂછે કે-ક્યાં જાવ છો?, તો એને સાચું કહો ખરા? કેટલાક તો એવા કે જવું હોય બીજે ને બતાવે બીજું! શ્રી ધના સાર્થવાહે તો સારાય શહેરમાં ઉદ્ઘોષણા કરાવી. કેવી? "ધના સાર્થવાહ વસંતપુર જાય છે. જેમને વસન્તપુર આવ-

વાની ઇચ્છા હોય તે સાથે ચાલો ! જેમની પાસે વેપારની વસ્તુ નહિ હોય તેમને ધના સાર્થવાહ વેપારની વસ્તુ પૂરી પાડશે. વાહન વિનાનાને ધના સાર્થવાહ વાહન આપશે સહાય વિનાનાને ધના સાર્થવાહ સહાય આપશે. ભાતા વિનાનાને ધના સાર્થવાહ ભાતું આપશે માર્ગે ચોરોથી અને હિંસક પશુઓથી ધના સાર્થવાહ સૌનું રક્ષણ કરશે અને સાથે આવેલા મન્દ જનોનું ધના સાર્થવાહ પોતાના ભાઇઓની જેમ પાલન કરશે." ધના સાર્થવાહને વેપાર કરવાને વસંતપુર જવું હતું, તેમાં બીજાઓની આટલી બધી ચિન્તા કરવાનું કાંઇ કારણ? તમે કોઇ માગવા આવે તો અવસરે કહો છો ને કે–અહીં કાંઈ મૂકી ગયા છો ? તો એ બધા શ્રી ધના સાર્થવાહને ઘરે મૂકી ગયા હશે, એમ ? ના, અનુપકૃતપરહિતરત છે. આ અવસ્થાને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પછીની અવસ્થા સાથે જોડશો નહિ. અત્યારે આ ગુણ રૂપ અવસ્થા છે, કેમ કે–સમ્યગ્દર્શન ગુણ પ્રગટ્યો નથી અને જે વિચાર આવ્યો છે તે પરોપકાર કરવાનો જે સ્વભાવ, તેને લઇને આવ્યો છે. સમ્યગ્દર્શન આવ્યા પછી સારાય સુખનું સાધન શાસન લાગે છે. સમ્યગ્દૃષ્ટિ હોય તો શ્રી જિનપૂજાદિમાં એકલો જાય કે અનેકોને સાથે લેતો જાય ? તમારા જેવા ભાગ્યશાલી શ્રી સિદ્ધગિરિજી આદિ તીર્થોની યાત્રાએ જવાને નીકળે તે કેવી રીતિએ નીકળે ? આખું કુટુમ્બ તો સાથે હોય જ ને ? મિત્રો, ખાસ કરીને ધર્મમિત્રો તો અવશ્ય સાથે હોય ને ? શક્તિ હોય તો પોળનાં ભાઇ–બેનોને પણ સાથે લે ને ? પોળમાં પણ જે સ્વતંત્રપણે

યાત્રા કરી શકે એવાં ન હોય એમની પસંદગી પહેલી કરે ને? અને જો વધારે શક્તિ હોય તો આખા શહેરમાં ઢોંડી પીટાવે ને? ટેલિયો ટેલ પાડે છે ને? એમાં 'અમુક શેઠ શ્રી સિદ્ધગિરિજી આદિ તીર્થોની યાત્રાએ જાય છે તો જેમને યાત્રાએ આવવું હોય તે સાથે ચાલજો. સાથે ચાલનાર સૌની જોગવાઈ ને સૌની ચિન્તા શેઠ કરશે.'—આવી ટેલ પડી છે કોઈ દિ'? મને જે સારૂં લાગે તે સૌને આપું અને મને જે કરવુ સારૂ લાગે તે સૌની પાસે કરાવું, એવું મન થાય છે?

હજુ પણ એવા માણસો છે કે જેઓ બહારગામ જઈને કમાયા હોય તો પોતાના ગામના શ્રી જિનમન્દિરને, ઉપાશ્રયને અને સંઘને પણ જાળવે છે. ચેક મોકલે છે ને લખે છે કે—'ત્યાં શી જરૂર છે તેની મને ખબર પડે નહિ, કેમ કે—દૂર બેઠો છું; પણ મન્દિરનું, ઉપાશ્રયનું કે સંઘનું કોઈ પણ કામ આવે તો મને યાદ કરવાનું ભૂલતા નહિ.' પોળમા કોઈ નરમ–ગરમ હોય તો આગેવાન તેની ચિન્તા કરે ને? પોળનો કોઈ મંદિરમા ન દેખાય તો શેઠિયો એને ઘરે પહોંચી જાય ને? અને પૂછે ને કે—કેમ ન દેખાયા? એમાં ખબર પડી જાય કે માંદો છે ને સ્થિતિ સાધારણ છે, તો ડૉકટર–વૈદ્યને સાથે લઈ જાય ને? આ ગુણ તો સર્વત્ર જરૂરી બને છે; અને આ ગુણવાળા જ અવસરે શાસનની સુન્દર રક્ષા અને સુન્દર પ્રભાવના કરી શકે છે. આવી વાત આવે ત્યારે કેટલાકો તો કહેશે કે—આ જમાનામાં આ બને એવું છે? સોઘવારી કેટલી? ખર્ચા કેટલા? મહારાજને શી ગમ? અમારાં છોકરા–

છોકરીને ક્યાં મૂકી આવીએ? એને દઈએ નહિ ને બીજાને દઈએ? આવાઓ છતા ધને સારૂં કરી શકે નહિ ને આયુષ્ય ખતમ થતાં રવાના થઈ જાય. પછી એમની શી ગતિ થાય? અમે સાધર્મિક–ભક્તિનો ઉપદેશ નથી આપ્યો? સાધર્મિક-ભક્તિનો ઉપદેશ અમે વાર વાર આપીએ છીએ. છતાં કહેનારા કહે છે કે–જૈનોનું ગમે તેમ થાય પણ સાધુને દયા નથી. અમને શ્રાવક–શ્રાવિકા પ્રતિ દયા નહિ, સદ્‌ભાવ છે! શ્રાવક–શ્રાવિકા માટે શ્રાવક–શ્રાવિકાએ સગાં ભાઈ–બેન કરતાંય વધારે ઘસાવું જોઈએ. પણ શ્રી જિનની ભક્તિમાં જ ખુટે છે એવી જે ફરિયાદ કરતા હોય, તે શ્રી જિનનાં ઉપાસક શ્રાવક–શ્રાવિકાની ભક્તિ શું કરવાના હતા? શ્રી જિનભક્તિ, સાધુસેવા, સાધર્મિકવાત્સલ્ય અને અનુકંપાના ઉપદેશ તો દેવાય છે, પણ એ સાચી રીતિએ અમલી ત્યારે બને કે જ્યારે ધનાદિક ઉપર જે મમત્વ છે તે હાલમડોલમ થાય અને શ્રી નવકાર મંત્રમાં જે છે તે મેળવનાનું મન થાય. ધન, બાયડી, છોકરાં, ઘર વગેરે મારૂં છે, બંગલો મારો છે, એમ બોલતાં આનંદ આવે છે ને? એની જગ્યાએ શ્રી જિનમન્દિર, ઉપાશ્રય, આગમો, ચતુર્વિધ શ્રીસંઘ, એ વગેરે મારૂં લાગે છે? એની સેવામાં જ આ જીવનની અને મળેલા ધનાદિકની સાર્થકતા, એમ લાગે છે? શ્રી અરિહન્ત થવાની વાત તો દૂર રહી, પણ શ્રી અરિહન્તને પિછાનવા માટે પણ ઘણી લાયકાત જોઈએ છે.

પાચ પરમેષ્ઠિઓમા સૌથી પહેલા શ્રી અરિહન્ત છે અને શ્રી અરિહન્તપણું એ જ પરમેષ્ઠિપણાનું વાસ્તવિક કોટિનું બીજ છે. પરમેષ્ઠિઓની નિષ્પત્તિ શ્રી અરિહન્તપણાને

ઈચ્છા હોય, તેને તો આ ગુણ મેળવવાની ઈચ્છા અવશ્ય થવી જોઈએ ને ? આ ગુણ માત્ર શ્રી અરિહન્ત થનારા આત્માઓમાં જ પ્રગટે છે અને બીજા આત્માઓમાં આ ગુણ અમુક અંશે પણ પ્રગટી શકતો નથી એવું નથી. આ ગુણ જેટલી સરળતાથી શ્રી અરિહન્ત થનારા આત્માઓમાં પ્રગટે છે, તેટલી સરળતાથી અન્ય આત્માઓમાં આ ગુણ ન પ્રગટી શકે એ બરાબર છે, કેમ કે–જેવું સહજ તથાભવ્યત્વ શ્રી અરિહન્ત થનારા આત્માઓનુ હોય છે તેવું સહજ તથાભવ્યત્વ અન્ય આત્માઓનું હોતુ નથી; પણ ભવ્યાત્માઓ આ ગુણને સર્વથા નથી પામી શકતા એવું પણ નથી નહિતર તો, પરહિતરતપણાનો ઉપદેશ નકામા જેવો જ થઈ જાય ને ? શ્રી અરિહન્ત થનારા જે આત્માઓ, એમનાથી અન્ય એવા ભવ્યાત્માઓ પણ આ ગુણને પામી શકે છે, પણ તે એટલી સરળતાથી નહિ અને એ ગુણનો જે કોટિનો વિકાસ શ્રી અરિહન્ત થનારા આત્માઓમા થાય છે, તેવી ઉત્કટ કોટિનો વિકાસ અન્ય આત્માઓમા થઈ શકતો નથી. એટલે આપણે શ્રી અરિહન્ત થઈ શકીશું કે નહિ–એની ચિન્તા કર્યા વિના, આ ગુણના વિકાસ માટે સૌએ પ્રયત્ન કર્યા કરવાનો છે. શ્રી અરિહન્ત થવાની ઇચ્છાથી યોગ્ય પ્રયત્નમાં લાગી ગયેલા આત્માઓ, શ્રી અરિહન્ત થઈ શકે અગર ન પણ થઈ શકે, તો પણ શ્રી અરિહન્ત થઈને એ આત્માઓ જે પરમ ફળને પામ્યા, તે પરમ ફળને એ આત્માઓ નિયમા પામવાના છે. એ આત્માઓ સિદ્ધત્વને જરૂર પામ . ! છે!

પણ, પરહિતરતપણું સ્વભાવસ્વરૂપ બની જવું, એ

સહેલું છે? એ ગુણ માટે તો ઘણી ઘણી તેવડ જોઈએ. ઔદાર્ય પણ જોઈએ અને સત્ત્વ પણ જોઈએ. કેમ કે–દુન્યવી સ્વાર્થને ગૌણ કરવાનો છે અને પરમાર્થને પ્રધાન પદે સ્થાપવાનો છે. જેનો સ્વભાવ જ વારે વારે પોતાની જાત સામે જોયા કરવાનો હોય અને દુન્યવી બાબતોમાં હું સૌથી પહેલો કેમ આવું એ જ જેના મનમાં હોય, તેનામાં આ ગુણ આવે નહિ. આ ગુણ જેનામાં સારી રીતિએ પ્રગટે, તે પ્રાયઃ સૌમાં પહેલો આવ્યા વિના રહે નહિ, પણ દુન્યવી બાબતોમાં જે સૌથી પહેલો આવવાને ઇચ્છતો હોય તે સારો બની શકે નહિ અને તે સારો હોય તો પણ સારો રહી શકે નહિ. આત્મામાં ગુણ આવ્યો કે નહિ તે સૌથી પહેલાં આપણામાં જોવાનું અને બીજી સારી ચીજ બીજાને મળી કે નહિ એ પહેલું જોવાનું. આ આવે તો જ પરહિતરત-પણું સાચું આવી શકે. અને જ્યાં આ ગુણ આવ્યો એટલે સોટે ભાગે એવું બને કે–એ આઘો બેઠો હોય તોય તેને લોક આગળ લાવે. અજ્ઞાન લોક, દ્વેષી લોક, દુર્જન લોક, કદાચ તેને આગળ ન પણ લાવે, તો પણ શિષ્ટ જનોના મનમાં તો તે આગળ જ હોય. જે દુનિયાની ચીજોમાં પોતાને ભૂલીને પણ બીજાને આગળ કરે, તેનો એ ગુણ શું સામાન્ય કોટિનો છે? મૈત્રી ભાવનાની જડ આ છે. મૈત્રી કોને કહેવાય? જ્ઞાનિઓએ કહ્યું છે કે–પરહિતની ચિન્તા, એ જ મૈત્રી છે. દુન્યવી ચીજોની બાબતમાં માણસ પોતાના સ્વાર્થને ગૌણ કર્યા વિના અગર પોતાના સ્વાર્થને અવસરે જતો કર્યા વિના, પરહિતની સાચી ચિન્તા કરી શકે ખરો?

પરહિતની ચિન્તા એ મૈત્રી છે, પણ તેમાંય એક વાત ખાસ સમજવા જેવી છે પરના હિતની જે ચિન્તા થવાની, તે પોતપોતાની સમજ મુજબ જ થવાની ને? હિત શામાં અને અહિત શામાં—એ વિષેની જેવી સમજ હોય, તે સમજ મુજબ જ જીવ સ્વહિતની કે પરહિતની પ્રવૃત્તિ કરવાનો ને? એટલે પરહિતની પ્રવૃત્તિનું અનુમોદન અને અનુકરણ ત્યારે કરી શકાય, કે જ્યારે પરહિતની પ્રવૃત્તિ કરનારે શુદ્ધ સમજપૂર્વક એ પ્રવૃત્તિ કરી હોય. અને જયા સુધી શુદ્ધ સમજ એ જીવમાં પ્રગટી ન હોય ત્યાં સુધી એની પરહિતની પ્રવૃત્તિને ગૌણ બનાવી દઈને પરહિત કરવાનો જે એનો ભાવ છે તેને પ્રધાનપણે જોવો જોઈએ. ત્યાં પરહિત સધાય એ માટે શું શું કરવાનું મન થયું અને શું શું કર્યું એ વસ્તુને બહુ વળગવાનું હોય નહિ, કેમ કે—સમજની ખામીને કારણે એમાં તાત્ત્વિક દૃષ્ટિએ અઠીક એવો વિચાર પણ હોઈ શકે અને એવી પ્રવૃત્તિ પણ હોઈ શકે. માટે ત્યાં ખરેખરું જોવા જેવું શું? સ્વાર્થને ગૌણ કરીને પરમાર્થને પ્રધાન બનાવવાનો ભાવ પેદા થયો તે અને પોતાની સમજ મુજબ પણ એ ભાવને અમલી બનાવવાને પ્રવૃત્ત થવાયુ તે! આ વાત જો ધ્યાનમાં ન રહે, તો શું થાય? પરહિતના નામે જે પ્રવૃત્તિ વિવેકિએ કરવા જેવી ન હોય તેવી પ્રવૃત્તિ પણ કરવા જેવી છે—એમ લાગી જાય અથવા તો તેવી પ્રવૃત્તિ કરવામાં પણ ધર્મ જ છે—એમ કહેવાનું મન થઈ જાય.

આપણે શ્રી અરિહન્ત થનારા આત્માઓની વાત માંડી છે અને તેમાં પણ આ વાત બરાબર ધ્યાનમાં રાખવા જેવી

છે, કેમ કે-શ્રી અરિહન્ત થનારા આત્માઓ પણ અન્ય આત્માઓની જેમ અનાદિ નિગોદમા અનન્તો કાળ વ્યતીત કરે છે; અને અન્ય આત્માઓની જેમ શ્રી અરિહન્ત થનારા આત્માઓ પૈકીના પણ જે જે આત્માઓને ભવિતવ્યતાની અનુકૂળતા થાય છે તે તે આત્માઓ જ નિગોદમાંથી નીકળીને વ્યવહાર રાશિમાં આવે છે. વ્યવહાર રાશિમાં આવ્યા પછીથી પણ એ આત્માઓ મોટે ભાગે સંજ્ઞી પંચેન્દ્રિયપણાને પામે, ત્યારે જ પરહિતરતપણું વગેરે સ્વાભાવિક એવા પણ ગુણોના આંશિક પ્રગટીકરણની અને તેના વિકાસની સામગ્રીને પામે છે. એ પછી પણ તરત જ એ જીવો સમ્યક્ત્વ પામી જાય છે એવું નથી. સ્વાર્થને ગૌણ કરવાનો અને પરમાર્થને પ્રધાન બનાવવાનો ગુણ સ્વાભાવિક જેવો હોય, છતાં પણ મિથ્યાત્વની હયાતિ હોય અને એથી સમજની ખામી હોય. એટલે થાય શું? તેમની સમજ મુજબ જ તેમનો પરોપકારભાવ અમલી બને ને? માટે પરોપકારભાવ પ્રશંસાને પાત્ર ખરો, પણ એ ભાવને લીધે થયેલી પ્રવૃત્તિ પ્રશંસાપાત્ર હોયેય ખરી અને ન પણ હોય. એવા સંજોગોમાં દિલનાં વખાણ થાય અને પ્રવૃત્તિમાં જેટલું સારાપણું હોય તેનાં વખાણ થાય તથા સમજની ખામીને લીધે, અજ્ઞાનને લીધે જે વિચારદોષ કે પ્રવૃત્તિદોષ હોય તેની વાત પણ કરવી પડે. શ્રી અરિહન્ત થનારા આત્માઓ સમ્યક્ત્વ પામ્યા પછીથી જ શ્રી તીર્થંકર-નામકર્મને બાંધી શકે છે. એ આત્માઓ સમ્યક્ત્વ પામ્યા પછી જ્યારે પોતાના ઉત્કટમાં ઉત્કટ કોટિના પરોપકારભાવમાં રમતા બને છે અને જ્યારે

શ્રી તીર્થંકર-નામકર્મ ઉપાર્જે છે ત્યારે, એ સાચું પરહિત શામાં માને છે-એ વાતને જો લક્ષ્યમાં રાખવામાં આવે, તો મિથ્યાત્વની સહચારિતાને કારણે જે કાંઈ વિચારદોષ અને પ્રવૃત્તિદોષ હોય, તે દોષ ખ્યાલમાં આવ્યા વિના રહે નહિ. શ્રી તીર્થંકર-નામકર્મ ઉપાર્જતી વેળાએ એ આત્માઓનો ભાવ સૌને શ્રી જિનશાસન પમાડવાનો હોય છે ને? અને એ માટે સૌને સંસારના રસથી છોડાવવાનો ભાવ પણ હોય છે ને? આ વાત ખ્યાલમાં હોય તો વહેપાર આદિમાં સહાય કરવાની પ્રવૃત્તિ કેવી લાગે?

હિતાહિતનો નિર્ણય એ સહેલી વસ્તુ નથી. હિતના નામે અહિત થઈ જવાનો પણ સંભવ છે અને અહિતના નામે હિત થઈ જવાનો પણ સંભવ છે. એટલા માટે હિતાહિત સંબંધી વિવેક જોઈએ. આજે જગતમાં જે કાંઈ નરસું ચાલી રહ્યું છે, તે શાથી? હિતાહિતનો સાચો ખ્યાલ નથી અને એથી જીવો હિત માનીને અહિત તરફ ધસતા હોય એવું જણાય છે ને? આમ છતા પણ, પરના હિતનો અણુસમજવાળો પણ ભાવ પેદા થવો એ સહેલું નથી. પોતાના હિતને ગૌણ બનાવીને પરહિતમાં પ્રવૃત્ત થવાનું મન થાય, એ ગુણ છે અને એવા ગુણવાળાને સાચી સમજ સુલભ બને છે. દરેક પ્રવૃત્તિના ગુણ-દોષનું પૃથક્કરણ કરતા, તે પ્રવૃત્તિ કરનારના ભાવની ઉપેક્ષા ન કરાય. અમુક કક્ષાએ અમુક પ્રવૃત્તિ ગુણજનિત ગણાય અને અમુક કક્ષાએ એ જ પ્રવૃત્તિ દોષજનિત ગણાય. તમારી અમુક પ્રવૃત્તિઓ ગુણજનિત હોય એવું પણ બને અને એની એ જ પ્રવૃત્તિઓ જો સાધુ

કરે તો તે દોષજનિત હોય એવું પણ બને એ જ રીતિએ અમુક પ્રવૃત્તિઓ જો મિથ્યાત્વના ઉદયવાળાની હોય તો તે પ્રવૃત્તિઓ ગુણજનિત હોય, ગુણજનિત કહેવાય, પણ એ જ પ્રવૃત્તિઓ જો સમ્યગ્દૃષ્ટિની હોય તો તે દોષજનિત હોય એવું પણ બને મિથ્યાદૃષ્ટિ જીવ સર્વ દેવ, સર્વ ગુરૂ અને સર્વ ધર્મ પ્રત્યે બહુમાનવાળો હોય તો એ ગુણ કહેવાય, કેમ કે–ગુણની પ્રાપ્તિનું એ કારણ છે. પણ સમ્યગ્દૃષ્ટિ માટે તો એ દોષ જ ગણાય ને? કુદેવાદિને તજીને સુદેવાદિને સ્વીકારનારો, સર્વ દેવાદિ પ્રત્યે બહુમાનવાળો હોય ખરો? જો એનામા સર્વ દેવાદિ પ્રત્યે બહુમાનભાવ પ્રગટે તો સમજવું કે એ પતનના માર્ગે છે. આમ દરેક પ્રવૃત્તિની બાબતમાં વિવેક કરતાં શીખવું જોઈએ.

આપણે શ્રી ધના સાર્થવાહને યાદ કર્યા તે એ માટે કે–શ્રી અરિહન્ત થનારા આત્માઓ સમ્યગ્દર્શન ગુણ પામ્યા પહેલાં પણ કેવા પરોપકાર કરવાના સ્વભાવવાળા હોય છે તેનો તમને ખ્યાલ આવે. આપણે જોયું કે–એ બહુ સુખી માણસ હતા. સંસારમાં જે ધનાદિ સુખસામગ્રી ગણાય છે, તે એમની પાસે વિપુલ પ્રમાણમાં હતી. એટલા સુખી હોવા છતાં પણ એક વાર એમને વેપાર માટે વસન્તપુર જવાનું મન થયું. આટલા બધા સુખી પણ માણસને વેપાર માટે વસન્તપુર જવાનું મન કેમ થયું? ત્યાં એ જ કહેવું પડે કે–લોભનો ઉદય તીવ્ર કોટિનો! સારામાં સારાં ગણાતાં ભૌતિક સુખોની સામગ્રી જેની પાસે ઘણી હોય, તેવા જીવને પણ લોભનો ઉદય જો તીવ્ર કોટિનો હોય તો વેપાર કરવા જવાનું મન

થાય! આ તો મિથ્યાદૃષ્ટિ છે, પણ જે જીવ સમ્યગ્દૃષ્ટિ હોય અને પૂર્વકૃત પુણ્યના ઉદયે જેને વિપુલ ભૌતિક સામગ્રી મળી હોય, તે જીવને પણ લોભના ઉદયથી વેપાર કરવા જવાનું મન થાય તો તે અશક્ય નથી. લોભનો ઉદય એને સારો લાગે નહિ, લોભના ઉદયથી પ્રવર્તવું એ સારૂં છે એમ એને લાગે નહિ, ભૌતિક સામગ્રીમાં ઉપાદેયબુદ્ધિ એને હોય નહિ અને ભૌતિક સામગ્રી હેય કોટિની જ છે એમ એને જરૂર લાગતું હોય, છતાં પણ અવિરતિના ઘરનો લોભનો ઉદય જો જોરદાર હોય તો એને પણ વેપાર કરવા જવાનું મન થાય; તો પછી, જે જીવ સમ્યગ્દૃષ્ટિ ન હોય અને એથી જે જીવને ભૌતિક સુખસામગ્રીની હેયતા પૂરી સમજાણી ન હોય, તે જીવને ઘણી સામગ્રી પાસે છતાં વેપાર કરવા જવાનું મન થાય, એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે?

લોભના ઉદયથી શ્રી ધના સાર્થવાહને વેપાર માટે વસન્તપુર જવાની ઇચ્છા તો થઈ, પણ એ વખતે એમને જે વિચાર સ્ફુર્યો અને એ વિચારથી એમણે જે પ્રવૃત્તિ કરી, એ એમની કક્ષાના જીવને માટે બહુ મહત્ત્વની વસ્તુ છે. એમને વિચાર થયો કે—આવા ધનસમ્પન્ન એવા પણ મને જો ધન કમાવાની ઇચ્છા થાય છે, તો આ નગરીમાં મારાથી ઓછા ધનવાળા અને ધનવિહીન જેવા ઘણા છે, તેમને ધન કમાવાની ઇચ્છા નહિ હોય? વેપાર માટે વસન્તપુર જવાની ઇચ્છા થઈ, તેમાં આવા વિચારને અવકાશ ખરો? એમને આમ પારકી પંચાતમાં પડવાની જરૂર ખરી? 'બીજાને કમાવું હોય કે ન કમાવું હોય, એમનું એ જાણે; ' મારે

બીજાની શી પડી છે?'-આવું જેના મનમાં બેઠું હોય, તેને આવો વિચાર આવે ખરો? શ્રી અરિહન્તના આત્માને આવો વિચાર આવે, એ એમની સ્વભાવસિદ્ધ વસ્તુ છે. 'હું સુખી થાઉં એમ નહિ, પણ સૌ સુખી એમાં જ હું સુખી.' -આવો ભાવ છે ને? પરોપકારના ભાવમાંથી જન્મેલો આ વિચાર છે ને? પોતે સમયસર પાટલે જમવા બેસે ને એ વખતે જે કોઈ ભૂખ્યા હશે તેમનું શું થતું હશે-એ વિચાર આવવો એ માણુસ જાતનો ગુણ છે કે દુર્ગુણ છે? પોતાના સુખમાં બીજાના દુઃખનો વિચાર નહિ આવવો એ ગુણ નથી પણ દુર્ગુણ છે. એમાંય બીજાની ભૂખ મટાડી શકાય એવું હોય તો? પરોપકારના સ્વભાવવાળા, પારકાના દુઃખની ચિન્તા કરનારા તો, અવસરે પોતે અડધું ખાય ને અડધું ભૂખ્યાને ખવડાવે. પણ ભૂખ્યાની ચિન્તા હોય તો ને? સારા સ્વભાવના માણસોમાં જ આ ગુણ હોઈ શકે. એ જેટલી ઉંચી કોટિએ પહોંચ્યા હોય, તેટલી ઉંચી કોટિનો એ ગુણ હોય અને સમજ મુજબ એ ગુણનો અમલ હોય.

શ્રી ધના સાર્થવાહને વિચાર થયો કે-ઘણાને વેપાર માટે વસન્તપુર આવવાની ઇચ્છા તો હશે, પણ આવવાની ઇચ્છાવાળાય આવી શકશે શી રીતિએ? કેટલાકની પાસે વેપારની વસ્તુઓનું ભાણ્ડ નહિ હોય, કેટલાકની પાસે વાહન નહિ હોય, કેટલાકની પાસે ભાણ્ડ અને વાહન હશે પણ સહાયની તેમને જરૂર હશે, કેટલાકની પાસે વળી ભાતુંય નહિ હોય, કેટલાક વળી રસ્તે કોણ રક્ષણ કરશે-એની ચિન્તામાં હશે અને કેટલાક નરમ-ગરમ એવા હશે કે જેમને એમ થતું

હશે કે–ત્યાં બધા પરાયા, આપણા સાથી કોઈ નહિ, તો આપણને પાળશે કોણ ? શ્રી ધના સાર્થવાહ આમ બધાની ચિન્તા કરવા બેઠા અને તરત જ તેમણે નિર્ણય કરી લીધો કે-જેને જેની જરૂર હોય, તેને તેની જરૂર હું પૂરી પાડીશ ! એ નિર્ણય કરીને પણ એમણે કર્યું શું ? અંદર અંદર વાત ફેલાવી એમ નહિ. માત્ર સગા–સંબંધિઓને અને મિત્રોને કહેવડાવ્યું એમેય નહિ. ત્યારે કર્યું શું ? આખા શહેરમા ડોંડી પીટાવી. જેને જોયે પોતે ઓળખતા પણ ન હોય, તેને પણ વસન્તપુર આવવાનું જાહેર આમન્ત્રણ પાઠવ્યું. આખા શહેરમાં ડોંડી પીટાવી કે–' ધના સાર્થવાહ વસન્તપુર જવાને ઈચ્છે છે, તો જે કોઈને પણ વસન્તપુર જવાની ઇચ્છા હોય તે સૌ ધના સાર્થવાહની સાથે ચાલે ' ડોંડી પીટાવી આટલું જ કહેવડાવ્યું નથી. જેને વસન્તપુર આવવાની ઈચ્છા હોય પણ જે એક યા બીજા કારણે વસન્તપુર આવતાં મુઝાતા હોય, તેમને કોઈ પણ પ્રકારની મુઝવણ કરવા જેવું રહે જ નહિ, એવું શ્રી ધના સાર્થવાહે ડોંડી પીટાવીને કહેવડાવ્યું છે. માત્ર સાથે ચાલો–એમ નહિ, પણ એમ કહેવડાવ્યું છે કે–'ધના સાર્થવાહ ભાણ્ડ વિનાનાને ભાણ્ડ આપશે, વાહન વિનાનાને વાહન આપશે, સહાય વિનાનાને સહાય આપશે અને ભાતા વિનાનાને ભાતું આપશે.' એટલું જ નહિ, પણ ' સાથે ચાલેલાઓનુ માર્ગે ચોરોથી અને હિંસક પશુઓના ઉપદ્રવથી પણ ધના સાર્થવાહ રક્ષણ કરશે તેમ જ સાથે ચાલેલાઓમા જે કોઇ નરમ–ગરમ હશે, તેમનું ધના સાર્થવાહ પોતાના બન્ધુઓની માફક પાલન કરશે ' આવી જાહેરાત એમ ને એમ

થતી હશે? આમાં પૈસા નહિ બેસતા હોય? માણસ પોતાના કેટલા ધનનો વ્યય કરવાનો નિર્ણય કરે ત્યારે આવી જાહેરાત કરી શકે? વિચાર છે ધન કમાવાને જવાનો અને એમાં પરોપકારાર્થે આટલો મોટો ધનવ્યય કરવાની તૈયારી, એ જેવી તેવી ઉદારતા છે? લોભ અને ઉદારતા સાથે છે ને? અને લોભ કરતાંય ઉદારતાનું જોર વધી જાય એવું છે ને? આમાં કોનું પલ્લું નમતું દેખાય છે? લોભનું કે ઉદારતાનું? કેટલાક કહે છે કે—આપણી પાસે એટલું ધન હોય તો આપણેય એવું કરીએ; પણ મોટે ભાગે વાત કરવા પૂરતી એ વાત છે અથવા તો, સામાની ઉદારતાની પ્રસંશા કરવા જોગું દિલ નથી એનું એ પ્રતિક છે. તમને કેટલુંક ધન મળી જાય, તો કેવળ પરોપકારબુદ્ધિથી ધનનો ઉદાર વ્યય કરવાનું મન થાય? શ્રી ધના સાર્થવાહને વેપાર અંગે વિચાર આવ્યો, તો તમને ધર્મ અંગેય આવો વિચાર આવે ખરો? આ ગુણને અમલી બનાવવા માટે પુષ્કળ ધનનો વ્યય કરવો પડે ને? બોલાવીને રઝળતા મૂકવા હોય ને ભૂખ્યા મારવા હોય તો વાત જુદી છે. 'ભૂખા મરેગા ઔર ભાગ જાયગા.'—એવુ જો મનમાં હોય તો ધનવ્યય બહુ ન પણ થાય, પણ એ કાંઈ સારા માણસનું લક્ષણ કહેવાય? એ તો અધમતા કહેવાય.

શ્રી ધના સાર્થવાહને, એમની ઉદ્‌ઘોષણાના યોગે, શ્રી ધર્મઘોષ નામના એક આચાર્ય ભગવાનનો યોગ થઈ ગયો શ્રી ધના સાર્થવાહ આચાર્યભગવાનને શોધવા નીકળ્યા નથી, પણ શ્રી ધના સાર્થવાહની ઉદ્‌ઘોષણાને સાંભળીને આચાર્ય-ભગવાન એમની પાસે ગયા છે. શ્રી ધર્મઘોષસૂરિ નામના

એ આચાર્યભગવાનને પોતાના સાધુસમૂહની સાથે વસન્તપુર જવાની ઇચ્છા હતી. કેમ? સાધુ શા માટે વિહાર કરે? ધર્મના પાલન માટે અને ધર્મના પ્રચાર માટે ને? વેપારી ધન લેવા ઘુમે અને સાધુ ધર્મ દેવા વિહરે. ધર્મ દેવાને માટે પણ સાધુ પોતાના ધર્મને વેગળો ના મૂકે. ધર્મનું પાલન પહેલું અને ધર્મનો પ્રચાર પછી. ધર્મનું પાલન કરતે કરતે જ્યારે ધર્મ-પ્રચાર જોગી યોગ્યતા પ્રગટે ત્યારે ધર્મનો પ્રચાર કરવાનો! શ્રી ધર્મઘોષસૂરિ નામના આચાર્યભગવાનને વસન્તપુર જવું હતું પણ માર્ગ બહુ વિકટ હતો. માર્ગ લાંબો પણ હતો અને ભયંકર પણ હતો. વચ્ચે ભયંકર અટવી લંઘવાની હતી. એમાં એમણે શ્રી ધના સાર્થવાહે કરાવેલી ઉદ્‌ઘોષણા સાંભળી, એટલે શ્રી ધના સાર્થવાહની સંમતિ મેળવીને સાર્થ સાથે વસન્તપુર તરફ વિહરવાનો નિર્ણય કર્યો. ભગવાન શ્રી જિનેશ્વર-દેવના શાસનનો આ પણ એક સુન્દર આચાર છે. સાર્થના માલિકની સંમતિ સિવાય સાધુથી સાર્થની સાથે જવાય નહિ. એથી શ્રી ધર્મઘોષસૂરિ મહારાજાએ શ્રી ધના સાર્થવાહની પાસે જાતે જ જવાનો નિર્ણય કર્યો. એ મહાપુરૂષે એમ કરવામાં લાભ જોયો હશે, એટલે આચાર્યભગવાન જાતે જ શ્રી ધના સાર્થવાહની પાસે ગયા. સાર્થ સાથે શ્રી ધના સાર્થવાહે મંગલ પ્રયાણ કરી દીધું હતું અને શહેર બહાર નીકળીને પડાવ નાંખ્યો હતો. આથી આચાર્યભગવાન શ્રી ધર્મઘોષસૂરિજી મહારાજા શ્રી ધના સાર્થવાહે જ્યાં પડાવ નાંખ્યો હતો ત્યાં પહોંચ્યા.

શ્રી ધના સાર્થવાહે આચાર્યભગવાનને પોતાની પાસે

આવતા જેવા જોયા, તેની સાથે જ સંભ્રમ સહિત તે ઉભા થઈ ગયા. જૈન સાધુને એ ઓળખતા નથી; આ સાધુ કયા ધર્મના છે તે એ જાણતા નથી; પણ હૈયામાં ત્યાગી પ્રત્યે સદ્‌ભાવ બેઠેલો છે. શ્રી અરિહન્ત થનારા આત્માઓમાં પરહિતરતપણાની જેમ દેવ-ગુરૂ પ્રત્યેનો બહુમાનભાવ સ્વાભાવિક હોય છે. આ આર્ય દેશમાં તો, ગમે તેવો માનવી પણ સંસારના સુખના ત્યાગી મહાત્માને જોતાં, મોટે ભાગે માથું નમાવ્યા વિના રહે નહિ. અને આ તો ઉત્તમ જીવ છે. જેનામાં દુઃખી પ્રત્યે દયાભાવ હોય, તેનામાં ત્યાગી પ્રત્યે તો સુન્દર સદ્‌ભાવ હોય ને ? આજે તો દુઃખી પ્રત્યેનો દયાભાવેય દુર્લભ બનતો જાય છે અને ત્યાગી પ્રત્યેનો સદ્‌ભાવેય દુર્લભ બનતો જાય છે. શ્રી ધના સાર્થવાહ તો આચાર્યભગવાનને જોતાંની સાથે જ સંભ્રમથી ઉભા થઈ ગયા. સંભ્રમથી એટલે ? કોઈ પણ પ્રકારનો વિચાર કર્યા વિના છતાં ઉભા થયા વિના રહી શકાય નહિ એ સંભ્રમથી ઉભા થયા કહેવાય. ઉભા થઈ જઈને એમણે તરત જ આચાર્યભગવાનને હાથ જોડીને નમસ્કાર કર્યા અને પૂછ્યું કે-'આપ શા કારણે અહીં પધાર્યા છો ?' આચાર્યભગવાને કહ્યું કે-'તમારા સાર્થની સાથે વસન્તપુર આવવાની અમારી ઈચ્છા છે.' શ્રી ધના સાર્થવાહ તો એ સાંભળીને ખુશ ખુશ થઈ ગયા. એમને અનહદ આનન્દ થયો. મારાં અહોભાગ્ય એમ એમને લાગ્યું. તેથી આચાર્યભગવાનને એ કહે છે કે-'ભગવન્ ! આજે હું ધન્ય બન્યો, કારણ કે-આપના જેવા મહાપુરૂષ મારા સાર્થની સાથે આવવાને અહીં પધાર્યા ! આપ ખુશીથી મારા સાર્થની સાથે વસન્તપુર પધારો !'

આ જગ્યાએ બીજો વિચાર આવવાને અવકાશ નથી ? ક્યાંથી લપ આવી પડી, એવું કાંઈ લાગે એવા જીવો પણ હોય ને ? ગામનાને અને વેપારીઓને હજુ સાચવે, પણ સાધુને શું કામ સાચવે ? ગામનાને અને વેપારીઓને સાચવવામાં તો ઈજ્જત વધે, અવસરે એ કામેય લાગે. સાધુ સાચવ્યા શું કામ લાગે ?

શ્રી ધના સાર્થવાહ તો તરત જ આચાર્યભગવાન આદિ સાધુસમૂહ માટેની સગવડની ચિન્તામાં પરોવાયા. આચાર્ય-ભગવાને સગવડ–અગવડની કોઈ વાત કરી નથી, પણ શ્રી ધના સાર્થવાહ પોતાનું કર્ત્તવ્ય શું છે એ સમજે છે ને ? એ સમજે છે કે–'આમને સાથે પધારવાનું કહ્યું એટલે આમની સગવડ કરવાની સઘળી જવાબદારી મારી છે.' આચાર્યભગવાન હજુ ત્યાં જ છે અને શ્રી ધના સાર્થવાહ પોતાના રસોઇયાઓને હુકમ કરે છે કે–'તમારે રોજ આ મહાત્માઓને માટે આહાર–પાણી વગેરેની સગવડ કરવી.' એ જ વખતે આચાર્યભગવાન શ્રી ધના સાર્થવાહને કહે છે કે–'સાધુઓને તેવા જ આહારાદિ કલ્પે, કે જે અકૃત હોય, અકારિત હોય અને અસંકલ્પ્ય હોય.' અર્થાત્–આચાર્યભગ-વાન શ્રી ધના સાર્થવાહને એમ સમજાવે છે કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવના શાસનના સાધુઓને જેમ પોતે તૈયાર કરેલાં અથવા તો પોતે બીજાની પાસે તૈયાર કરાવેલાં અશનાદિ કલ્પતાં નથી, તેમ સાધુઓને ઉદ્દેશીને જે અશનાદિ કરાય તે અશનાદિ પણ સાધુઓને કલ્પતાં નથી. ઉપરાન્ત, આચાર્ય-ભગવાન કહે છે કે–'વાવ, કુવા અને તળાવ વગેરેનાં પાણી

પણ જ્યાં સુધી અપ્રાસુક હોય, અચિત્તપણાને પામેલાં ન હોય, ત્યાં સુધી તે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનમાં સાધુઓને ખપતાં નથી.' આહારાદિમાં સાધુઓનો સંકલ્પ નહિ જોઇએ અને પાણીમાં પણ પ્રાસુકપણું જોઈએ. આમ કહીને, આચાર્યભગવાન, શ્રી ધના સાર્થવાહે પોતાના રસોઈ-યાઓને કરેલી જે આજ્ઞા, તેને નિરર્થક બનાવી દે છે; છતાં પણ શ્રી ધના સાર્થવાહને એમ નથી થતું કે-' આ શી ધાંધલ? આ ખવાય નહિ ને આ પીવાય નહિ, તો પછી મારે તમારી સગવડ કરવી શી રીતિએ? સાથે આવવું છે ને આમ મુશ્કેલી ઉભી કરવી છે, તે કેમ ચાલે?' શ્રી ધના સાર્થવાહને તો ઉલટો આનન્દ થાય છે. એમને થાય છે કે-આ બહુ ઉંચી કક્ષાની વાત છે! જગતમાં આવા ત્યાગી મહાત્માઓ પણ હોય છે! આમાં એ પણ એક વાત છે કે-આચાર્યભગવાન શ્રી ધર્મઘોષસૂરિજી મહારાજા આ રીતિએ શ્રી ધના સાર્થવાહ સમક્ષ ભગવાને કહેલો ધર્મ મૂકી રહ્યા છે! ધર્મ આપવાની વાત હમણાં નથી. એ તો જ્યારે માગતા આવશે ત્યારે દેશે. પણ અત્યારે આચાર્યભગવાન આ રીતિએ ભગવાને કહેલા ધર્મને ઓળખાવી રહ્યા છે.

આચાર્યભગવાને સાધુધર્મના, અશન-પાન સંબંધી ખુલાસો કર્યો, એટલામાં જ કોઈ એક માણસ પાકેલી કેરીઓથી ભરેલો થાળ શ્રી ધના સાર્થવાહ પાસે લઈ આવ્યો. એ થાળને જોતાં જ શ્રી ધના સાર્થવાહને થઈ ગયું કે-' આ થાળ ખરા અવસરે આવી પહોંચ્યો. આ ફળો અકૃત પણ છે, અકારિત પણ છે અને અસંકલ્પિત પણ છે, એટલે

આ ફળો આ મહાત્માઓના ઉપયોગમાં આવી શકશે.' આવા વિચારથી ખૂબ જ પુલકિત થઈ ગયું છે મન જેમનું એવા શ્રી ધના સાર્થવાહે આચાર્યભગવાનને ઉદ્દેશીને કહ્યું કે–'આપ આ ફળોને ગ્રહણ કરો અને આ ફળોને ગ્રહણ કરવા દ્વારા આપ મારા ઉપર અનુગ્રહ કરો!' કેવો વિચિત્ર સંયોગ ઉપસ્થિત થયો છે? આચાર્યભગવાન સાર્થની સાથે ચાલવાની સંમતિ મેળવવાને આવ્યા છે અને સાર્થપતિની આ વિનંતિને પણ એમણે નકારવાની છે! અહીં કોઈ અવસરને ઓળખવાની વાત કરે તો? સાર્થપતિની શેહમાં તણાઈ જવામાં અવસરને ઓળખ્યો ન કહેવાય, પણ પોતાના ધર્મને ચુસ્તપણે વળગી રહેવામાં અવસર ઓળખ્યો કહેવાય. આગળ પણ આચાર્યભગવાન પોતાના ધર્મને ચુસ્તપણે વળગી રહ્યા છે અને માટે જ શ્રી ધના સાર્થવાહને સમ્યગ્દર્શનની પ્રાપ્તિમાં એ નિમિત્ત બની શક્યા છે. આચાર્યભગવાન જોઈ શકે છે કે–આ સાર્થવાહ પ્રમોદભર હૈયે આ ફળો ગ્રહણ કરવાનું કહી રહેલ છે; એટલે એ એમને 'શ્રાદ્ધ' તરીકે સંબોધે છે. 'શ્રાદ્ધ' તરીકે સંબોધીને પણ વાત તો જે કહેવાની છે તે જ કહે છે. આચાર્ય ભગવાન કહે છે કે–'શ્રાદ્ધ! આવા પ્રકારનાં શસ્ત્રથી નહિ હણાયેલાં એટલે કે સચિત્ત એવાં ફળોને અડકવું એ પણ અમને તો કલ્પે નહિ; પછી ખાવાની તો વાત જ શી કરવી?' આ સાંભળીને પણ શ્રી ધના સાર્થવાહને ખેદ થયો નથી. મહાત્માઓ પ્રત્યેનો આદરભાવ ઊલટો વધી જાય છે. એમને એમ થઈ જાય છે કે–'કેવું આ દુષ્કર વ્રત છે? કેવું દુષ્કર આ વ્રતપાલન છે? અમ જેવા પ્રમાદિઓ તો

એક દિવસ પણ આવું દુષ્કર વ્રતપાલન કરી શકે નહિ !' શ્રી ધના સાર્થવાહ જીવાદિ તત્ત્વોના સ્વરૂપને ભણેલા નથી, છતાં તેમને આવો વિચાર આવે છે! આજે કેટલાક જૈન કુળમાં જન્મેલાઓ સાધુપણાની મશ્કરી કરે છે. કહે છે કે– 'આમાં જીવ ક્યાંથી આવી ગયો ? અને ખાવા-પીવાની ચીજમાં વળી આ બધી પંચાત શી ?' સાધુપણાના આચારને જાણવા છતાં એવાઓ કહે છે કે–'આવા સાથે હોય કે પાસે હોય તે સારા નહિ !' અને શ્રી ધના સાર્થવાહ એ વિચાર કરે છે કે–'આમના આચારોને હું જાણતો નથી, તેથી આ મહાત્માઓ સાથે આવવાના વિચારને પડતો મેલે નહિ તો સારૂં !' આથી, સાધુઓના દુષ્કર વ્રતપાલનની અનુમોદના કરીને, શ્રી ધના સાર્થવાહ આચાર્યભગવાનને કહે છે કે–'આપને જે અન્નાદિ કલ્પતાં હશે તે અન્નાદિ હું આપીશ, પણ આપ કૃપા કરીને આજે જ સાર્થની સાથે ચાલો !' આચાર્યભગવાને શ્રી ધના સાર્થવાહની એ વિનંતિ સ્વીકારી, એટલે શ્રી ધના સાર્થવાહે આચાર્યભગવાન આદિ સર્વ મુનિઓને નમસ્કાર કરીને વિદાય દીધી.

શ્રી ધના સાર્થવાહના જીવની જે યોગ્યતા છે, તે તમારા ખ્યાલમાં આવે છે ? આજના સારા ગણાતા જૈનોમાં પણ આ યોગ્યતા જોવા માગીએ તો ? જેઓને કુળના યોગે સુન્દર મળ્યું છે પણ તેની સુન્દરતા જેમને સમજાઈ નથી તેવા પણ યોગ્ય હોય તો દુષ્કર વ્રતપાલનથી આનન્દ પામે, પણ જાણવા છતાં જેમને મન કિંમત નથી તેમનું શું થાય ?

આ કુળમાં જન્મેલાઓએ દેવ–ગુરૂ–ધર્મ વિષે નહિ સાંભળેલું? કુળની પ્રાપ્તિ માત્રથી ઉંચામાં ઉંચી કોટિના દેવનો, ઉંચામાં ઉંચી કોટિના ગુરૂનો અને ઉંચામાં ઉંચી કોટિના ધર્મનો યોગ મળી ગયો છે, એ વગેરે નહિ સાંભળેલું? સાંભળેલું, પણ મોટે ભાગે અવગણના પૂર્વક સાંભળેલું! શિસ્ત માટે બેસીને સાંભળેલું! માટે જ, એનું જે પરિણામ આવવું જોઈએ તે આવતું નથી. થોડા પણ જેઓને આ દેવ, આ ગુરૂ અને આ ધર્મનું સાચું મહત્ત્વ સમજાયું છે, તેઓ તો આ કુળ મળી ગયું એની પણ અનુમોદના કર્યા વિના રહી શકતા નથી. શ્રી ધના સાર્થવાહ જૈન કુળમાં જન્મેલા નથી, જૈન ધર્મથી પરિચિત નથી અને સમ્યગ્દર્શન ગુણ હજુ એમનામાં પ્રગટ્યો નથી એટલે મિથ્યાદૃષ્ટિ છે, પણ છે કેવા? ધર્મ સમજાઈ જાય તો ધર્મ ગમી જાય એવા છે ને? અને પરોપકાર કરવાની તક મળી જાય તો તે જતી કરે નહિ એવા છે ને? નહિ તો, 'આપને જે અન્નાદિ ખપે એવાં હશે તેવાં અન્નાદિ આપીશ, પણ આપ સાથે પધારવાની કૃપા કરો.' એવી વિનંતિ એ કરત ખરા?

હવે સાર્થ ચાલ્યો આગળ. આચાર્યભગવાન આદિ મુનિવરો પણ સાથે જ છે. શ્રી ધના સાર્થવાહે પોતે કરાવેલી ઉદ્ઘોષણા મુજબ સૌની સગવડ કરેલી છે. રક્ષણની અને પાલનની શક્ય એટલી સામગ્રી રાખેલી છે. પણ ભવિતવ્યતા એવી કે–સાર્થ સાથે જેટલા ગયા, તે બધા હેરાન હેરાન થઈ ગયા. સાર્થપતિ અને સાર્થના માણસો જાણે કુદરતના કોપના ભોગ બન્યા. વસન્તપુરનો રસ્તો કાપતાં કાપતાં ગ્રીષ્મ

ઋતુ આવી પહોંચી. તાપ એવો પડવા માંડ્યો કે જાણે અગ્નિ વરસી રહ્યો હોય અને એમાં પાછો અત્યન્ત દુઃસહ એવો ગરમ પવન ફુંકાવા માંડ્યો. જનાવરોનાં અને માણસોનાં ગળાં સુકાવા લાગ્યાં. તળાવ આદિ જળાશયો એવાં થઈ ગયાં કે–કાં તો તેમાં પાણી હોય નહિ ને પાણી હોય તો તે ધખધખતું હોય. આમાં મુસાફરી કરવી તો દૂર રહી, પણ એક ઠેકાણે પડ્યા કેમ રહેવું એય મુઝવણ થઈ પડી; જેને જેમ ફાવ્યું તેમ તે તાપથી બચવાનો ઉદ્યમ કરવા લાગ્યા. શ્રી ધના સાર્થવાહ આમાં કરેય શું? એમણે પોતાના જે મિત્રને વ્યવસ્થા સોંપી છે તે બનતું બધું કરે છે, પણ કોઈનું કાંઈ ચાલે એવું હોય તો ને? જેમ તેમ કરતાં ગ્રીષ્મ ઋતુ પૂરી થઈ અને વર્ષા ઋતુ આવી પહોંચી. પણ એ ઋતુય સૌ માટે મહા કષ્ટદાયક નીવડી. રાક્ષસી માયાની જેમ વરસાદ મુશળધાર વરસવા માંડ્યો. સાથે વીજળીઓના પણ એવા ભારે ચમકારા થવા લાગ્યા કે–મોટા માણસો પણ બાળકોની જેમ ભય પામે. સઘળીય પૃથ્વી જળમય બની ગઈ. ન ખાડો દેખાય, ન ટેકરો દેખાય, ન રસ્તો દેખાય. આથી શ્રી ધના સાર્થવાહે એ મહા અટવીમાં જ મુકામ કરીને મુશ્કેલીના દિવસો કાઢી નાંખવાનો નિર્ણય કર્યો. લોકોએ જ્યાં જ્યાં ઠીક જગ્યા ભાળી ત્યાં ત્યાં ઝુંપડાં બાંધી દીધાં. એક જીવરહિત ભૂમિમાં બંધાએલા ઝુંપડામાં શ્રી ધના સાર્થવાહના મિત્ર માણિભદ્રે આચાર્યભગવાન શ્રીમદ્ ધર્મઘોષસૂરિજી મહારાજા આદિ મુનિવરોને ઉતારો આપ્યો.

આટલું બધું થઈ ગયું તેમાં એ આચાર્યભગવાન આદિ

મુનિવરોને કાંઈ સહવું નહિ પડયું હોય ? કહો કે–પાર વિનાની તકલીફો એ મહાત્માઓને વેઠવી પડી હશે. ભયંકર કોટિની કસોટીઓમાંથી પસાર થવું પડયું હશે. એટલું છતાં મુનિવરો અકળાયા નથી. એમણે કશી ફરિયાદ કરી નથી. અમે સાથે છીએ એની શ્રી ધના સાર્થવાહને યાદ આપવાનો કોઈ પ્રયત્ન સરખોય એમણે કર્યો નથી. કેમ ? શ્રી જિનશાસનના એ સાચા મુનિઓ હતા. જ્યારે કોઈને સહવાનું ન હોય ત્યારે પણ પોતાને સહવાનું આવે તો એમાં જે આનન્દ માને, એવા મુનિઓ બધા જ્યારે આટલી બધી તકલીફ–માં હોય ત્યારે તો શક્તિની ઉપરવટ જેવા થઈને પણ સહવામાં મણા રાખે નહિ ને ? પણ એક પ્રસંગ એવો બન્યો કે, જે નિમિત્તે શ્રી ધના સાર્થવાહને એ આચાર્યભગવાન આદિ મુનિઓ યાદ આવી ગયા. એક વાર શ્રી ધના સાર્થવાહ અને એમના મિત્ર માણિભદ્ર રાત પડતાં વાતો કરતા બેઠા હતા. એમાં માણિભદ્રે સાર્થને જે જે મુશ્કેલીઓ વેઠવી પડતી હતી તેનું વિસ્તારથી વર્ણન કર્યું. એ સાંભળીને તો શ્રી ધના સાર્થવાહ કમ્પી ઉઠ્યા અને ચિન્તામગ્ન બની ગયા. ચિન્તામાં ગરકાવ બની ગયેલા તેમને નિદ્રા આવી ગઈ. રાત્રિના છેલ્લા પ્રહરે એ જાગી ગયા. એવામાં એમના કાને કોઈ અજાણ્યાનો અવાજ આવ્યો. એમણે સાંભળ્યું કે–આપણા સ્વામી વિષમ દશાને પામ્યા છતાં પણ આપણું કબૂલ કર્યા મુજબ પાલન કરે છે ! આવા ભાવનું કથન કાને પડતાં જ શ્રી ધના સાર્થવાહને લાગ્યું કે–આમ કહીને મને કોઈક મીઠો ઠપકો આપી રહ્યું છે ! કેમ કે–સાર્થને કેટલી તકલીફ છે તે

એમણે તાજું જ જાણ્યું છે. આથી શ્રી ધના સાર્થવાહ એ વિચારે છે કે–મારા સાર્થમાં અત્યન્ત દુઃસ્થિત કોણ છે ? વિચાર કરતાં કરતાં શ્રી ધના સાર્થવાહને શ્રી ધર્મઘોષ નામના એ આચાર્યભગવાન યાદ આવી ગયા. અને 'તે મહાત્માઓ, કે જેઓ અકૃત, અકારિત અને પ્રાસુક એવી ભિક્ષા માત્રથી જ જીવનનો નિર્વાહ કરનારા છે અને કંદમૂળ, ફળ વગેરેને તો જેઓ ક્યારેય સ્પર્શતા પણ નથી, તેઓ આ સાર્થ જ્યારે આવા ભયંકર દુઃસ્થિતપણાને પામ્યો છે ત્યારે કેટલી બધી મુસીબતમાં મૂકાઈ ગયા હશે ?'–એ ચિન્તા શ્રી ધના સાર્થવાહને સતાવવા લાગી. એમને એમ થઈ ગયું કે–'હું કેવો જડ કે જેમની મુસાફરીની સગવડ માથે લઈને મેં જેમને સાથે લીધા, તેમને હું આજે જ આટલે દહાડે સંભારૂં છું ? આજ સુધીમાં વચન માત્રથી પણ જેમનું ઔચિત્ય મેં આચર્યું નથી, તેમને આજે હું મારૂં મોંઢું કેવી રીતિએ બતાવી શકીશ ?' આ ચિન્તા એ પણ શ્રી ધના સાર્થવાહની યોગ્તાનું જ પ્રતિબિમ્બ પાડે છે. ત્યાં ને ત્યાંજ શ્રી ધના સાર્થવાહ નિર્ણય કરે છે કે–'સવાર થાય કે તરત જ હું તે મહાત્માઓના દર્શને જઈને મારા પાપને ધોઈ નાંખીશ ! તેઓ તો સર્વત્ર નિઃસ્પૃહ છે, એટલે તેઓને મારૂં શું કામ હોય ?' આવો નિર્ણય કરીને તેમણે મહાત્માઓનું દર્શન કરવાની ઉત્સુકતામાં જ રાત્રિનો શેષ ભાગ મુસીબતે પસાર કર્યો.

તમે કોઈને મળવાનું કહ્યું હોય ને તમે મળો નહિ એથી પેલો આંટો ખાઈને પાછો જાય, તોય તમને દુઃખ થાય ખરૂં ? તમે તો એમ જ વિચારો ને કે–એમાં આપણે

શું કરી શકીએ? આપણને કામ આવી પડ્યું એટલે ન પણ મળાય! કોઈને તમારૂં કામ હોય અને તમે પણ કહ્યું હોય કે-'તમે આવજો, હું કરી આપીશ.' છતાં તમે મળો નહિ અગર મળો પણ એનું કામ કરી આપી શકો નહિ, તો તમને દુઃખ થાય? શ્રી ધના સાર્થવાહને એમ થઇ ગયું કે-મેં એમની સગવડ સાચવવાનું માથે લીધેલું ને હું એમને ભૂલી ગયો, માટે હું ચેતન નહિ પણ જડ! દરેક વાતને એવી રીતિએ વિચારો, કે જેથી આપણામાં જે અયોગ્યતા હોય તે ધ્યાનમાં આવે, એ અયોગ્યતાને ભગાડવાનો ઉત્સાહ પ્રગટે અને યોગ્યતા મેળવવાને માટે લોહીનું પાણી કરી નાંખવા જેવી મહેનત કરવાનું મન થાય! શ્રી ધના સાર્થવાહની પ્રશંસા શા માટે? એ માટે કે, જે સારૂં એમનામાં હતું તે સારૂં આપણામાં આવે. શ્રી ધના સાર્થવાહને સાંભળ્યા એ ક્યારે સફળ? ત્યારે કે જ્યારે આપણે સારા બનવાને માટે ઉત્સાહિત બનીએ.

પ્રાતઃકાળ થતાંની સાથે જ શ્રી ધના સાર્થવાહ સુન્દર વસ્ત્રાભૂષણને ધારણ કરીને પોતાના પ્રધાનજનોની સાથે આચાર્યભગવાન શ્રી ધર્મઘોષસૂરિજી મહારાજા જે ઝુંપડામાં વિરાજમાન હતા ત્યાં પહોંચી ગયા. ઝુંપડું અને ઝુંપડાની જગ્યા એવાં હતાં કે-એ જોતાં ક્ષોભ થયા વિના રહે નહિ; પણ અંદર રહેલા આચાર્યભગવાન એવા હતા કે-એમના દર્શન માત્રથી પણ આનન્દ ઉપજ્યા વિના રહે નહિ અને પાપ શમ્યા વિના રહે નહિ. પિણ્ડીભૂત તપ જેવા અને મૂર્તિમન્ત આગમ જેવા એ આચાર્યભગવાનને જોતાં જ શ્રી ધના સાર્થવાહને બહુ આનન્દ થયો છે. મુનિઓ પણ મુનિચર્યાના

આસેવનમાં રત છે. કેટલાક ધ્યાનમગ્ન છે, કેટલાકે મૌન સ્વીકાર્યું છે, કેટલાક કાયોત્સર્ગમાં સ્થિત છે, કેટલાક સ્વાધ્યાયમાં તત્પર છે, કેટલાક ભણાવે છે, કેટલાક ભણે છે, કેટલાક ભૂમિપ્રમાર્જે છે, કેટલાક ગુરૂવન્દન કરે છે, કેટલાક ધર્મકથા કરી રહ્યા છે અને કોઈ કોઈ મુનિઓ તો વળી શ્રુતના ઉદ્દેશા કરી રહ્યા છે, અનુજ્ઞા કરી રહ્યા છે અને તત્ત્વસ્વરૂપની વાતો કરી રહ્યા છે. આવા મુનિઓને જોતાં કોને આનન્દ ન થાય? મુનિઓ તો આવી રીતિએ મુનિચર્યામાં જ લીન હોય ને? કોઈ પણ સમયે કોઇ અચાનક આવે તોય મુનિઓ એને શું શું કરતા દેખાય? જ્યાં મુનિઓ વસતા હોય ત્યાં તો સદા ધર્માચરણ જ ચાલતું હોય ને? ધર્મ સિવાયની કોઈ વાતેય ત્યાં હોય ખરી?

આવા મુનિઓનો પરિચય થતાં યોગ્ય જીવને આનન્દ જ થાય અને જેમ જેમ પરિચય વધે તેમ તેમ યોગ્ય જીવનો મુનિઓ પ્રત્યેનો સન્માનભાવ પણ વધે. શ્રી ધના સાર્થવાહને પહેલા પરિચયે જે સન્માનભાવ પ્રગટેલો, તે આ પરિચયથી વધ્યો. તમને મુનિઓનો પરિચય જેમ જેમ વધે છે, તેમ તેમ તમારા હૈયામાં મુનિપણા પ્રત્યેનો સન્માનભાવ વધે છે કે ઘટે છે? આજે ઘણાઓ એવા છે કે-જેમ જેમ પરિચય વધે, તેમ તેમ તેમનો સન્માનભાવ ઘટે છે. માત્ર મુનિઓ પ્રત્યનો સન્માનભાવ જ ઘટે છે એમ નહિ, પણ દેવ પ્રત્યેનો અને ધર્મ પ્રત્યેનો સન્માનભાવ પણ ઘટે છે. માની લો કે-મુનિઓમાંના કોઈ કોઇમાં દોષેય આવી જાય, પણ દેવમાં ને ધર્મમાં તો દોષ આવવાનો સંભવ જ નથી ને? તમે

વિચાર કરો કે-શ્રી જિનમન્દિરમાં જેમ જેમ તમે જતા થયા, તેમ તેમ શ્રી જિન પ્રત્યેનો તમારો સન્માનભાવ વધ્યો છે કે ઘટ્યો છે? પૂજનના દ્રવ્યમાં રોજ રોજ ઉમેરો અને સુધારો થતો ગયો છે કે ઘટાડો ને બગાડો થતો ગયો છે? મન્દિરમાં સ્થિરતા વધી છે કે સ્થિરતા ઘટી છે? પૂજારી વગેરેને દબડાવવાનું મન થયું છે કે જાતે જ ભક્તિનો લાભ લેવાનું મન થયું છે? વિધિમાં ક્રમે ક્રમે શુદ્ધિ આવતી ગઈ છે કે અશુદ્ધિ વધતી ગઇ છે? ધર્મક્રિયામાં પણ રોજ સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ વગેરે જેમ જેમ કરતા થયા, તેમ તેમ પ્રમાદ, બેદરકારી વગેરે વધ્યું છે કે ઘટ્યું છે? પરિચયે અવજ્ઞા વધે તે ગુણહીન માટે; ગુણસમ્પન્ન સાથેનો યોગ્યનો પરિચય તો જેમ જેમ વધે, તેમ તેમ સન્માનભાવ વધે.

શ્રી ધના સાર્થવાહને આચાર્યભગવાન આદિ મુનિવરોને જોઈને શું થયું હશે? ધર્મ તો અહીં જ બેઠો છે, એમ થઈ ગયું હશે ને? ખરેખરા ધર્મગુરૂ તો આવા જ હોય, એમ થઈ ગયું હશે ને? શ્રી જિનશાસન પ્રત્યે સ્વાભાવિક રીતિએ સદ્ભાવ પ્રગટ્યો હશે ને? જેના ધર્મગુરૂ આવા સારા હોય, તેના દેવ કેવા સારા હોય અને એ દેવે કહેલો ધર્મ પણ કેવો સારો હોય, એમ થઇ જાય ને? સાચા મુનિઓને જોતાં યોગ્ય જીવને દેવ-ગુરૂ-ધર્મ સાક્ષાત્ જેવા થાય. સાધુઓથી અને શ્રાવકોથી પણ શ્રી જિનશાસનના દેવ, ગુરૂ, ધર્મ અને ધર્મી કેવા સારા હોય તેનું અનુમાન થઈ શકે. આજે પણ દુનિયામાં કહેતી થઈ ગઈ છે કે-જૈનોનો ધર્મ બહુ ઝીણો! એ પાળવાનું ગજું જૈનોનું જ, અમારૂં નહિ, એમ

કેટલાક ઇતરો કહે છે. શાથી? જૈનોના એટલે સાધુઓના અને શ્રાવકોના વર્તનમાં સુન્દરતા જુએ એથી જ ને? આજે સ્થિતિ પરિવર્તન પામતી જાય છે. આચારોના પાલનમાં અને સુન્દર મનોવૃત્તિમાં જે ખરાબી પેસતી જાય છે, તે શાસનને પણ વગોવનારી નીવડે એમાં નવાઇ છે? જેમ સારા સાધુ અને સારા શ્રાવક દેવ–ગુરૂ–ધર્મની સુન્દરતાનો સાક્ષાત્કાર કરાવનારા બને, તેમ સાધુ અને શ્રાવક કહેવડાવનારા હૈયાના મેલા હોય ને વર્તનના ભૂંડા હોય તો દેવ–ગુરૂ–ધર્મને ખરાબ રૂપમાં પ્રગટ કરનારા પણ બને ને? અમને વિહારમાં ઘણા અનુભવો થાય છે. મુનિઓને જોતાં સમજુ જૈનેતરોનાં હૈયાં ઠરી જાય છે. મુનિપણાના આચારોની વાત સાંભળી એમને એમ થઈ જાય છે કે–આવું તે કેમ પળાય? અમે કહીએ કે–હજુ અમારા પાલનમાં તો ઘણી ઉણપો છે, પણ મહા મુનિઓ આવી આવી રીતિએ મુનિપણાને પાળી ગયા છે; ત્યારે સ્વાભાવિક રીતિએ જ એમના હાથ જોડાઈ જાય છે. અને તે પછી જ્યારે એમ કહીએ કે–અમારા ભગવાને આ જે ધર્મ કહ્યો છે તે પોતે જીવીને કહ્યો છે, ત્યારે તો એમનાં માથાં હાલી જાય છે. આ પણ પ્રભાવના છે. સાધુ–શ્રાવકનું સુન્દર વર્તન, એ પણ પ્રભાવનાનું મોટું અંગ છે અને સાધુ –શ્રાવકનું અસુન્દર વર્તન, એ અપભ્રાજનાનું અંગ છે. તમને તો એવું સારૂં મળી ગયું છે કે–જો તમે દિલના સારા બની જાવ, તમારા વર્તનને થોડુંક સુધારી દો, તો તમે આ કાળમાં પણ ઘણું સારૂં કરી શકો તેમ છો!

શ્રી ધના સાર્થવાહને આચાર્યભગવાનને અને મુનિચર્યાના

આચરણમાં લીન મુનિઓને જોતાં એટલો બધો આનન્દ થયો કે–તેમણે અંદર પેસીને પહેલાં આચાર્યભગવાનને વન્દન કર્યું અને તે પછી ક્રમવાર સર્વ મુનિઓને પણ વન્દન કર્યું. આમ સર્વ મુનિઓને વન્દન કર્યું એટલે સૌએ તેમને ધર્મલાભ દીધો !, પણ કોઇએ બીજું કાંઇ પણ તેમને કહ્યું નથી. પછી શ્રી ધના સાર્થવાહ આચાર્યભગવાનની સમીપે બેઠા અને સલજ્જપણે બોલવા લાગ્યા કે–'આપને મેં સાથે પધારવાનું આદરપૂર્વક આમન્ત્રણ આપ્યું, પણ તે પછી તો મેં આપનો વચન માત્રથીય આદર કર્યો નથી. શરદ્‌ના મેઘની જેમ હું ગાજ્યો ઘણું, પણ મેં કર્યું કાંઈ નહિ. તે દિવસે મેં આપને જોયા તે જોયા; પછી મેં નથી આપને જોયા ને નથી આપને વાંદ્યા; અને નથી તો આપનો અન્નવસ્ત્રાદિથી મેં કદી પણ સત્કાર કર્યો. જાગવા છતાં પણ ઉંઘતા એવા મેં મૂઢે આ કેવું કરી નાંખ્યું ? મારા વચનને મેં જ હણી નાંખ્યું અને લાંબો કાળ આપની અવજ્ઞા કરી. તો, આપ પૂજ્ય, મને મારા આ પ્રમાદાચરણ માટે ક્ષમા આપો. મહાપુરૂષો તો પૃથ્વીની માફક સર્વને સહનારા હોય છે.' આ વખતે આચાર્યભગવાને શું કહ્યું, એ જાણો છો ? બધું કહી નાંખવાની તક મળી છે ને ? ઘણા દિવસોથી જે કહેવાનું મનમાં સંઘરી રાખ્યું હોય, તે અત્યારે એકદમ નીકળી પડે ને ? 'જોયો મોટો ડાહી ડાહી વાતો કરનારો !'–આવું તો ઘણું કહેવાનું હોય ને ? પણ આ શ્રી જિનશાસનના આચાર્ય ભગવાન છે. એ આવું કાંઇ બોલે તો નહિ, પણ આવું કાંઈ એમના મનમાંય આવે નહિ. ઘણા દોષ વચ્ચે રહેલા પણ ગુણને એ જુએ. ઘણી અગવડો વેઠવી

પડી એ જુએ નહિ, પણ જેટલી સગવડ મળી હોય તેને જ એ પ્રધાન બનાવે. આચાર્યભગવાન જવાબમાં કહે છે કે-'તેં અમારો શો શો સત્કાર કર્યો નથી? માર્ગમાં દુષ્ટ હિંસક પ્રાણિઓથી અને ચોર લોકોથી તેં જ અમારું રક્ષણ કર્યું છે. એટલું જ નહિ, પણ અમારે ઉચિત એવાં જે અન્ન-પાનાદિ, તે તારા સાર્થના માણસો જ અમને આપે છે. તેથી અમે કોઈ વાતે સીદાયા નથી. માટે, હે મહાસત્તે! તું વિષાદ કર મા!' મોટાનાં મન મોટાં, આનું નામ! મોટાને કોઈ વાતે ઓછું ન લાગે! ઉત્તમનું આ લક્ષણ છે. અને અધમનું લક્ષણ એ છે કે-એનું તમે ગમે તેટલું કરો તો પણ, એને ઓછું લાગ્યા વિના રહે નહિ.

આચાર્યભગવાનના ઉત્તરથી શ્રી ધના સાર્થવાહના ભક્તિ-ભાવમાં એકદમ ઉછાળો આવી ગયો. એ કહે છે કે-'મેં જે પ્રમાદ કર્યો છે, એની હું ભારે શરમ અનુભવું છું. આપ પ્રસન્ન થાઓ અને સાધુઓને મોકલો, કે જેથી હું મારી ઈચ્છા મુજબ આહાર આપી શકું.' આચાર્યભગવાને વર્ત્તમાન યોગ કહીને પુનઃ યાદ આપ્યું કે-'અકૃત, અકારિત અને અચિત્ત એવું અન્નાદિ જ અમારે માટે ઉપકારક છે.' શ્રી ધના સાર્થવાહ કહે છે કે-'સાધુઓને હું તે જ આપીશ, કે જે સાધુઓને માટે ઉપકાર કરનારૂં હોય!' આમ કહીને અને નમસ્કાર કરીને શ્રી ધના સાર્થવાહ નિજ આવાસે ગયા. શ્રી ધના સાર્થવાહની પાછળ પાછળ આચાર્યભગવાને પણ બે મુનિઓને તેમના આવાસે વહોરવાને માટે મોકલ્યા. શ્રી ધના સાર્થવાહ આમથી તેમ બધે જુએ છે, પણ સાધુઓને

કલ્પે એવાં અન્નપાનાદિમાંનું કાંઈ જ એમના આવાસે તૈયાર નથી. આથી તે આવાસમાં બધે નજર ફેરવે છે. એમાં એમની નજર તાજા ઘીના આવેલા એક કુમ્ભ ઉપર પડે છે. 'આમને આ કલ્પે ?'—એવું શ્રી ધના સાર્થપતિ બોલે છે અને સાધુઓ એમની મુઝવણ સમજી જાય છે. તરત જ 'હું ઈચ્છું છું.' કહીને એક સાધુ મહારાજ પોતાનું પાત્ર ધરે છે.

આ પૂછે છે કે—'સાધુઓ એકલા ઘીને વહોરીને કરે શું ?' માસખમણને પારણે માસખમણ કર્યા કરનારા અને પારણું પણ એકલા દહીંથી જ કરનારા મહાત્માઓ થઈ ગયા છે. જેમ એકલા દહીંથી પારણું કરનારા હોય, તેમ એકલા ઘીથી પારણું કરનારા પણ હોઇ શકે કે નહિ ? તમે ચિન્તા કરતા નહિ કે એકલું ઘી પચે શી રીતિએ ? સ્વાધ્યાય, ધ્યાન આદિમાં કેટલી તાકાત છે એ જાણો છો ? સાધુઓ અવસરના જાણ છે. ઘી નિર્દોષ છે અને શ્રી ધના સાર્થવાહ વહોરાવવાના ભારે ઉલ્લાસમાં છે, એ એ જુએ છે. 'એકલું ઘી પણ કેમ વપરાય' એ એ મહાત્માઓ જાણે છે. તમે તમારા દણ્ડથી બધાઓને માપો નહિ. સાધુ તે કે જે અવસરે જે આજ્ઞાવિહિત અન્નપાનાદિ મળી જાય તેનાથી નિર્વાહ કરી લે. સાધુ શા માટે અન્નપાનાદિ ગ્રહણ કરે છે ? સંયમના પાલન માટે. સંયમનું પાલન પણ કેવી રીતિએ કરવાનું ? શ્રી જિનની આજ્ઞાનું ઉલ્લંઘન થાય નહિ એવી રીતિએ. ત્યારે શ્રી જિનની આજ્ઞાને અનુસરીને સંયમનું પાલન કરવામાં ઉદ્યત મહાત્માઓ, સંયમનું પાલન કરવામાં સહાયક બને એવાં પણ અન્નપાનાદિ નિર્દોષ શોધે. નિર્દોષ વસ્તુ જો આજ્ઞાને બાધક ન હોય અને સંયમના પાલનમાં ઉપયોગી નીવડે એવી હોય તો તે લે.

એનાથી એ પોતાનો નિર્વાહ કરી લે. ચીજ નિર્દોષ છે ને મહાત્માઓ જ્ઞાની હોવા ઉપરાન્ત આચારપાલનમાં ઉદ્યત છે, પછી એકલું ઘી વહોરીને કરે શું એમ પૂછાય?

સારો ગૃહસ્થ પણ તે કહેવાય છે, કે જે ઓછામાં ઓછી વસ્તુથી ચલાવે. દે ઘણું પણ ભોગવે ઓછું, એ ગૃહસ્થ સારો ગણાય ને? જેને ખાવા-પીવાને ઘણી ચીજો જોઈએ, ભોગવવાને ઘણી ચીજો જોઈએ, એ સારો માણસ છે? ઘણી ચીજો ખાનાર-પીનાર અને ઘણી ચીજો ભોગવનાર પણ જો સારા હોય છે તો કહે છે કે-'આટલી બધી ચીજો જોઈએ જ એવું નથી. થોડીથી પણ ચાલે છે.' ગણતરીની ચીજો ખાવા-પીવાની હોય તોય અમે સુખે જમીએ છીએ-એવું કહેનારા ગૃહસ્થો છે. 'ઘણી ચીજો જોઈએ જ'-એવું જેને હોય છે, તે મોટે ભાગે સારો રહી શકતો નથી. જ્યારથી તમારી જરૂરિયાતો વધી ગઇ અને જેટલું મળે તેટલું તમને ઓછું લાગવા માંડ્યું, ત્યારથી સારાપણાને દેશવટો દેવાઇ ગયો. સ્વાર્થ પ્રધાન બની ગયો અને પરમાર્થ નહિવત્ બની ગયો. અત્યારે તમારી પાસે કોઈને આપવા જેવું છે કાંઈ? છે તો ઘણું, પણ જે છે તે તમને ઓછું લાગે છે. વર્તમાનમાં જે છે તે ઓછું લાગ્યા કરતું હોય, ત્યાં બીજાને એમાંથી આપવાનું દિલ થાય ક્યાંથી? અહીં ઘણા એવા છે કે જેમને પુણ્યના ઉદયથી ઘણું મળ્યું છે. તમને જે કાંઈ મળ્યું છે, તે શાથી મળ્યું છે? પુણ્યના ઉદયથી જ મળ્યું છે ને? પણ તમને એમ લાગે છે કે-દેવગુરૂની કૃપાથી તમારી પાસે ઘણું છે? પુણ્યનો ખ્યાલ હોય. દેવ-ગુરૂની કૃપાનો ખ્યાલ હોય અને ઘણું છે એમ

લાગે, તો દેવાને માટે હૈયું ને હાથ પહોળા થયા વિના રહે નહિ. ઉદારતા આપોઆપ આવવા માંડે. દેવ-ગુરૂની ભક્તિ, ધર્મનું વિશિષ્ટ આરાધન, સાધર્મિક-વાત્સલ્ય, અનુકમ્પા વગેરેમાં, પછી તો સારો એવો ધનવ્યય થવા માંડે.

પણ જે માણસો જેટલું આવે તેટલું ઓછું માને, તેમનામાં આ ગુણ આવે જ નહિ. ઓછું ને ઓછું માનનારો, ઓછપને પૂરી કરવા કેવાં કેવાં કામ કરે? નહિ કરવા જેવાં કામ તો એ કરે, પણ પાછો એ કામ કરવાં જ જોઇએ એમ માને. નહિ કરવા જેવાં કામો આજે શું ગરીબો જ કરે છે? પેટ ભરવાની જેમને મુશ્કેલી છે, એવાઓ જ ધન માટે કાળાં કામ કરે છે? આજે તો સુખી ગણાતા માણસો પણ અધિક મેળવવા એવાં એવાં કામ પણ કરતા હોય છે કે, જેમાં પકડાઈ જાય તો પોલીસ હાથકડી નાંખીને તેમને બજારમાંથી લઈ જાય એવા કાયદા મોજુદ છે. એ તો એમનું પૂર્વનું પુણ્ય છે કે-એવાં એમનાં કામ છૂપાં રહી શકે છે, પણ એમની આન્તરિક હાલત કેવી હોય છે? આજે તો ગુન્હાશોધકોને પણ પોતાના બનાવી લેનારા છે ને? પણ કોઈ જાણી જાય અને જાળમાં ફસાય નહિ, તો એવા સુખી માણસની શી હાલત થાય? આવું જે કરતા હોય, તેમને એમેય થાય છે કે-'હું બહુ પાપી માણસ છું? શા માટે આટલી બધી ખરાબી મારે કરવી પડે?' જો એ વિચાર કરે કે-'મારી પાસે શું ઓછું છે? મારી પાસે છે તેના કરતાં ચોથા ભાગનુંય ઘણા પાસે નથી. ચોથા ભાગનું તો ઠીક, પણ આઠમા ભાગનુંય ઘણાની પાસે નથી. તો, મારે શા

માટે આટલાં બધાં પાપ કરવાં જોઈએ ?' તો પણ છેવટ કાંઈ નહિ તોય શરમ તો આવે ને ? ખરાબ માણસોને સારા માણસ તરીકે બહાર નીકળતાં શરમ આવવી જોઈએ ને ? પણ એ તો જે કાંઈ કરે છે તેને જરૂરી માને છે, કરવા લાયક માને છે, એટલે બીજો વિચાર એને આવતો નથી.

આજે જેઓ જરૂરિયાતની વાત કરે છે, તેઓ પણ કેટલે અંશે વ્યાજબી છે એ વિચારવા જેવું છે. આજે જેટલી જરૂરિયાતો મનાય છે, તે બધીનું વર્ણન કરી શકાય એવું છે ? કોઈ માણસ પોતાની બધી જરૂરિયાત સાચેસાચ વર્ણવે, તો શિષ્ટ જનોમાં એ શોભીતું ગણાય એવું છે ? ખરેખર જેની જરૂરિયાત નથી અથવા તો જેની જરૂરિયાત બોલી શોભે નહિ, તેની જરૂરિયાત માનનારો આજે મોટો વર્ગ છે. તેથી થયું છે શું ? જે અમુક કામ કરતાં એક કાળે માણસને બહાર નીકળવું એ ભારે પડતું હતું, તે કામ આજે ઘણાઓ રોજ કરે છે અને પાછા ગૌરવભેર બહાર નીકળે છે. આજે જે રીતિએ વેપારીઓનો મોટો ભાગ વર્તે છે અને અધિકારિઓ વગેરેનો પણ મોટો ભાગ જે રીતિએ વર્તે છે, તે રીતિએ જો કોઈ પચાસ વર્ષ પહેલાં વર્ત્યો હોય તો તે પોતે જ શરમાય એવી સ્થિતિ હતી. એમાં જો કોઈ સારો માણસ પૂછે કે–' તમે ને આવું કામ કર્યું ?' તો પેલો એકદમ શરમાઈ જતો, મોઢું નીચું ઘાલતો અને કહેતો કે–' મારાથી લોભને કારણે એ ભૂલ થઈ જવા પામી છે, પણ મારા એ કામથી હું પોતે જ શરમાઉં છું !' અને આજે ? આજે તો ઠસ્સાબંધ બહાર નીકળે અને જો કોઈ

પૂછવાની ભૂલ કરે તો એને ચૂપ કરી દેવાને માટે સામાનો ને બીજા પણ અનેકોનો કાળો ચોપડો ઉકેલે. પોતાનું પાપ છૂપાવવાને સારાને પણ પાપી ઠરાવતાં અને ગમે તેની નિન્દા કરતાં એ અચકાય નહિ. આજે આ બધું શાથી વધી જવા પામ્યું છે? કેવળ જરૂરિયાતથી? જેના વિના નિર્વાહ થઈ શકે નહિ એવી જરૂરિયાતથી? નહિ; લોભ જોરદાર છે અને તેની સાથે વિષયાસક્તિ પણ જોરદાર છે એથી!

લોભ પણ જોરદાર અને વિષયાસક્તિ પણ જોરદાર, એને લઈને માણસ આજે મોટે ભાગે ગમે તેવું કામ કરવાને તૈયાર થઈ જાય છે અને ઉપરથી પૂછે છે કે–'આજે કોણ આવું કરતો નથી?' ઉપરથી એમ પણ બોલે છે કે–'હજુ હું તો ઘણો સારો છું, બીજા શું કરે છે તે જુઓ તો તમને ખબર પડે!' આ જેવી–તેવી દુર્દશા છે? આજે મોટે ભાગે ચોપડા એક કે બે? વેપારી કોનું નામ? વેપારીનો ચોપડો એક હોય કે વેપારી બે ચોપડા રાખે? પોતા માટે ચોપડા જુદા ને બતાવવા માટે ચોપડા જુદા, એ પ્રમાણિક વેપારી કહેવાય? આગળ તો વચન બે કહેતાં માણસનું માથું ઢળી પડતું! બેવચનીની આબરૂ નહિ! અને આજે ચોપડા બે કહેતાં પણ શરમ નહિ! આગળ તો કોઈ કોઈને જો બેવચની કહે તો એ ખુલાસો કરવાને બેસે. પૂછે કે–તમે મને બેવચની કેમ કહ્યો, એ મારે જાણવું છે. તમારો ખ્યાલફેર થતો હોય તો મારે ખુલાસો કરવો છે અને જો તમારૂં કહેવું સાચું હોય તો મારે માફી માગવી છે. એમાં વાત કરતાં જો ભૂલથી પણ પોતાથી બેવચનીપણું થઈ ગયું છે એમ જણાય તો

આંખમાં આંસુ આવી જાય. વેપારિને તો પોતાના વચનની કીંમત ઘણી મોટી હોય. આજે જો કહીએ કે–' તમે બે ચોપડા રાખો એ ઠીક નહિ.' તો કહેશે કે–' બે ચોપડા રાખ્યા વિના ચાલે એવું નથી.' માત્ર વેપારી જ આવા છે એવું નથી. સત્તાસ્થાને બેઠેલાઓમાં અને નોકરી કરનારાઓમાં પણ કેટલા અનીતિ કરતા નહિ હોય, એ કહેવું આજે બહુ મુશ્કેલ છે. આ બધું મહાપાપ નથી? આવું પાપ શાથી ઘર કરી ગયું? વિષયાસક્તિનું જોર વધ્યું અને એથી દુન્યવી પદાર્થોનો લોભ પણ જોરદાર બન્યો, એથી જ ને? એને લઈને, ગૃહસ્થપણે પણ સારી રીતિએ જીવતાં આવડતું નથી અને જીવવામાં મોટે ભાગે પોતાની જાત સિવાય બીજાની જાત યાદ આવતી નથી.

એટલે ગૃહસ્થોએ પણ જેમ બને તેમ ઓછાથી નિર્વાહ કરવો જોઈએ ને? અને મુનિઓ તો જો એક વસ્તુથી ચાલતું હોય તો બે ના લે અને બેથી ચાલતું હોય તો ત્રણ ના લે. એકલા ઘીની વાતમાંથી આ બધી વાત નીકળી. વહોરવાને પધારેલા મુનિઓમાંના એક મુનિવરે જ્યાં પાત્ર ધર્યું, કે તરત જ શ્રી ધના સાર્થવાહે હાથમાં ઘીનું ભાજન લીધું. ભક્તિભાવ એટલો બધો વધી ગયો છે કે–શ્રી ધના સાર્થવાહ જાતે જ વહોરાવે છે. જે વખતે શ્રી ધના સાર્થવાહ મુનિઓને ઘી વહોરાવી રહ્યા છે, તે વખતે હર્ષથી એમનું શરીર રોમાંચિત બની ગયું છે. મુનિના પાત્રમાં ઘી પડતું જાય છે અને શ્રી ધના સાર્થવાહની આંખમાંથી હર્ષનાં આંસુ ઝરતાં જાય છે. મનમાં એ વિચારે છે કે–' હું ધન્ય છું, કૃતકૃત્ય છું, પુણ્યવાન છું!' એમને એમ થઈ ગયું છે કે–મારી ચીજ

આવા મહાત્માઓના ઉપયોગમાં આવે ક્યાંથી? દેવાનું મન થવું દુર્લભ, દેવાનું મન છતાં દેવા યોગ્ય નિર્દોષ વસ્તુનો યોગ પણ દુર્લભ અને એ બન્ને હોય ત્યારેય સાચા મહાત્માનો યોગ દુર્લભ. અહીં ત્રણેયનો યોગ છે. શ્રી ધના સાર્થવાહ સમજે છે કે–હું સાચા ધર્મશીલ મહાત્માને આ આપી રહ્યો છે. મહાત્માના વિચારમાંથી, ઉંચામાં ઉંચો ધર્મ કયો, એ વિચાર બાકાત રહે છે? અને એવા ઉંચામાં ઉંચા ધર્મને બતાવનારા પરમાત્માનો વિચારેય બાકાત રહે છે? શ્રી ધના સાર્થવાહે મહાત્માને ઘી વહોરાવતે વહોરાવતે જે ચિન્તન કર્યું છે તે એવું છે કે–એ ચિન્તનના બળે મિથ્યાત્વનો મળ ધોવાયા વિના રહે નહિ. એમનો મિથ્યાત્વ મળ ધોવાયો અને એ સમ્યગ્દર્શનના પરિણામને પામી ગયા. ઘી વહોરાવતે વહોરાવતે એમણે મિથ્યાત્વ મોહનીયનો ક્ષયોપશમ સાધી લીધો અને સમકિત લીધું. આ કોનો પ્રભાવ? મુનિને દાન દેવા માત્રથી જ મિથ્યાત્વ જાય ને સમકિત મળી જાય? એમને દાનની ક્રિયા માત્રથી જ સમ્યક્ત્વ મળ્યું કે દાન દેતી વખતના ચિન્તનના પ્રભાવે એમને સમ્યક્ત્વ મળ્યું? ઘીમાં તાકાત, દાનમાં તાકાત કે પરિણામમાં તાકાત? ઘી વહોરાવતે વહોરાવતે સમ્યક્ત્વ ન જ મળે એમ? એવું નહિ! સમ્યક્ત્વ મળવા જોગા પરિણામ ઘેંશ વહોરાવતાં આવે તો ઘેંશ વહોરાવતે વહોરાવતે પણ સમ્યક્ત્વ મળે. પણ ઘી હોવા છતાં ઘેંશ વહોરાવવાનું મન થાય તો સમ્યક્ત્વ પ્રગટે? એને પરિણામ જ સારા આવે નહિ ને? એટલે શ્રી ધના સાર્થવાહને જે સમ્યક્ત્વ પ્રગટ્યું એમાં ખરેખરો પ્રભાવ

તો એમના દાન દેતી વખતના પરિણામોનો જ છે. આમ દેખીતી રીતિએ તો સમ્યક્ત્વ પ્રગટ્યું એ દાનનો જ પ્રભાવ ગણાય, પણ પરમાર્થદૃષ્ટિએ તો દાન દેતી વખતે એમના આત્મામાં જે સુન્દર પરિણામો પ્રગટ્યા, તેનો એ પ્રભાવ છે એમ કહેવું પડે.

હવે સમ્યગ્દર્શન ગુણ આત્મામાં પ્રગટ્યો, એટલે સદ્ગુરૂના દર્શનની અને સદ્ધર્મના શ્રવણની ઇચ્છા પ્રગટ્યા વિના રહે ખરી? શક્ય હોય તો સમ્યગ્દષ્ટિ જીવ દેવપૂજન, ગુરૂવન્દન અને ધર્મશ્રવણ કર્યા વિના રહે, એ બને ખરૂં? તમે તો રોજ દેવપૂજન, ગુરૂવન્દન અને ધર્મશ્રવણ કરતા હશો ને? એમાં જેટલો પોતાના ધનનો અને મન-વચન-કાયાના યોગનો ઉપયોગ થાય, એ જ એનો ખરેખરો ઉપયોગ છે, એવું માનનારાઓમાંના તમે છો ને? શ્રી ધના સાર્થવાહ રાતના ફરીથી પરમ ઉપકારી આચાર્યભગવાન પાસે આવ્યા. મુનિઓના આશ્રયસ્થાનમાં પ્રવેશ કરીને તેમણે પહેલાં આજ્ઞા માગી અને તે પછી આચાર્યભગવાન આદિને નમસ્કાર કર્યો. તે પછી જ શ્રી ધના સાર્થવાહ યોગ્ય સ્થાને બેઠા. અવસર જોઈને આચાર્યભગવાન શ્રીસદ્ ધર્મઘોષસૂરિજી મહારાજાએ પણ ધર્મદેશના દેવા માંડી અને તેમાં અનન્ત ઉપકારી ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા ધર્મનું સ્વરૂપ વર્ણવ્યું. એ ધર્મદેશનાને સાંભળીને શ્રી ધના સાર્થવાહને ભારે આનન્દ થયો. જીન્દગીમાં કદી નહિ જાણવા મળેલું એવું આજે જાણવાને મળ્યું, એમ એમને થઈ ગયું. આટલા દિવસ હું ઠગાયો, આટલા દિવસ હું આવા પરમ

ધર્મથી અજ્ઞાત રહ્યો—એવું એ સમજ્યા. અને આજે જે જ્ઞાન થયું તેથી પોતાને ધન્ય માનવા લાગ્યા. ધર્મદેશનાને સાંભળ્યા પછી પોતાના નિવાસસ્થાને ગયા બાદ પણ શ્રી ધના સાર્થવાહ આજના દિવસને ધન્ય માનવા લાગ્યા અને પોતે પણ આજે ધન્ય બન્યા એ વિચારણામાં રમવા લાગ્યા.

આ ધના સાર્થવાહનો આત્મા એ શ્રી અરિહન્ત થનારો આત્મા હતો. શ્રી અરિહન્ત થનારા આત્માઓ જે સમ્યગ્દર્શનને પામે છે, તે સમ્યગ્દર્શન પણ અન્ય આત્માઓમાં પ્રગટ થતા સમ્યગ્દર્શન કરતાં ઉચ્ચ કોટિનું હોય છે. શ્રી અરિહન્ત થનારા આત્માઓ જે પ્રથમ સમ્યગ્દર્શન પામે, તે પણ અન્ય આત્માઓના સમ્યગ્દર્શન કરતાં ઉચ્ચ કોટિનું હોય છે અને માટે તે પ્રથમ સમ્યગ્દર્શનને પણ વરબોધિ કહેવાય છે. અહીં કોઈ એમ પૂછે કે—'શું શ્રી અરિહન્ત થનારા આત્માઓ પ્રથમ સમ્યગ્દર્શનને પામે ત્યારે દર્શન-મોહનીયની સાત પ્રકૃતિઓના ક્ષયોપશમાદિને બદલે વધારે પ્રકૃતિઓના ક્ષયોપશમાદિને સાધતા હશે?' ના, એવું કાંઈ નથી; પણ એ પરમ તારકોના આત્માઓમાં પ્રગટતું સમ્યગ્દર્શન જે ભવ્ય પરિણામ નિપજાવે છે, તેવું ભવ્ય પરિણામ અન્ય કોઈ પણ આત્મામાં પ્રગટેલા સમ્યગ્દર્શન દ્વારા નીપજી શકતું નથી. બહાદૂરના હાથમાં ગયેલું નાનું પણ હથિયાર મોટા હથિયારની ગરજ સારે અને બાયલાના હાથમાં ગયેલું સારામાં સારૂં પણ હથિયાર બુઠ્ઠા જેવું કામ કરે. શ્રી અરિહન્ત થનારા આત્માઓમાં જે સમ્યગ્દર્શન પ્રગટે છે, તે સમ્યગ્દર્શન શ્રી અરિહન્તપણાનું નિવર્તક નીવડે છે. એ

સમ્યગ્દર્શન શ્રી અરિહન્તપણાને આકર્ષી આણે છે. અન્ય આત્માઓમાં પ્રગટતા સમ્યગ્દર્શનમાં એવી તાકાત હોઈ શકતી નથી.

સમ્યગ્દર્શન ગુણ આત્મામાં પ્રગટે એટલે શું થાય? સમ્યગ્ માર્ગની એકાન્ત આરાધનામાં લાગી જવાય તો સારૂં—એવો મનોરથ પ્રગટે ને? અને હવે પોતાની પાસે જે કાંઈ પણ ધનાદિક હોય, તે કેવું લાગે? હેય લાગે. અને તેનો વ્યય ક્યાં ક્યાં કરવાના મનોરથો પ્રગટે? એને મન સૌથી પહેલું ભગવાનનું શાસન જ હોય ને? એ શાસન માટે જો મારી બધી ચીજો ઉપયોગમાં આવી જાય તો હું કૃતાર્થ થઈ જાઉં, એવું એના મનમાં સ્ફુરે ને? તમે વાસ્તવિક રીતિએ કોના? અને, સૌથી પહેલા કોના? સમ્યગ્દૃષ્ટિ માને કે, હવે હું વાસ્તવિક રીતિએ તો શાસનનો જ, સૌથી પહેલો પણ હું શાસનનો જ અને એથી મારી પાસે જે કાંઈ હોય તે પણ પહેલું શાસનનું! ભગવાન શ્રી મહાવીરદેવનો આત્મા નયસારના ભવમાં સમ્યગ્દર્શન પામ્યો. સમ્યગ્દર્શનને પામતાંની સાથે જ શ્રી નયસારે મુનિવરોને કેવી વિનંતિ કરી હતી, એ જાણો છો? શ્રી નયસાર સમ્યગ્દર્શન પામ્યા એમાં પણ એમની ગુણસમ્પન્નતાનો જ મોટો હિસ્સો છે. અનુપકૃત—પરહિતરતપણાની ઝાંખી જેમ શ્રી ધના સાર્થવાહના પ્રસંગમાં થાય છે, તેમ શ્રી નયસારના પ્રસંગમાં પણ અનુપકૃતપરહિતરતપણાની ઝાંખી થયા વિના રહેતી નથી.

રાજાને કામે ભયંકર અટવીમાં ગયેલા શ્રી નયસાર સમક્ષ મધ્યાહ્ન સમયે જ્યારે તેમના નોકરોએ રસોઈ હાજર

કરી ત્યારે એ પુણ્યવાનને અતિથિ મળી જાય તો અતિથિને આપ્યા પછીથી ભોજન કરવાનો વિચાર આવ્યો. એટલે ભોજનવેળા થઈ ગયેલી હોવા છતાં પણ એ ભોજન કરવાને બેસવાને બદલે દિશાઓનું અવલોકન કરવાને નીકળ્યા. એટલામાં તપસ્વી મુનિવરો એ તરફ આવી રહેલા એમના જોવામાં આવ્યા. દેખવા માત્રથી શ્રી નયસાર સમજી ગયા કે–આ સાધુઓ ખૂબ થાકી ગયેલા છે, તાપથી આકળવિકળ થઈ ગયેલા છે અને ક્ષુધા–તૃષાથી પીડાઇ રહ્યા છે. તરત જ શ્રી નયસારે એ મુનિવરોની સામે જઈને તેમને સત્કાર્યા અને આશ્વાસન આપ્યું. પછી પોતાના આવાસે એ મુનિવરોને લાવીને ખાન–પાન વહોરાવ્યું અને નિર્દોષ ભૂમિએ બેસાડ્યા. તે પછી મુનિવરો યથોચિત સ્વાધ્યાયાદિ કરીને વાપરવાને બેઠા અને શ્રી નયસારે પણ પોતાની જગ્યાએ પાછા ફરીને ભોજન કર્યું.

ભોજન કરી લીધા બાદ પણ તરત જ શ્રી નયસાર મુનિવરોની પાસે પહોંચ્યા અને મુનિવરોને વિનંતિ કરી કે–આપ મારી સાથે ચાલો; હું આપને નગરનો માર્ગ બતાવી દઉં ! આ કામ પણ શ્રી નયસારે પોતાના સેવકોમાંના કોઈને સોંપ્યું નહિ અને જાતે જ શ્રી નયસાર મુનિવરોને અટવી લંઘાવવાને અને નગરના માર્ગે ચઢાવવાને મુનિવરોની સાથે ચાલ્યા.

શ્રી નયસાર મુનિવરોને સાચા મુનિવરો તરીકે ઓળખતા નથી, પણ અનુપકૃતપરહિતરતપણાનો સ્વભાવ આ કામ કરી રહ્યો છે. મુનિવરો પણ શ્રી નયસારમાં કેટલી બધી

સુન્દર યોગ્યતા છે એ જોઈ રહ્યા છે. એ મુનિવરોમાં એક મુનિવર ધર્મકથાની લબ્ધિથી સંપન્ન હતા. એમને એમ થઈ ગયું કે–આવા લાયક જીવને સદ્ધર્મના માર્ગે ચઢાવી દેવો જોઈએ. એ મુનિવરે શ્રી નયસારને કહ્યું કે–' મહાયશ ! નગરના માર્ગથી ભ્રષ્ટ થતાં આથડી આથડીને થાકી ગયેલા અને ભૂખ–તરસની પીડાથી પરાભવ પામી ગયેલા અમને તમે આદરપૂર્વક અશન–પાન આપીને, તમે અમારા ઉપર મોટો ઉપકાર કર્યો છે; તો તેમને કાંઇક ધર્મોપદેશ સંભળાવવાની અમારી ઇચ્છા છે '

આ સાંભળતાં, શ્રી નયસારને આનન્દ સાથે દુઃખ થાય છે. એમને એમ થઇ જાય છે કે–મારે માટે આમને એવી શંકા આવી કે આમનું કહેલું હું સાંભળીશ પણ નહિ? એટલે એ કહે છે કે–' આપ આવી આશંકા કેમ લાવો છો ? આપની આજ્ઞા મારે શિરોધાર્ય છે ! '

તરત જ એ ધર્મકથાલબ્ધિસમ્પન્ન મુનિવરે ધર્મદેશના દેવા માંડી. એમાં એ મુનિવરે મિથ્યાત્વ એ કેટલું ભયંકર છે અને સમ્યક્ત્વ એ કેટલું સુન્દર છે એ સમજાવ્યું અને અન્તે શ્રી નયસારને સમ્યક્ત્વનો આદરપૂર્વક સ્વીકાર કરવાનું સૂચન કર્યું.

આ ધર્મદેશનાને સાંભળતાં શ્રી નયસારને એમ થઇ ગયું કે–' ખરેખર તો હું માનવ નથી પણ સાક્ષાત્ પશુ સમાન છું; માનવજન્મને પામવા છતાં પણ હું કેટલો બધો અયોગ્ય છું ? અને કેટલો બધો બુદ્ધિહીન છું ?, કે જેથી હું નિરંતર પાપકર્મમાં આસક્ત રહું છું ! ' એટલે

જ શ્રી નયસાર પગે લાગીને કહે છે કે–' મારા જેવા સાક્ષાત્ પશુ સમાન, બુદ્ધિરહિત અને નિરંતર પાપકાર્યમાં આસક્તને આપ આવો ઉપદેશ કેમ આપો છો ? '

આવો જવાબ સાંભળતાં મુનિવરને ભારે આનન્દ થાય છે. એ સમજી જાય છે કે—આ જીવ ખરેખર લાયક છે. શ્રી નયસારને વધુ ઉત્સાહિત બનાવવાને માટે એ મુનિવર શ્રી નયસારની લાયકાતનું વર્ણન કરે છે અને શ્રી જિનકથિત ધર્મનો સ્વીકાર કરવાની પુનઃ પ્રેરણા કરે છે. એ સાંભળતાં સાંભળતાં અને એનો વિચાર કરતાં કરતાં શ્રી નયસારના આત્મામાં પરિણામની એવી સુન્દર ધારા પ્રગટે છે, કે જે પરિણામની ધારાથી એમનું મિથ્યાત્વમોહનીય કર્મ ક્ષયોપશમને પામે છે. એમનું મન સંસાર પ્રત્યેના વિરાગભાવથી હર્યું–ભર્યું બની જાય છે. એમની આંખમાં આનન્દનાં આંસુ આવી જાય છે. અને ગુરૂના ચરણે નમસ્કાર કરીને શ્રી નયસાર પોતામાં સમ્યક્ત્વનું આરોપણ કરવાનું મુનિવરને કહે છે. એ મુનિવર પણ શ્રી નયસારના ચિત્તનો ઉત્સાહ વગેરે જોઈને શ્રી નયસારને વિષે સમ્યક્ત્વનું આરોપણ કરે છે અને સમ્યક્ત્વનું આરોપણ કર્યાં પછીથી પણ એ મુનિવર શ્રી નયસારને સ્વીકારેલા ધર્મનું દૃઢતાથી પાલન કરવાનો ઉપદેશ આપ્યા પછીથી કહે છે–' હે ભદ્ર ! સ્વભાવે ક્ષણભંગુર એવા આ સંસારના સુખનિમિત્તે તું કોઈવાર પણ તેં સ્વીકારેલા ધર્મના પાલનમાં પ્રમાદ કરીશ નહિ ! '

હવે શ્રી નયસારના દિલમાં પ્રગટેલા સમર્પણભાવની વાત આવે છે. પહેલાં આ મુનિવરો શ્રી નયસારને અતિથિ

માત્ર લાગેલા, જ્યારે હવે આ મહાત્માઓ શ્રી નયસારને સાચા ગુરૂ લાગ્યા છે અને સાચા ગુરૂ લાગવા સાથે સમકિતદાતા તરીકે પરમ ઉપકારી લાગ્યા છે. પહેલાં શ્રી નયસાર એ મુનિવરોને સામે જઈને લઈ આવ્યા, તેમને આશ્વાસન આપ્યું, મહા અટવીમાં એ મુનિવરોને જોતાં તેમના એક વલ્લભ જનની જેમ શ્રી નયસારે રોમાંચ સાથે અનુપમ આનન્દ અનુભવ્યો, સારી રીતિએ સત્કારપૂર્વક અશન–પાનનું દાન કર્યું અને છેલ્લે છેલ્લે શ્રી નયસાર એ મુનિવરોને નગરના માર્ગે ચઢાવવાને માટે સાથે ચાલ્યા, ત્યાં સુધી તો અતિથિ–સત્કારનો ભાવ જ પ્રધાન હતો, પણ હવે તો એ સમ્યગ્દર્શન ગુણને પામ્યા છે. એ ગુણ પામવાથી શ્રી નયસાર આ મહાત્માને હવે પોતાના પરમ તારક ગુરૂ માને છે. શ્રી નયસારનું દિલ સંસાર પ્રત્યે વિરાગવાળું બનવા સાથે સદ્ધર્મ પ્રત્યે રાગવાળું બની ગયું છે. એટલે, પહેલાંની તેમની માન્યતામાં અને અત્યારની તેમની માન્યતામાં મોટો તફાવત પડી ગયો છે ને? એ તફાવતનું સ્વરૂપ તમારે વિચારવા જેવું છે. એ વિચારશો તો તમને સમ્યગ્દર્શન ગુણને પામેલા આત્મામાં કેવો સમર્પણભાવ પ્રગટે છે–એનો સુન્દર ખ્યાલ આવી જશે. સંસારનો રસિયો જેમ સંસાર પ્રત્યે અને તેનાં સાધનો પ્રત્યે સમર્પિત ભાવવાળો હોય, તેમ શાસનનો રસિયો શાસન પ્રત્યે અને શાસનનાં સાધનો પ્રત્યે સમર્પિત ભાવવાળો હોય, એ સ્વાભાવિક જ છે ને?

શ્રી નયસાર જો સમ્યગ્દર્શનને પામ્યા ન હોત, તો તો એ મુનિવરોને નગરના માર્ગે ચઢાવી દીધા બાદ, પોતે કરેલા

ઉપકારના અનુમોદનના ભાવ સાથે પાછા ફરત; પણ હવે તો શ્રી નયસારને લાગ્યું છે કે–આ મહાત્માઓએ મારા ઉપર એવો ઉપકાર કર્યો છે, કે જે ઉપકારનો જગતમાં જોટો મળી શકે નહિ. આ કારણે, શ્રી નયસાર પોતે પાછા ફરવાને બદલે જાણે મુનિવરોને પાછા વાળવાને ઈચ્છતા હોય તેમ મુનિવરોને ઉદ્દેશીને કહે છે કે–'કોઈએ થોડો પણ ઉપકાર કર્યો હોય તોય લોક તે ઉપકારિને ભારે બહુમાનથી સેવે છે, જ્યારે આપે તો મારા ઉપર આ અનુપમ કોટિનો ઉપકાર કર્યો છે; તો હવે હું આપનો શો પ્રત્યુપકાર કરૂં?' આમ કહીને શ્રી નયસાર, પોતાની પાસે સંસારના સુખનાં ધન, રત્ન, ભવન વગેરે જે કાંઈ પણ સાધનો હતાં તે સર્વને ગ્રહણ કરવાની એ મુનિવરોને વિનંતિ કરે છે; અને તે સાથે શ્રી નયસાર મુનિવરોને ઉદ્દેશીને કહે છે કે–'અથવા તો આપને આટલું માત્ર આપવાથી પણ શું? આ મારો જીવ પણ હવે તો આપને આધીન છે.'

આત્મામાં સમ્યગ્દર્શન ગુણ પ્રગટે, એટલે એ ગુણ પામવો એ કેટલું બધું દુર્લભ છે, એ એને સમજાયા વિના રહે ખરૂં? એ ગુણનો મહિમા એના ખ્યાલમાં આવ્યા વિના રહે ખરો? એ ગુણના પ્રતાપે આત્મા ઉપર કેવો અને કેટલો અનુપમ કોટિનો અનન્તકાલીન ઉપકાર થશે, એ એના ધ્યાનમાં આવ્યા વિના રહે? અને, એ બધી વાતો ખ્યાલમાં આવે એટલે જેમના સુયોગે એ ગુણ પ્રાપ્ત થયો હોય, તે પરમ ઉપકારીને ચરણે સર્વસ્વ સમર્પિત કરી દેવાનો ભાવ પ્રગટ્યા વિના પણ રહે ખરો? તમે જે સદ્‌ગુરૂના સુયોગે સમ્યગ્દર્શન

પાસો અથવા તો જે સદ્ગુરૂના પ્રતાપે તમને સમ્યક્ત્વ ઉચ્ચરવાનું મન થાય, તે સદ્ગુરૂની સેવામાં તમને તમારી પાસે જે કાંઈ હોય તે બધું મૂકી દેવાનું મન થાય ખરૂં ? તમારામાંના ઘણાઓએ સમ્યક્ત્વ ઉચ્ચર્યું હશે, તો તે વખતે તમને એવું કાંઈ કરી નાખવાનું મન થયેલું ખરૂં ?

તમે મુઝાતા નહિ. શ્રી જૈન શાસનના સદ્ગુરૂઓ એમાંનું કાંઇ લે એવા નથી. તમે આપવા માંડો અને તમે લેવાનો ભારેમાં ભારે આગ્રહ કરો તોય શ્રી જૈન શાસનના સદ્ગુરૂઓ ઘર મળી જાય તો ઘર રાખે ખરા ? ધન–ધાન્યાદિ મળી જાય તો ધન–ધાન્યાદિ રાખે ખરા ? નહિ ને ? તમે સમજો છો ને કે–એમને ઘર અને ધન–ધાન્યાદિ પરિગ્રહનો યોગ નહોતો માટે અથવા તો ઘર અને ધન–ધાન્યાદિ વગેરે એમને મળી શકે એમ નહોતું, માટે એ ત્યાગી થઈ ગયા છે એવું નથી ! પણ જે કાંઈ એમની પાસે હતું તેય એમને રાખવું નહોતું અને એમાંનું કાંઈ એમને આવી મળે તોય તે એમને જોઈતું નહોતું, કેમ કે–એ બધું પાપ રૂપ છે, માટે જ એ ત્યાગી થઇ ગયા છે ને ? શ્રી નયસારે જ્યારે ધન, રત્ન, ભવન વગેરે પોતાની પાસે જે કાંઈ હતું તે ગ્રહણ કરવાની મુનિવરોને વિનંતિ કરી, ત્યારે શ્રી નયસારને ધર્મોપદેશ આપનારા ધર્મકથાલબ્ધિસંપન્ન મુનિવરે પણ શ્રી નયસારને કહ્યું છે કે–'તમે જે કહ્યું તે બહુ જ સારૂં કહ્યું છે, કેમ કે–સમ્યક્ત્વને દેનારા જે ગુરૂ છે, તે ગુરૂ ઉપર માત્ર એક ભવમાં જ નહિ પણ ઘણા ભવો પર્યન્ત અને તેય હજારો અને ક્રોડો પ્રકારે ઉપકારો કરવામાં આવે, તો પણ એ ગુરૂએ કરેલા પરમ ઉપકારનો પ્રત્યુપકાર

થઇ શકતો નથી; પણ તમારે જો અમને કાંઇ પણ આપવું જ છે, તો અમે કહીએ છીએ કે-તમે હવે ધર્મકર્મમાં નિરન્તર ઉદ્યમ કરતા રહેજો અને જો તમે એમ કરશો તો તમે પરમાર્થથી અમને બધું જ આપી ચૂકયા છો !'

આમ, સમ્યક્ત્વદાતા સદ્ગુરૂ તમારૂં કાંઈ લે નહિ અને તમારૂં કાંઈ લેવાને ઇચ્છે પણ નહિ, પણ તમારા મનમાં કેવો ભાવ પ્રગટવો જોઈએ, તે તમારે સમજવા જેવું છે ને? સમ્યગ્દર્શનનો મહિમા જેમ જેમ સમજાય, તેમ તેમ સમ્યગ્દર્શન પમાડનાર પ્રત્યેનો અને સુદેવ-સુગુરૂ-સુધર્મ પ્રત્યેનો સમર્પણ ભાવ વધતો જાય. આ વાત આજે આપણે વિસ્તારથી વિચારી છે. તમને ખ્યાલ આવવો જોઇએ કે-જેને હૈયે શાસન હોય તેને પોતાના ધનાદિકનો કેવો કેવો વ્યય કરવાનું મન થાય ? એના ઉપરથી તમે તમારી આત્મદશાને પિછાની પણ શકો અને તમારી આત્મદશાને નિર્મળ પણ બનાવી શકો. શ્રી નયસારને એ મુનિવરે સારમાં સાર રૂપે બે વાતો કહી. એક તો શ્રી જિનકથિત ધર્મકર્મમાં નિરતંર ઉદ્યમશીલ બન્યા રહેવાનું કહ્યું અને બીજું એ કહ્યું કે-' સંસારના સુખને નિમિત્તે તમે કોઈ વાર પણ ધર્મમાં પ્રમાદ કરશો નહિ !' જેના દિલમાં આ વાત વસી જાય, તેને સંસારનું સેવન બોજલ લાગે અને શાસનનું સેવન એ ખરા દિલથી કરે. શ્રી નયસારે સમ્યગ્દર્શન પામ્યા પછી પોતાની શેષ જીન્દગી કેવી રીતિએ પસાર કરી હતી, એ જાણો છો ? એ સંબંધમાં પણ શાસ્ત્રે વર્ણન કર્યું છે. ચરિત્રકાર પરમર્ષિએ ફરમાવ્યું છે કે-શ્રી નયસાર જ્યારથી સમ્યગ્દર્શન પામ્યા, ત્યારથી રોજ

એ શ્રી જિનધર્મનો અભ્યાસ કરતા હતા, મુનિજનોની ભક્તિ સાધતા હતા, જીવાજીવાદિ પદાર્થોના સ્વરૂપનું ચિન્તન કરતા હતા, જીવદયાનું પાલન કરતા હતા, સાધર્મિકોનું બહુમાન કરતા હતા અને શ્રી જિનશાસનનો મહિમા વધારવાનું કામ પણ આદરપૂર્વક કરતા હતા. શ્રી જૈન શાસનના સદ્ગુરૂઓ તમારા તરફથી આવી જ આશા રાખે ને? અને તમે સમ્યક્ત્વ પામ્યા હો તો તમને પણ આવાં આવાં કામો કરવાનો જ રસ હોય ને? તમને સાધુ થવું ગમતું હોય છતાં પણ તમે સાધુ ન થઈ શકો તોય તમે આવાં આવાં કામોમાં જ રસ-વાળા હો ને?

શ્રી ધના સાર્થવાહમાં અને શ્રી નયસારમાં સમ્યક્ત્વ પ્રગટ્યું નહોતું, ત્યારે પણ તેમના સ્વભાવમાં અનુપકૃતપર-હિતરતપણાનો ગુણ હતો, એ તમે જોયું ને? હવે સમ્યગ્દ-ર્શન પ્રગટ્યું, એટલે શું થયું? સમ્યગ્દર્શન પ્રગટવાથી અનુપકૃતપરહિતપણાનો ગુણ આવરાય કે વિકસિત થાય? ઔદાર્ય એ તો સમ્યગ્દર્શનનું ચિહ્ન છે. સમ્યગ્દર્શન પ્રગટતાં જીવ જેમ અનેક ગુણોનો સ્વામી બને છે, તેમ તેનામાં ઔદાર્ય પણ વિકસિત બને છે. ઔદાર્ય એ એવો ગુણ છે કે—સમ્યગ્દર્શન ન હોય તો એને એ આકર્ષી આણે અને સમ્યગ્દર્શન હોય તો એ ગુણ વિકસિત બને. તેમાંય શ્રી અરિહન્ત થનારા આત્માઓ સમ્યગ્દર્શન પામે તે પછીથી તેમનો ઔદાર્ય ગુણ સારી રીતિએ વિકસિત બને છે. પણ સમ્યગ્દર્શન પામતાં પહેલાં એ આત્માઓમાં જે જાતિના પરોપકારનો રસ હોય છે, તે જાતિના પરોપકારનો રસ

સમ્યગ્દર્શન પામ્યા પછીથી એ આત્માઓમાં હોતો નથી. સમ્યગ્દર્શન પામતાં પરોપકારનો રસ ઘણો વધવા પામે છે, પરન્તુ પરોપકારકરણનો જે પ્રકાર, એમાં ફેરફાર થયા વિના રહેતો નથી. કેમ કે–સમ્યગ્દર્શન આવ્યા પછી, જગતમાં સારી ચીજ કયી એનું ભાન થઇ જાય છે; જીવને માટે હિતકારી શું અને અહિતકારી શું, એની સમજ આવી જાય છે! સમ્યગ્દર્શન નહોતું ત્યાં સુધી તો વાસ્તવિક રીતિએ પાત્ર કોણ, અને અપાત્ર કોણ, હેય શું અને ઉપાદેય શું, એની યથાવત્ ખબર નહિ હતી, એમ જ કહેવું પડે ને? ત્યારે સમ્યગ્દર્શન આવ્યું એટલે શું થયું? સમ્યગ્જ્ઞાન થયું. એ જ્ઞાન જીવનમાં અમલી બને ને? શ્રી અરિહન્ત થનારા આત્માઓ સમ્યગ્દર્શન પામ્યા એટલે વર બોધિના સ્વામી બન્યા. વર બોધિના સ્વામી એવા એ આત્માઓનો પરોપકાર કરવાનો રસ વધતો જ જાય, પણ એમના પરોપકારકરણમાં વિવેક આવ્યા વિના રહે નહિ. દ્રવ્યદયા ન કરે એ બને નહિ; શકય અને આવશ્યક હોય ત્યાં એ દ્રવ્યદયા પણ કરે, પણ ભાવદયાનો ભાવ હવે પ્રધાન બને. એને લઇને જ એ પુણ્યાત્માઓ વધતે વધતે એ જ ભાવનામાં રમે છે કે–'જો મારામાં શક્તિ આવી જાય તો જગતના સઘળાય જીવોને હું એક માત્ર ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનના રસિયા બનાવી દઉં!' અનુપકૃતપરહિતરતપણાનો જે ભાવ, તેની સર્વોત્કૃષ્ટ સ્થિતિ એ જ છે. એ ભાવ પણ ઉત્કૃષ્ટપણે આવ્યા વિના શ્રી તીર્થંકર–નામકર્મની નિકાચના થાય નહિ.

એવો ઉત્કૃષ્ટ ભાવ ભલે અન્ય જીવોમાં આવી શકે

નહિ, પરન્તુ શ્રી અરિહન્ત થનારા આત્માઓ સિવાયના આત્માઓ પણ જ્યારે સમ્યગ્દર્શન પામે, ત્યારે તેમનેય કોણ પાત્ર ને કોણ અપાત્ર, શું હેય ને શું ઉપાદેય અને શું હિતકારી ને શું અહિતકારી, એનો સાચો ખ્યાલ તો આવવા પામે ને? શ્રી અરિહન્ત થનારા આત્માઓને જે હિતકારી લાગે તે બીજા સમ્યગ્દૃષ્ટિઓને અહિતકારી લાગે અને શ્રી અરિહન્ત થનારા આત્માઓને જે અહિતકારી લાગે તે બીજા સમ્યગ્દૃષ્ટિઓને હિતકારી લાગે, એવું તો ન જ બને ને? જે કોઈ આત્માઓ સમ્યગ્દર્શનને પામે, તે આત્માઓને જગતનું સુખ, ધન-ધાન્યાદિ પરિગ્રહ આદિ કેવું લાગે? વાસ્તવિક રીતિએ તો એ ત્યાજ્ય જ છે એમ લાગે ને? એ ત્યાજ્ય લાગે ને જે ઔદાર્ય આવે, ઔદાર્યનો જે અમલ આવે, તે ઔદાર્ય અને ઔદાર્યનો તે અમલ, એ ત્યાજ્ય લાગ્યા વિના આવે જ નહિ. સમ્યગ્દૃષ્ટિ માત્રને જગતનું સુખ અને ધન-ધાન્યાદિ પરિગ્રહ વગેરે ત્યાજ્ય તો લાગે જ. ધનાદિકના સંગમાં રહેવું પડે, એ એને પોતાનો પુણ્યોદય લાગે કે પાપોદય લાગે? ધનાદિકનો સંગ પુણ્યોદય વિના મળે નહિ, પણ ધનાદિકના સંગમાં રહેવું પડે એ સમ્યગ્દૃષ્ટિને પુણ્યોદય લાગે ખરો? ચારિત્રમોહનીય કર્મનો ઉદય ન વર્તતો હોય, તો જીવ ધનાદિકનો સંગ કરીને રહે, એ બને ખરૂં? નહિ ને? ત્યારે ચારિત્રમોહનીયનો ઉદય એ પાપોદય કે પુણ્યોદય? સમ્યગ્દૃષ્ટિ માને કે-મને આ બધું મળ્યું છે ને મળે છે-એ મારો પુણ્યોદય છે, પણ આના સંગને હું હજુ તજી શકતો નથી અને આના સંગમાં

મારે રહેવું પડે છે, એ મારો પાપોદય છે. સમ્યગ્દૃષ્ટિ કોઈ વિશેષ વિરતિ કરી શકતો ન પણ હોય, તો પણ એ આવું જ માનતો હોય અને એથી એ જે કાંઈ પણ માત્ર સમ્યગ્દૃષ્ટિને ઉચિત એવી કરણી કરતો હોય તે પોતાના ચારિત્રમોહનીયનો ક્ષયોપશમાદિ સાધવાના હેતુથી કરતો હોય. એટલું જ નહિ, અવિરતિની કરણી કરતાં પણ એ એવા ભાવવાળો હોય કે-એ ભાવ એના ચારિત્રમોહનીયના ક્ષયોપશમાદિને સાધવામાં સહાયક બનતો હોય.

*

## ૫. જગડ શ્રાવક :

સમ્યગ્દર્શન ગુણ પ્રગટવા માત્રથી દિલ કેવું બની જાય, એ સમજો! જ્યાં એ દિલ નથી હોતું અને એ દિલ આવે એ દિશાએ જીવનું લક્ષ્ય નથી હોતું, ત્યાં સમ્યક્ત્વની કરણીની વાત કરો કે વિરતિની કરણીની વાત કરો, પણ એવા જીવની એમાંની કોઈ કરણીમાં ભલીવાર હોતો નથી. ધનાદિક ઉપરની એની મૂર્ચ્છા ગાઢ હોય છે સમ્યગ્દૃષ્ટિ અથવા તો સમ્યક્ત્વની સન્મુખ બનેલો જીવ પણ જો અનુકૂળતા હોય તો દેવ-ગુરૂની વૈયાવચ્ચ કરવાનો તલસાટ અનુભવ્યા વગર રહે ખરો? એને દેવની અને ગુરૂની શક્તિ મુજબ અને સામગ્રી મુજબ વૈયા-

વચ્ચ કરવાનો વિચાર ન હોય, એ બને ખરૂં ? જેટલું ઓછું એમાં, તે એને ડંખ્યા વિના રહે ખરૂં ? તમે તમારી જાતને તપાસતાં શીખો. દેવની ભક્તિ અને ગુરૂની ભક્તિમાં ધનાદિકનો વ્યય કરવાનું મન કેટલું? અમથા અમથા બોલ્યા અને માન્યા કરો નહિ કે-અમને દેવ-ગુરૂ-ધર્મ ઉપર પ્રેમ છે. દેવ-ગુરૂ-ધર્મ ઉપર જે પ્રેમ છે, તે પ્રેમ બાયડી-છોકરાં વગેરે ઉપર જે પ્રેમ છે તેનાથી અધિક છે કે તેનાથી અતિ અલ્પ છે? તમારી પાસે જે કાંઈ હોય, તે તમે ક્યાં ખર્ચો છો એ વાત પછી, પણ એ ખર્ચવાનું મન ક્યાં છે એ વાત પહેલી છે. દેવ-ગુરૂ-ધર્મ માટે ઓછું ખર્ચાય, ન પણ ખર્ચાય અને શરીર, બાયડી, છોકરાં વગેરેને માટે બધું ખર્ચાય એવું પણ અતિ સામાન્ય સ્થિતિ હોય તો બની જાય, પણ મન શું કહે ? 'કમનસીબ છું કે-આવા સંયોગોમાં મુકાયો છું! મારૂં ચાલે તો બધું દેવ-ગુરૂ-ધર્મની સેવામાં જ ખર્ચી નાંખું.' -આવો વિચાર તો આવવો જોઇએ ને ? સમ્યક્ત્વ આવે અથવા સમ્યક્ત્વની સન્મુખતા આવે, તો એ દિલમાં આવો ફેરફાર કરી નાંખે કે નહિ? તમે પ્રમાણિકપણે એમ કહી શકશો કે-તમે આવા દિલના સ્વામી છો? તમે આવા દિલના સ્વામી હો તો એમાં હું બહુ રાજી.

બાયડી-છોકરાં વગેરે ઉપર જે પ્રેમ થાય તે મોહના ઉદયથી થાય અને દેવ-ગુરૂ-ધર્મ ઉપર જે પ્રેમ થાય તે વિવેકના પ્રાદુર્ભાવથી થાય. મિથ્યાત્વમોહનીય નબળું પડે અથવા તો મિથ્યાત્વમોહનીય ક્ષયોપશમાદિને પામે અને એથી દેવ-ગુરૂ-ધર્મ ઉપર જે પ્રેમ થાય, તે વિવેકના ઘરનો

પ્રેમ કહેવાય. તમારો મોહના ઘરનો પ્રેમ જોરદાર છે, કે વિવેકના ઘરનો પ્રેમ જોરદાર છે? દેવ-ગુરૂ-ધર્મ ઉપર જીવને ખરેખરી શ્રદ્ધા થઇ એટલે શું થયું? એના ઉપર ખરેખર પ્રેમ થયો. પોતાનું બધું એનું છે અને એને માટે છે, એમ પ્રેમવાળાને લાગે. જેઓને છોકરા ઉપર પ્રેમ હોય છે, તે શું માને છે? મારૂં બધું એનું છે અને એને માટે છે, એમ એ માને છે ને? મજુરી કરી કરીને અને પાપ કરી કરીને પણ એ મુડી ભેગી કરે છે અને સાચવી રાખે છે છોકરા માટે ને? છોકરા ઉપર જેને બહુ પ્રેમ થઇ જાય, તે ધર્મમાં ખર્ચતો હોય તો કચવાતે કચવાતે ખર્ચે અને પોતાના સ્થાનને શોભતી ટીપ ભરવામાંય ના પાડે. બાયડી-છોકરાં વગેરેની ઉપરના પ્રેમને આધીન બનીને એ અવસરે દેવસેવાનેય ધક્કો મારે અને ધર્મના કામને અથવા તો શાસનની પ્રભાવના કે શાસનની રક્ષાના કાર્યનેય ધક્કો મારે. અવસરે આપણને આનો અનુભવ થાય. એમ દેવ-ગુરૂ-ધર્મ ઉપર જેને ખરેખરો પ્રેમ થઈ જાય, તે શું કરે? એને પોતાનાં બાયડી-છોકરાં વગેરે ઉપર પ્રેમ ન જ હોય એમ નહિ કહેવાય, પણ એ પ્રેમ એને કરવા જેવો લાગવાને બદલે તજવા જેવો લાગે. ક્યારે આ પ્રેમમાંથી છૂટું એમ લાગે અને દેવ-ગુરૂ-ધર્મ ઉપરના પ્રેમને દૃઢ કરવાનું મન થયા કરે. દેવ-ગુરૂ-ધર્મ ઉપરની શ્રદ્ધા આ કામ કરે. તમને આવો અનુભવ થાય છે ખરો? તમારી પાસે જે કાંઈ હોય, તે તમને કોનું છે એમ લાગે છે અને કોને માટે છે એમ લાગે છે?

પરોપકારકરણનો ભાવ પેદા કરવો છે અને થઈ શકાય એમ હોય તો શ્રી અરિહન્ત થાવું છે, એ માટે આ વાત ચાલે છે. આવા જીવને છોકરા વગેરેને માટે રાખવું પડે અને રાખે, પણ એ એને ખરેખર ગમતું ન હોય. એના દિલમાં તો દેવસેવા, ગુરૂસેવા, ધર્મસેવા આદિમાં જે વપરાય તે જ સાર્થક–એવું હોય, એટલે છોકરા વગેરેને આપે તે ન છૂટકે, સંયોગવશાત્, ઔચિત્ય સમજીને આપે અને દેવસેવા વગેરેમાં જે આપે તે ખૂબ ઉલ્લાસથી આપે, અને આપ્યા પછીય એની અનુમોદના કર્યા કરે. છોકરા વગેરેને આપે એમાંય એનો હેતુ એ પણ હોય કે–આ લોકોને દેવ–ગુરૂ–ધર્મ ઉપર અભાવ ન થઈ જાય. સમ્યગ્દૃષ્ટિ બાપ પણ છોકરા વગેરેને ધન ન જ આપે એમ નહિ; આપે; પણ મનમાં એમ પણ હોય કે–આ લોકોને મારે નિમિત્તે દેવ–ગુરૂ–ધર્મ ઉપર અપ્રીતિ થઈ જવા પામે નહિ. સમ્યગ્દૃષ્ટિ એવી વ્યવસ્થા કરે કે–એને જોઇને અને જાણીને એનું ધન લેનાર છોકરા વગેરેનેય દેવ–ગુરૂ–ધર્મની સેવામાં પોતાની પાસેનું ધન ખર્ચવાનું મન થાય. એ સમજાવે કે–આ ચીજ ખરેખર તો સાત ક્ષેત્ર અને અનુકમ્પામાં ખર્ચવા જેવી છે. છોકરા વગેરેને આપવામાં એ આપવું પડે એમ માનીને આપે અને સાત ક્ષેત્ર અને અનુકમ્પામાં આપવું જોઇએ એમ માનીને આપે. તમે તમારી મિલકત કોને આપી જવાને ઇચ્છો છો? કોને કેટલી મિલકત આપવી છે, એની ગણતરી તો તમે કરી હશે ને? એમાં સાત ક્ષેત્રમાં એટલે કે સાધારણ ખાતે અને અનુકમ્પા ખાતે આપવાનો વિચાર પ્રધાન કે છોકરાઓ વગેરેને આપવાનો વિચાર પ્રધાન?

પેલા પાંચ માણિક્યની મુડીવાળા શેઠનો પ્રસંગ તમને યાદ છે? તમારામાંના કદાચ ઘણાઓએ એ પ્રસંગ સાંભળ્યો તો હશે, પણ એ પ્રસંગ સાંભળનારાઓમાંથી યાદ કેટલાએ રાખ્યો હશે? અને, એ પ્રસંગને યાદ રાખીને પણ એ પ્રસંગમાંથી પ્રેરણા મેળવવાનો પ્રયત્ન કેટલાકે કર્યો હશે? પાંચ માણિક્યમાંથી ત્રણ માણિક્ય તીર્થક્ષેત્રોમાં આપવાનું કહ્યું અને બે માણિક્ય જ છોકરાને તેના નિર્વાહ માટે વાપરવાનું કહ્યું, એ બાપ કેવો? એ બાપનું હૈયું કેવું? માણિક્ય પણ સામાન્ય કોટિનાં નહોતાં. બહુ કીમતી હતાં. એ કાળમાં એ એક એક માણિક્યની કીમત સવા કરોડની હતી. આવાં કીમતી પાંચ માણિક્ય; એમાંનાં ત્રણ તીર્થક્ષેત્રોમાં દેવાનું મન થઈ જાય અને પોતાના છોકરાને તો માત્ર બે જ માણિક્ય નિર્વાહ માટે આપવાનો વિચાર આવે, એ સામાન્ય વાત છે? મુડીમાંથી કેટલા ટકા ધર્મ ખાતે અને કેટલા ટકા છોકરા ખાતે? ૬૦ ટકા ધર્મ ખાતે અને ૪૦ ટકા છોકરા ખાતે. આવો વિચાર આવે અને એ વિચાર નિર્ણય રૂપે પરિણામ પામે અને એ નિર્ણય અમલી પણ બને, એ કોઇ સામાન્ય વાત છે? તમને આવો બાપ ધર્મઘેલો લાગે કે એ પુણ્યવાનના પ્રસંગને ચિન્તવી એમાંથી પ્રેરણા મેળવવાનું મન થાય? દેવ–ગુરૂ–ધર્મની શ્રદ્ધા શું કામ કરે? તો કે–આ કામ પણ કરે અને આથી અધિક કામ પણ કરે. સમ્યગ્દષ્ટિને પોતાનું ધન ક્યાં ક્યાં વાપરવાનું મન થાય? એની નજરમાંથી સાત ક્ષેત્ર અને અનુકંપા ખસે નહિ. સમ્યગ્દષ્ટિ માત્ર ભાવદયા જ કરે અને દ્રવ્યદયા ન કરે એમ

પણ નહિ. સમ્યગ્દૃષ્ટિ પોતાના સંયોગાનુસાર દ્રવ્યદયા પણ કરે જ. અને એની દ્રવ્યદયા પણ ભાવદયાના ભાવથી વંચિત ન હોય. સમ્યગ્દૃષ્ટિ અનુકંપાનાં કામો પણ કરે, પણ તે એવી રીતિએ કરે કે-અનેક જીવોની આંખ ભગવાનના શાસન પ્રતિ ખીંચાય. એટલા માટે તો, એ, કોઈ પણ ધર્મોત્સવ સાથે અનુકમ્પાને યોજ્યા વિના રહે નહિ. ધર્મોત્સવ એ ભાવ અનુકમ્પાજનિત કાર્ય છે અને એ કાર્યને સમ્યગ્દૃષ્ટિ દ્રવ્ય અનુકમ્પાથી અલંકારે. એટલે એ ઉત્સવથી ધર્મને પામેલાને જેમ લાભ થાય, તેમ ધર્મને નહિ પામેલાને પણ એ ધર્મની અનુમોદના કરવાની તક પ્રાપ્ત થાય. જો આવી રીતિએ ભાવાનુકમ્પા અને દ્રવ્યાનુકમ્પાએ સહિત ઉત્સવો ઉજવાતા હોય, તો આ કાળમાં તો ભગવાનના શાસનની પ્રભાવનાનું એ ખાસ કારણ બને એવું છે. પણ એ બને ક્યારે ? દેવ-ગુરૂ-ધર્મ ઉપર ખરેખરો પ્રેમ પ્રગટ્યા વિના, ધર્મના ઉત્સવો એવી રીતિએ ઉજવાય એ બને નહિ.

પેલા શેઠના દિલમાં દેવ-ગુરૂ-ધર્મ ખરેખરા વસેલા, માટે જ એમણે પાંચમાંથી ત્રણ માણિક્ય તીર્થક્ષેત્રો ખાતે આપવાનો અને બે જ માણિક્ય છોકરાને આપવાનો વિચાર કર્યો. એટલે એ શેઠના પ્રસંગમાંથી પ્રેરણા મેળવવી હોય તો દિલમાં દેવ-ગુરૂ-ધર્મને સારી રીતિએ સ્થાપિત કરવાનો ઉદ્યમ કરવો જોઈએ. દિલમાં દેવ-ગુરૂ-ધર્મનો ખરેખરો વાસ થાય તો જ છોકરા વગેરે ઉપરનો પ્રેમ ગૌણ બની જાય. બાકી તો, એવા બાપેય અમે જોયા છે કે જેમને છોકરો સારો મળ્યો હોય પણ બાપનો મોહ મરતાં મરતાંય જોર

કરતો હોય. છોકરો એવા વિચારનો કે-'આ બધું ધન મારા પિતાશ્રી કમાએલા છે, તો એમની પાસે હું આ ધનના વ્યય દ્વારા થાય તેટલો ધર્મ કરાવી દઉં!' અને બાપ એ વિચારનો કે-'બધું આ છોકરાને માટે જ મૂકી જાઉં!' આવું કોઈ કોઈ વાર અમને નજરે જોવાને પણ મળી જાય. એક છોકરો અમને એને ઘેર એના બાપ ગમ્ભીર માંદગીમાં હતા માટે લઈ ગયો. એના મનને કે-બાપાને ગુરૂનાં દર્શન થાય, ધર્મની વાત સાંભળવાને મળે અને એમને છેલ્લે છેલ્લે પણ ધર્મ ખાતે જે વાપરવાનું મન થાય તે કહે કે જેથી એમનું મરણ સુધરે. પણ અમે ગયા અને છોકરાએ જ્ઞાન-પૂજનાદિ કરવાને માટે ઠીક જેવી રકમ બાપના હાથમાં મૂકી, ત્યારે બાપે ઉપરથી એવો ભાવ વ્યક્ત કર્યો કે-આટલી મોટી રકમ મૂકાય નહિ. છોકરાએ આગ્રહ કર્યો પણ બાપને એ ગમ્યું નહિ. અમનેય લાગ્યું કે-આને આ નિમિત્તે વધુ અસમાધિ ન થાય તો સારૂં! એટલે અવસર યોગ્ય વાત કરી લીધી. આવું પણ બની જાય ને? વાત એ છે કે-મોહનું જોર હોય તો છોકરા સારા હોય, ધર્મશીલ હોય, એ કહેતા હોય કે ખર્ચો, છતાં બાપને પાઈ પણ ખર્ચવાનું મન થાય નહિ અને બધું છોકરા માટે મૂકીને જવાનું મન થાય. ત્યારે પેલા બાપને તો પાંચમાંથી ત્રણ માણિક્ય તીર્થક્ષેત્રો ખાતે આપવાનું મન થયું અને બે જ માણિક્ય છોકરા માટે રાખવાનું એણે વિચાર્યું!

આ શેઠને છોકરા ઉપર મોહ સર્વથા નહોતો? છોકરા ઉપર મોહ સર્વથા નહોતો એમ તો કહેવાય નહિ, પરન્તુ

સમ્યગ્દર્શન ગુણ પ્રગટે એટલે ધન અને કુટુમ્બાદિ ઉપરનો મોહ પણ પાંગળો બન્યા વિના રહે નહિ. સમ્યગ્દર્શનની હાજરીમાં પણ મોહ હોય, લોભ હોય, એ બને; પણ એ એવા જોરદાર ન હોય કે જેથી બધી મુડી છોકરાને દેવાનું મન થાય અને દેવ-ગુરૂ-ધર્મની ભક્તિમાં છતી શક્તિએ આપતાં સંકોચ થાય. તમારો શો અનુભવ છે? તમારૂં ધન કોના ઉપયોગમાં આવે, એમાં તમે રાજી? તમે જો એ શેઠ જેવું કરી શકો, તો તમે તમારાં સંતાનોને પણ ધન દેવા સાથે ધર્મ દેનારા પણ બની શકો, એમ તમને લાગે છે? હંસ નામના એ શેઠિયાએ તો પોતાના છોકરાને ધન દેવા સાથે ધર્મ પણ દીધો. હંસને એના બાપે પાંચે પાંચ માણિક્ય આપેલાં! બાપ-દાદાના વખતથી, પૂર્વજોની પરંપરાથી એ માણિક્યો વારસામાં અપાયા કરતાં હતાં. પણ હંસના હૈયે ધર્મ વસ્યો એટલે એણે એ પોતાના કુળની ચાલી આવતી પરંપરા તોડી. એના પરિણામે એના છોકરા જગડને પણ એમ થયું કે-પિતાજી મનેય ધન તો આપી ગયા, પણ મારી દૃષ્ટિ દેવ-ગુરૂ-ધર્મ તરફ ખીંચતા ગયા; અને એનું સુન્દર પરિણામ એ જગડ જ્યારે શ્રી કુમારપાળ મહારાજાએ કાઢેલા સંઘમાં ગયો, ત્યારે સાક્ષાત્ દેખાઈ આવ્યું.

પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાની નિશ્રામાં, પરમાર્હત બનેલા શ્રી કુમારપાળ મહારાજાએ શ્રી સિદ્ધગિરિજીનો સંઘ કાઢ્યો હતો. સંઘ શ્રી સિદ્ધગિરિજીએ પહોંચ્યો. સૌએ આનન્દપૂર્વક યાત્રા કરી અને

તે પછીથી સંઘમાળ કે જેને ઈન્દ્રમાળા પણ કહેવાય છે, તેનો અવસર આવ્યો.

આમ તો સંઘ શ્રી કુમારપાળ મહારાજાએ કાઢયો હતો એટલે સંઘપતિ તરીકેની ઈન્દ્રમાળ પહેરવાનો અધિકાર એમનો હતો. પણ એ વખતે બીજા પણ નાના-મોટા સંઘો શ્રી સિદ્ધગિરિજીની યાત્રાએ આવ્યા હતા. સૌને થયું કે-ઈન્દ્રમાળા પહેરવાની ઉછામણી બોલાય તો સારૂં! દેવદ્રવ્યની તીર્થક્ષેત્રમાં મોટી ઉપજ થાય અને જે કોઈ વધારેમાં વધારે દ્રવ્ય આપવાને તૈયાર થાય તે ઈન્દ્રમાળાના પરિધાનનો લાભ લઈ શકે. એમાં આચાર્યભગવાનની સમ્મતિ પણ મળી ગઈ; અને જેમાં આચાર્યભગવાનની સમ્મતિ હોય તેમાં પરમાર્હત શ્રી કુમારપાળ મહારાજાની સમ્મતિ તો હોય જ ને? બધા સંઘપતિઓ એક સ્થાને મળ્યા અને ઈન્દ્રમાળા પહેરવાની ઉછામણી બોલાવી શરૂ થઈ.

સામાન્ય રીતિએ બધા એમ માને કે-રાજાની સામે બોલી કોણ શકવાનું છે અને રાજાની સામે બોલીને ફાવવાનું પણ કોણ છે? પણ એ મન્યતા ખોટી હતી. આ તો શ્રીસંઘ મળ્યો હતો. સૌ સાધર્મિક હતા. નાના-મોટાની મર્યાદા બેસવા વગેરેમાં જાળવવાની હોય, પણ ધર્મના ઉલ્લાસમાં અને દાનાદિમાં મર્યાદા શાની હોય? સંઘમાં તો રાજા બોલે એથી અધિક રકમ બોલનારા પણ હોય અને કોઈ એવા ઉલ્લાસવાળા શ્રીમન્તેય હોય કે જેના ઉલ્લાસને રાજા પણ ન આંટી શકે.

ઉછામણી બોલવાની શરૂઆત જ શ્રી કુમારપાળના મંત્રી

શ્રી વાગ્ભટ્ટે કરી. શરૂઆતેય સામાન્ય પ્રકારની, નામ માત્રની —એમ નહિ. 'બોલી બોલાવીય કહેવાય અને પોતાના સ્વામિને ઓછા પૈસે લાભેય મળી જાય.'—એવું નહિ. સીધા જ એ ચાર લાખ બોલ્યા. એની સામે મહારાજ શ્રી કુમારપાળે તરત જ આઠ લાખ કહ્યા.

આ સ્વામી—સેવક જોવા જેવા છે ને? એ સમજે છે કે—અહીં સાધર્મિક તરીકે મળ્યા છીએ! આઠ બોલ્યા પછી પણ શ્રી કુમાળપાળ શ્રી વાગ્ભટ્ટને નહિ બોલવાનું ઇશારાથીય સમજાવતા નથી. હૈયે ધર્મ વસેલો છે એટલે શ્રી કુમારપાળને એવું કાંઇ કરવાનો વિચાર સરખોય આવતો નથી. આજે આવો કોઇ પ્રસંગ આવી લાગે તો ઓળખીતાને ઇશારો કરવામાંથી જાય? શેઠ બોલતા હોય અને એની સામે ચઢાવો નોકર કરતો હોય તો શેઠથી એ ખમાય? ત્યાં ન બોલે, તોય મનમાં ગાંઠ વાળે કે નહિ?

શ્રી કુમારપાળે જ્યાં આઠ લાખ કહ્યા કે તરત જ વાગ્ભટ્ટે સોળ લાખ કહ્યા. ધર્મ કરવાની સ્પર્ધા ચાલી. શ્રી વાગ્ભટ્ટના સોળ લાખની સામે શ્રી કુમાળપાળે બત્રીસ લાખ કહ્યા.

સકળ શ્રીસંઘ આશ્ચર્ય અને આનન્દ સાથે એ સ્પર્ધા જોઇ રહ્યો છે. આવું જોઇને, રાજાને અને મંત્રિને ધન્યવાદ દેવાનું મન સૌને થઇ જાય ને? બેયના ઉલ્લાસની અને બેયની ઉદારતાની અનુમોદના કરવાનું મન પણ સૌને થઇ જાય ને? પણ ત્યાં તો એવું બને છે, કે જેથી બધા આશ્ચર્યમાં ગરકાવ થઇ જાય છે. સંઘમાંથી અવાજ આવે છે કે—

'સવા કરોડ.' કોણ બોલ્યું એ આગળના કોઈ જાણતા નથી, એટલે સૌની આંખો એ ભાગ્યશાલીનાં દર્શન કરવાને આતુર બની જાય છે.

ચમત્કાર ઉપજાવે એવો આ બનાવ છે ને? ૩૨ લાખનો ઉછ્યો તે સીધો સવા કરોડે પહોંચ્યો, એ જેવી-તેવી વાત છે? તમારામાં જેઓ સામગ્રીસંપન્ન છે, તેમણે પણ કદી આવો ઉલ્લાસ અનુભવ્યો છે? આજે તો શુભ ખાતે કાઢેલી રકમમાંથી બોલવાનું હોય તોય કેવી રીતિએ બોલે? પાંચ સો-હજાર વધે એ તો બહુ મોટી વાત જ ગણાય ને? શુભ ખાતે કાઢેલી રકમનું વ્યાજેય ખાઈ જાય અને કોઈ કોઈ વાર તો મુદીય ખવાઈ જાય, એવું પણ બને છે ને? શ્રી જિનપૂજાદિમાં જે ઉલ્લાસ આવવો જોઈએ, તે કેમ નથી આવતો? અને, નહિ બનવા જેવું જે બને છે તે શાથી બને છે? એથી જ કે-હૈયે ધનને જ ખરેખરૂં સ્થાન છે. ધર્મને તો નામનું સ્થાન છે અથવા ખરેખર તો હૈયે ધર્મને સ્થાન નથી એમ કહીએ તો પણ ચાલે. જેમને હૈયે ધર્મને ખરેખરૂં સ્થાન હોય, એવા તો બહુ વિરલ.

આ સવા કરોડ બોલનારને હૈયે તો ખરેખરૂં સ્થાન ધર્મને જ હતું. એ ધનને પોતાનું નહોતું માનતો, પણ ધર્મને પોતાનો માનતો હતો. ધર્મને પોતાનો નહિ માનનારા શ્રીમન્તો પણ શ્રી જિનપૂજા કરવા જાય ત્યારે દરિદ્રી જેવા લાગે. બીજે બધે જાય ત્યાં પોશાક વગેરે કેવો પહેરીને જાય અને દેરાસરમાં જાય ત્યારે પૂજાનાં કપડાં કેવાં પહેરેલાં હોય? પૂજાનાં કપડાં સારાં રાખનારાઓમાં પણ

પૂજાની સામગ્રી સારી રાખનારા કેટલા ? પૂજાની વાટકી કેવડી ? અને અંદર કેસર કે કેસરિયા પાણી જેવું ? એય ઘરનું કે મન્દિરનું ? કેટલાક તો કપડાંય મંદિરનાં પહેરે અને કેસર –ચન્દનેય મંદિરનું વાપરે, છતાં શ્રીમન્ત હોવા છતાંય શરમાય નહિ !

સવા કરોડ સાંભળીને સૌ જેમ ચમત્કૃત થઈ ગયા, તેમ શ્રી કુમારપાળ મહારાજા પણ ચમત્કૃત થઈ ગયા. એમણે કહ્યું કે–ઇન્દ્રમાળા પહેરવાનો આદેશ આપો ! એ પુણ્યવાનનું મુખકમળ તો જોઈએ !

એ જ વખતે જગડ પ્રગટ થયો. વેષ પણ સામાન્ય અને આકૃતિ પણ સામાન્ય ! આ માણસ દ્રવ્યવાન હશે એવું અનુમાન, ન તો એના વેષથી થઇ શકે એવું હતું અને ન તો એની આકૃતિથી થઈ શકે એવું હતું. એટલે જગડ શ્રાવકને જોઇને શ્રી કુમારપાળ વિસ્મય પામ્યા મનમાં આકુળતા પણ આવી કે–આ સવા કરોડ ક્યાંથી આપશે ? એટલે શ્રી કુમારપાળે મંત્રિને કહ્યું કે–સવા કરોડ લઈને માળા આપો !

જગડ શ્રાવકે એ સાંભળ્યું. એને જરા લાગી આવ્યું. તરત જ એણે સવા કરોડની કિંમતનું માણિક્ય કુમારપાળના હાથમાં મૂકીને કહ્યું કે–‘ પરમાર્હત રાજન્ ! આ તીર્થ તો સકળ શ્રીસંઘનું સર્વસાધારણ છે. જેની પાસે દેવાને દ્રવ્ય ન હોય, તે અહીં બોલે નહિ ’

શ્રી કુમારપાળ તો એ સાંભળીને વિશેષ ચમત્કૃત થઇ ગયા. તીર્થ પ્રત્યેના પોતાપણાનો ભાવ કોઈ પણ શ્રાવકમાં

જોઈને, શ્રાવકને તો આનન્દ જ થાય ને ? અને તેમાંય આવા શ્રાવકમાં આવો ઉંચો ભાવ, એ ચમત્કાર જેવું નથી ? ત્યાં ને ત્યાં સવા કરોડનું મણિ હાજર કરે એ ચમત્કાર જેવું નથી ?

સામાન્ય વેષવાળા પણ એ જગડને શ્રી કુમારપાળ તરત જ ભેટી પડ્યા. જગડને કહ્યું કે-'તમે મારા સંઘમાં મુખ્ય સંઘપતિ છો !' એમ કહીને શ્રી કુમારપાળે જગડને આનન્દ પમાડ્યો, માન દીધું અને તે પછી ઇન્દ્રમાળા આપી.

આમ કરવામાં, શ્રી કુમારપાળે પોતે રાજા હોવા છતાં પણ કશો જ સંકોચ અનુભવ્યો નહિ. ધર્મ જેને હૈયે વસ્યો છે, એ રાજા હોય, મહારાજા હોય, ચક્રવર્તી હોય કે પછી ઇન્દ્ર હોય, પણ એને સાધારણ વેષવાળા પણ ધર્મીને ભેટતાં અને સન્માનતાં સંકોચ થાય નહિ. જેને મન ધન પ્રધાન હોય તેની વાત જુદી અને જેને મન ધર્મ પ્રધાન હોય તેની વાત જુદી. ધર્મી શ્રીમન્તને તો થાય કે-'આ કેવો ભાગ્યશાલી કે ધર્મના કામમાં આને આટલો બધો ઉલ્લાસ આવ્યો ? અને મારી પાસે એના કરતાં ઘણું હોવા છતાં મને આવો ઉલ્લાસ આવ્યો નહિ !'

શ્રી કુમારપાળે કાઢેલો સંઘ શ્રી સિદ્ધગિરિજીથી નીકળીને શ્રી ગીરનારજી તીર્થની યાત્રાએ પહોંચ્યો. ત્યાં પણ દેવદ્રવ્યની વૃદ્ધિના સ્થાને રૂપ ઇન્દ્રમાળા પહેરવા નિમિત્તે ઉછામણી બોલાઈ અને ત્યાં પણ જગડ શ્રાવકે જ સવા કરોડ બોલીને ઇન્દ્રમાળા પહેરી. સવા કરોડની કિંમતનું બીજું માણિક્ય જગડે ત્યાં આપ્યું.

તે પછી સંઘ પ્રભાસ પાટણ તીર્થની યાત્રાએ ગયો,

તો ત્યાં પણ સવા કરોડ બોલી, સવા કરોડની કિંમતનું ત્રીજું માણિક્ય ત્યાં આપી, જગડુ શ્રાવકે ઈન્દ્રમાળા પહેરી.

આમ એના પિતાએ કહ્યા મુજબ ત્રણેય માણક્ય ત્રણ તીર્થોએ અપાઈ ગયાં. હવે રહ્યાં એની પાસે બે માણિક્ય, કે જે એને એના પિતાએ એના પોતાના નિર્વાહને માટે આપ્યાં હતાં. એ બેનો પણ સદુપયોગ કરી લેવાનું એ ભાગ્યશાલીને મન થયું. ત્રણ ત્રણ તીર્થોની યાત્રા કરી છે, ભાવપૂર્વક યાત્રા કરી છે, તો એનું પરિણામ તો આવે જ ને? તીર્થની યાત્રા તરવાના ભાવને ઉત્તેજિત કર્યા વિના રહે ખરી? ધનાદિક ઉપરના મમત્વને એનાથી ધક્કો તો લાગે જ ને? તમારૂં શું માનવું છે? તમે તીર્થયાત્રા કરીને આવો ત્યારે તમે તીર્થે જતાં પહેલાં જેવા હો તેવા ને તેવા હો કે તમારા આત્મામાં પરિવર્તન આવી જવા પામ્યું હોય?

જગડે વિચાર કર્યો કે-'સર્વ તીર્થોનો આધાર શ્રીસંઘ છે અને એ શ્રીસંઘના સ્વામી હાલ શ્રી કુમારપાળ મહારાજા છે. આ બે માણિક્ય જો હું આમને આપી દઉં તો મને શ્રીસંઘના વાત્સલ્યનો લાભ મળે અને એથી હું કૃતકૃત્ય થઈ જાઉં!'

કેવો આ વિચાર છે? બે માણિક્ય દઈ દીધા પછી પાછળ શું? મુડીમાં પાંચ માણિક્ય હતાં. એમાંનાં ત્રણ પિતાની આજ્ઞા મુજબ દેવાઈ ગયાં હતાં તીર્થોમાં અને હવે સર્વ તીર્થોના આધાર શ્રીસંઘના વાત્સલ્ય નિમિત્તે બાકીનાં બેય દઈ દેવાનો વિચાર છે! કાંઈ સમજવા જેવું છે આમાં? શ્રીસંઘ સર્વ તીર્થોનો આધાર ક્યારે? શ્રીસંઘ જીવતો હોય

ને તીર્થો સીદાય એ બને? શ્રીસંઘમાં સંખ્યાબંધ સમૃદ્ધિમાનો જીવતા હોય, છતાં તીર્થોમાં સાધારણનો તોટો આવે એ બને? અને એ તોટો પૂરો કરવાને માટે નજર દેવદ્રવ્ય ઉપર જાય અથવા તો દેવદ્રવ્યની બોલી ઉપર બોજો કરવાનો વિચાર થાય; એ બને? શ્રાવકસંઘના આગેવાનો પોતાનું કર્ત્તવ્ય સમજે અને તેનો અમલ કરે, તો કોઈ મન્દિર અગર કોઈ ધર્મસ્થાન સાધારણના તોટાથી સીદાતું હોય ખરૂં? કોઈ સાધર્મિક્ય સીદાતો હોય ખરો? જ્યાં તીર્થોની ભક્તિમાં પણ ઓટ આવવા પામી હોય, ત્યાં શ્રીસંઘના વાત્સલ્યમાં ઓટ આવે એમાં નવાઈ પામવા જેવું કાંઈ છેજ નહિ.

આગળના કાળમાં જેમ શ્રીમન્તો સારે કપડે ધર્મ-સ્થાનોમાં બેસતા, તેમ સારા કામમાં આગેવાની પણ લેતા. જે કોઈ ધર્મનું કામ આવે, એ કામને, એ આગેવાન બનીને એવી રીતિએ ઝડપી લે કે–બીજાઓને એની પાસે એવી માગણી કરવી પડે કે–સૌને પોતપોતાની શક્તિ મુજબ સારા કામમાં ભાગ લેવા દો! આજે આગેવાનો શું કરે છે? આજે તો પારકે પૈસે વહીવટ કરવાનો શૉખ બહુ વધતો જાય છે અને પારકે પૈસે પોતાની નામના કરવાનો ચાળો પણ વધતો જાય છે. કેટલાક તો એવા છે કે–પોતાને આપવું પડે નહિ એ માટે ગમે તેવા સારા કામની ટીપનેય ટલ્લે ચઢાવી દે. પૂર્વકાળના આગેવાનો માનતા કે–પુણ્યે જે મળ્યું છે, તેનો સદુપયોગ કરવાની અમને સુન્દર તક મળી છે; માટે અમારે તો બીજાની અપેક્ષા રાખ્યા વિના પણ આ કામ કરવાં જોઇએ! એમને ઘસારો બહુ વેઠવો પડતો નહિ

પણ બધો ઘસારો પોતે જ વેઠવાની એમની ભાવના ખરી! કેમ કે–ઘસારાને એ પોતાના સંસારનો ઘસારો માનતા. આ ઘસારો મારા સંસારને ઘસારો લગાડી રહ્યો છે એમ માનતા. એમાં કોઈ વાર તેવા પ્રકારનો કોઈ પૂર્વકૃત પાપનો ઉદય આવી જાય, તોય એમને આનન્દ થતો કે–ઠીક થયું કે સમૃદ્ધિના કાળમાં સાધી લીધું! 'પૈસા હતા ત્યારે મેં ખર્ચ્યું નહિ!'–એમ એમને રોવું પડતું નહિ. પછી એ આગેવાન તરીકે આગળ બેસતા નહિ, પણ સંઘના ભાઈઓ એમને આગેવાન તરીકે બેસાડ્યા વિના રહેતા નહિ. ટીપમાં પહેલું નામ એમનું જ લખે અને એ જે આપે તેને ઘણું ઘણું માને. એ જરાય વધારે આપવા જાય અગર બીજાનું નામ પહેલું લખવાનું કહે, તો સંઘ કહેતો કે–આપ તો આ સંઘનું નાક છો! આપે તો ઘણું કર્યું છે. આજના આગેવાનોમાં કેટલાકો એવી આગેવાની કરતા હશે?

જગડે જે વિચાર કર્યો, તેના અમલની તક પણ એને તરત મળી ગઈ. શ્રી કુમારપાળ મહારાજા સકળ સંઘને ભેગો કરીને બેઠા હતા. એ વખતે એમણે જગડને પૂછ્યું કે–'ભાગ્યવાન! રાજાઓને મેળવવાં પણ દુર્લભ એવાં સવા ક્રોડની કિંમતનાં ત્રણ ત્રણ મૂલ્યવાન રત્નો તમને મળ્યાં ક્યાંથી? અને એવાં કીમતી રત્નો મેળવ્યા પછી પણ એને પુણ્યકર્મમાં વાપરી નાંખવાનું તમને મન થયું શાથી? તમારી જેમ તીર્થે તીર્થે આવું રત્ન આપે એવો તો કોઈ મેં જોયો નથી.'

શ્રી કુમારપાળે આવું કેમ પૂછ્યું ? કોઈ કુશંકાને કારણે પૂછ્યું નથી. જગડની ઉદારતા જોઈને એ એટલા બધા ચકિત થઈ ગયા છે કે–એમને એનું કારણ પૂછવાનું મન થાય છે. જગડની ઉદારતાની આ અનુમોદના છે અને મનમાં એમ પણ છે કે–હકિકત જાણવાથી ઘણું સારૂં આ ભાગ્યવાન પાસેથી જાણવાને મળશે.

જગડ કહે છે કે–'મારા પિતાજી હંસ મંત્રીની પાસે પૂર્વજોના ક્રમથી આવેલાં પાંચ રત્નો હતાં. એમની ઈચ્છા તીર્થોની યાત્રા કરવાની હતી, પણ કોઈ સંઘનો એવો યોગ ન મળ્યો કે જેથી તેઓ યાત્રા કરી શકે. એમાં આવ્યો એમનો અન્તસમય. મને પાંચ રત્નો સોંપીને એમણે મને કહ્યું કે–તારે આમાંનાં ત્રણ રત્નો શ્રી સિદ્ધગિરિજી, શ્રી ગીરનારજી અને શ્રી પ્રભાસપાટણ તીર્થે દેવાં અને બાકીનાં બેથી તારે તારો નિર્વાહ કરવો. પછી એ દેવલોક પામ્યા અને મેં આપના શ્રીસંઘનો યોગ મળતાં મારા પિતાશ્રીની આજ્ઞા પૂરી કરી.' આટલું કહીને જગડ શ્રી કુમારપાળને કહે છે કે–'હવે આ બે રત્નો પણ સકલતીર્થાધાર શ્રીસંઘના સ્વામી એવા આપને અર્પણ કરવા દ્વારાએ શ્રીસંઘનું વાત્સલ્ય કરીને હું કૃતકૃત્ય થાઉં છું !' અને એમ કહેતાંની સાથે જ જગડે શ્રી કુમારપાળના હાથમાં પોતાની પાસેનાં બાકીનાં બે માણિક્યો મૂકી દીધાં !

તીર્થ પ્રત્યેની અને શ્રીસંઘ પ્રત્યેની ભક્તિ, વિનય અને ઔદાર્ય વગેરે જગડમાં રહેલા ગુણોથી શ્રી કુમારપાળનું ચિત્ત ભારે ચમત્કૃત બની ગયું. જગડે આપેલાં બે રત્નો

શ્રીસંઘને જણાવતાં, શ્રી કુમારપાળે કહ્યું કે-'રાજા હોવા છતાં પણ હું પ્રશંસાને પાત્ર નથી અને વણિક હોવા છતાં પણ આ પ્રશંસાને પાત્ર છે, કે જે ત્રણ જગતના નાથની માણિક્યમથી પૂજા કરે છે! આ વણિક શ્રાદ્ધોમાં શિરોમણિ છે અને પુણ્ય કરનારાઓમાં આગેવાન છે. ધન્ય છે!' આમ જગડની ઘણી પ્રશંસા કરીને શ્રી કુમારપાળે જગડને પોતાના આસનના અર્ધભાગ ઉપર બેસાડ્યો અને સુવર્ણાલંકારો તથા ઉત્તમ વસ્ત્રોથી તેનો સત્કાર કર્યો. એટલું જ નહિ, પણ શ્રી કુમારપાળે જગડને અઢી ક્રોડ ધન પણ આપ્યું. તે પછી શ્રી કુમારપાળે રત્નમય બે હાર તયાર કરાવ્યા, જેમાં આ એક એક માણિક્ય વચ્ચે મુકાવ્યું અને એ બે હાર શ્રી સિદ્ધાગિરિજી તીર્થે અને શ્રી ગીરનારજી તીર્થે મોકલી આપ્યા. શ્રી જગડને પણ ઘણો આનન્દ થયો. એને થયું કે-મને જો આવી સદ્બુદ્ધિ સૂઝી ન હોત, તો મારૂં એકલું માણિક્ય ભગવાનના કણ્ઠે શી રીતિએ ચઢત?

આપણી વાત તો એ હતી કે-સમ્યગ્દૃષ્ટિ જીવને પોતાની પાસે જે ધનાદિ હોય તે ક્યાં વાપરવાનું મન હોય? ઉલ્લાસથી, અનુમોદના સાથે એ ક્યાં ક્યાં દેવાને ઇચ્છે? સાત ક્ષેત્ર અને અનુકમ્પામાં જ ને? શ્રી જિનમૂર્તિ, શ્રી જિનમન્દિર, શ્રી જિનાગમ, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ સાત ક્ષેત્રોની ભક્તિમાં અને અનુકમ્પામાં જેટલું વધારે વપરાય તેટલું સારૂં-એમ એ માને ને? એ ભાવના હોય તો પરોપકાર છેટો રહે?

*

## ૯. હારની ચોરી :

ભગવાન શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલા પુણ્યાત્મા-ઓને, ભગવાન શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલા પુણ્યાત્મા-ઓ ઉપર કેટલો બધો વિશ્વાસ હોય છે અને ભગવાન શ્રી જિને-શ્વરદેવના શાસનને પામેલાઓ પોતાના સાધર્મિક બન્ધુઓની આર્થિક પરિસ્થિતિ વિષે પણ કેવી કાળજી રાખનારા હોય છે-એનું સુન્દર સૂચન જેમ આ પ્રસંગમાંથી પ્રાપ્ત થાય છે, તેમ સુશ્રાવક દોષ કરે અગર તો સુશ્રાવકથી દોષ થઈ પણ જાય, તોય તે દોષ સુશ્રાવકોને પોતાને કેટલો બધો ડંખે છે, તેનું પણ સુન્દર સૂચન આ પ્રસંગમાંથી પ્રાપ્ત થાય છે.

એમ કહેવાય છે કે-ભગવાન શ્રી મહાવીર પરમાત્મા, કેવલજ્ઞાન ઉપાર્જીને અને તીર્થની સ્થાપના કરીને જે સમયે આ ભરતભૂમિના પૃથ્વીતલને પોતાના પાદવિહારથી પાવન કરી રહ્યા હતા, તે સમયમાં બનેલો આ એક બનાવ છે.

સાંતનુ નામના એક સુશ્રાવકને 'કુંજીદેવી' નામની સુશ્રાવિકા ધર્મપત્ની હતી. સાંતનુનો જન્મ ધનાઢ્ય ઘરમાં થયો હતો. સાંતનુના પિતા જ સદા ધનવાન હતા એમ નહિ, પણ પેઢી દરપેઢીથી એ ઘરમાં શ્રીમન્તાઈ ચાલી આવતી હતી. એથી એ ઘરમાં ભોગોપભોગમાં પણ સોના-ચાંદીનાં વાસણો વપરાતાં હતાં. સાંતનુ સોનાના પ્યાલે દૂધ પીતો અને ચાંદીનાં

રમકડે રમતો ઉછર્યો; પણ એના જન્મ પછી એ ઘરની શ્રીમન્તાઈને ધીરે ધીરે ઘસારો લાગ્યે જતો હતો. અને જ્યારે સાંતનુ ઉમ્મરલાયક થયો અને તેનાં માતા-પિતા સ્વર્ગવાસી બન્યાં, ત્યારે તો એ ઘરની શ્રીમન્તાઈ સારી રીતિએ ઘસાઇ જવા પામી હતી.

આમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. આવું તો આ જગતમાં ઘણું બને છે. પુણ્ય-પાપને આધીન એ વસ્તુ છે. પુણ્યોદયના યોગ વિના સંપત્તિ મળે નહિ. મળેલી સંપત્તિ પણ ટકે તેની પાસે કે જેનો પુણ્યોદય જીવન્ત હોય. પુણ્યોદય ગયો ને પાપોદય આવ્યો, એટલે વિપુલ પણ સંપત્તિને વહી જતાં વાર લાગે નહિ. એટલા માટે જ ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે-જ્યારે સમ્પત્તિ વિદ્યમાન હોય, ત્યારે તેના સંગ્રહમાં અને તે દ્વારા ભોગોપભોગમાં રાચવાને બદલે, થાય તેટલો સમ્પત્તિનો સદ્વ્યય કરી લો !

સંપત્તિશાલી જેમ પાપોદય આવતાં દરિદ્ર, અકિંચન બની જાય છે, તેમ દરિદ્ર અને અકિંચન એવા પણ માણસો તેમનો પુણ્યોદય થતાં વિપુલ સંપત્તિવાળા બની જાય છે. તેઓએ પણ વિચાર કરવો જોઇએ કે-' અમે સંપત્તિ પામ્યા એ વાસ્તવિક રીતિએ અમારી આવડત વગેરેનો પ્રભાવ નથી, પરન્તુ પૂર્વકાળમાં અમે જે પુણ્ય આચર્યું હશે, તે પુણ્ય ઉદયમાં આવ્યું તેનો આ પ્રતાપ છે. અને એથી, જ્યાં સુધી પુણ્યની યારી છે ત્યાં સુધીમાં અમારે પુણ્યથી મળેલી આ સંપત્તિનો વધુમાં વધુ સદ્વ્યય કરી લેવો જોઇએ.'

સાંતનુ એના જોરદાર પાપોદયના પ્રતાપે સંપત્તિહીન

તો બની ગયો, પણ ધીરે ધીરે એ એવી અવસ્થાને પામ્યો કે–'ખાવું શું, પહેરવું શું ?'– એની પણ એને મોટી ચિન્તા થઈ પડી. જેમ જેમ એ પ્રયત્ન કરતો ગયો, તેમ તેમ એ પાછો પડતો ગયો અને તેની મુશ્કીબતમાં વધારો થતો ગયો.

તેણે નવેસરથી વ્યાપાર કરવાનો વિચાર કર્યો, પણ વ્યાપાર શરૂ કરવા માટેય ધન જોઈએ અને અલ્પ પણ ધન તેની પાસે રહેવા પામ્યું નહોતું. આથી તે ખૂબ જ વ્યગ્ર ચિત્તવાળો બની ગયો. તેને લાગ્યું કે–'હવે જો જીવવું જ હોય તો ચોરીનો જ આશ્રય લેવો પડશે. ચોરી કરવા સિવાય બીજો કોઈ એવો ઉપાય મને જણાતો નથી કે જે ઉપાયને આદરીને હું અમારા બન્નેનાં પેટ ભરાય અને અંગ ઢંકાય એટલું પણ ધન પ્રમાણિકપણે ઉપાર્જી શકું !'

ઘરની આવી સ્થિતિ સાંતનુની ધર્મપત્ની સુશ્રાવિકા કુંજીદેવીને પણ મુઝવી રહી હતી. બાઈ સમજુ હતી, શાણી હતી, ગમે તેવા દુઃખમાં પતિને આશ્વાસન આપે એવી હતી અને થોડામાં થોડું મળે તોય ચલાવી લે એવી હતી; કેમ કે–એ ધર્મનિષ્ઠ હતી ! પરન્તુ થોડુંય ન મળે ત્યારે કરવું શું ?–એની એને મન પણ પાકી મુઝવણ હતી.

આમ સુશ્રાવક–સુશ્રાવિકા પતિ–પત્ની મુઝવણમાં દિવસો પસાર કરતાં હતાં. એવામાં પ્રસંગ પામીને સાંતનુએ કુંજીદેવીને કહ્યું કે–'હવે તો ચોરી કરીને દ્રવ્ય મેળવવા સિવાય કોઈ આરો નથી. ચોરી કરવાથી પણ જો થોડુંકેય દ્રવ્ય મળી જાય તો વ્યાપાર થઈ શકે અને વ્યાપારમાંથી જો દ્રવ્યોપાર્જન થાય તો જ આપણાથી નભી શકાય.'

આ વાત સાંભળીને કુંજીદેવી પણ ચિન્તામાં પડી ગઈ. ચિન્તા કરતે કરતે તેણીને પણ લાગ્યું કે–'ખરેખર, ચોરી કર્યા વિના આરો નથી.' કેમ કે–કોઈ પાસે માગવાને હાથ લંબાવી શકવા જોગી તો તેમની સ્થિતિ નહોતી. માગવા કરતાં તો મરવું સારૂં, એવું એમનું દિલ હતું. જે રીતિએ એ ઉછરેલાં હતાં, તેનો વિચાર કરતાં તો ઝેર ઘોળી પીએ પણ માંગવાને હાથ ધરે નહિ, એવી એમની મનોવૃત્તિ હતી. અને ચોરી કરવા પાછળ તો એ વિચાર હતો કે–કમાતાંની સાથે જ પાછું પહોંચાડી દઈશું! એ સમજતી હતી કે–'મારા સ્વામિને વ્યાપાર સિવાય કાંઈ આવડતું નથી અને વ્યાપાર માટે તો ધન જોઈએ. તે ધન હવે ચોરી સિવાય મેળવી શકાય તેમ નથી.'

આમ કુંજીદેવીએ પણ પતિના ચોરી કરવાના નિર્ણયને સમ્મતિ આપી; પણ પાછો વિચાર થયો કે–'ચોરી કરવી કોની? અને, ચોરી કરવી શી રીતિએ?' બહુ વિચારને અન્તે કુંજીદેવીએ સાંતનુને કહ્યું કે–'ચોરી કરો તો આપણા કોઈ સારા સાધર્મિકની જ વસ્તુ ચોરજો!'

આ વિચાર પાછળ શું તત્ત્વ છે, એ સમજો છો? એક તો ચોરી કરવી અને તેય પાછી સાધર્મિકની વસ્તુની જ ચોરી કરવી? સાધર્મિક પ્રત્યે તો કેવો ભાવ હોવો જોઈએ? સાધર્મિકનું તો વાત્સલ્ય કરવાનું જ મન હોવું જોઈએ ને? સાધર્મિકને તો દેવાનું જ હોય ને? એનું ચોરાય તો નહિ, પણ કોઈ જો એનું ચોરતો હોય તો ચોરનારને ચોરી કરતાં અટકાવવો એ સાધર્મિકનું કામ છે ને? એને બદલે, સાધર્મિકની જ વસ્તુ ચોરવાનો વિચાર અને નિર્ણય,

એ શું કહેવાય ? પણ અહીં તમારે એ જોવું જોઈએ કે–કેવળ વખાના માર્યા આ લોકોને ચોરી કરવાનો નિર્ણય કરવો પડ્યો છે અને ચોરી જેવું પાપ કરવા છતાં પણ પોતાનું ઉત્તમ કુળ નિન્દાય નહિ, ધર્મ નિન્દાય નહિ, સાધર્મિકો નિન્દાય નહિ, એની ચિન્તા મનમાં રહેલી છે. પારકું લેવું પણ પડે તોય સાધર્મિકનું લેવું, એવો પણ મનોભાવ હોઈ શકે. દુનિયામાં કહેવાય છે કે–'જેવું અન્ન, તેવો ઓડકાર.' ગમે તેનું દ્રવ્ય ઘરમાં આવે અને તે મનના ભાવોને બગાડી મારે તો શું થાય, એવી પણ ચિન્તા શ્રાવક–શ્રાવિકાને હોઈ શકે ને ? દેવ, ગુરૂ અને ધર્મ પ્રત્યેના અમારા ભાવમાં કોઈ વિપરીતતા પ્રવેશી જાય નહિ અન્ય કોઈના દ્રવ્યથી, એવો વિચારેય શ્રાવક–શ્રાવિકાને આવે ને ?

બન્નેએ નિર્ણય કરી લીધો કે–'ચોરી કરવા સિવાય આરો નથી અને ચોરી સાધર્મિકની વસ્તુની જ કરવી.' આ નિર્ણય મનમાં રાખીને સાંતનુ સન્ધ્યાકાળે પ્રતિક્રમણ કરવાને માટે ઉપાશ્રયે ગયો.

સંપત્તિશાલી સુશ્રાવકો શ્રી જિનમન્દિરે અને ઉપાશ્રયે ધર્મક્રિયા કરવાને માટે જાય, તે કેવી રીતિએ જાય ? પોતપોતાના વિભવાનુસાર ઠાઠ–માઠથી જાય. વસ્ત્રાલંકારથી સુસજ્જ બનીને જાય. એમાં પણ શ્રી જિનશાસનની પ્રભાવના છે. આવાઓ પણ આ મન્દિરે અને આ ઉપાશ્રયે ધર્મક્રિયા કરવાને જાય છે, આવો વિચાર જોનારને આવે અને જોનાર જો યોગ્ય હોય તો એના હૈયામાં શ્રી જિનના ધર્મ પ્રત્યે આદરભાવ પ્રગટે તેમ જ એને પણ આવાં ધર્માનુષ્ઠાન આચરવાનું મન થાય.

ઉત્તમ વસ્ત્રાલંકારોથી સુસજ્જ બનીને ઉપાશ્રયે ગયેલા સુશ્રાવકો જ્યારે સામાયિકાદિ ક્રિયા કરે, ત્યારે વિધિમાં જરૂરી વસ્ત્રો સિવાયનાં વસ્ત્રો અને અલંકારો ઉતારીને બેસે. અલંકારોને ઉતારીને સામાયિક–પ્રતિક્રમણમાં બેસવાનો વિધિ પૂર્વકાળમાં પ્રચલિત હતો.

સાંતનુ જેમ ઉપાશ્રયે આવ્યો, તેમ ઘણા સુશ્રાવકો પ્રતિક્રમણ કરવાને માટે આવ્યા હતા એમાં એક શ્રી જિનદાસ નામના શેઠ પણ આવેલા. એમણે પોતાનાં કપડાં સાથે પોતાના ગળામાં પહેરેલો હાર પણ ઉતાર્યો અને તે પોતાનાં કપડાં ભેગો મૂકયો. સાંતનુએ આ જોયું અને એને પોતાના નિર્ણયનો અમલ કરવાની તક મળી ગઈ. તે શ્રી જિનદાસ શેઠની પાસે જ બેસી ગયો.

પ્રતિક્રમણની ક્રિયા ચાલુ હતી અને રાત્રિનો અન્ધકાર વ્યાપી ગયો. સાંતનુએ એ અન્ધકારમાં શ્રી જિનદાસ શેઠનો મોતીનો કીમતી હાર ઉઠાવી લીધો. સાંતનુને ચોરી કરવી જ હતી, એટલે એણે પ્રતિક્રમણ કરવાનો દેખાવ કર્યો હશે પણ સામાયિક નહિ ઉચ્ચર્યું હોય અથવા તો પછી પોતે પ્રતિક્રમણ ઝડપથી કરી લીધું હશે.

હવે જ, શું બને છે, એ ખરેખર જોવા–જાણવા જેવું છે; અને, બોધપાઠેય એમાંથી લેવા જેવો છે.

શ્રી જિનદાસ શેઠે સકળ સંઘ સાથે પ્રતિક્રમણ કર્યું અને સૌની સાથે સામાયિક પાર્યું. એ પછી પોતાનાં વસ્ત્રાલંકાર પહેરવા જતાં, તેમને, પોતાનો હાર ગુમ થયેલો જણાયો.

તેમને ખ્યાલ આવ્યો કે-પોતાની પાસે સાંતનુ બેઠો હતો. બીજું કોઈ એટલું પાસે બેઠું નહોતું. અને સાંતનુ આજે પ્રતિક્રમણુમાંથી વહેલો ઉઠીને ચાલ્યો ગયો હતો.

આથી શ્રી જિનદાસ શેઠ સમજી ગયા કે-'મારો હાર સાંતનુએ જ લીધો હોવો જોઈએ.' અને સાંતનુએ હારની ચોરી કર્યાની કલ્પના આવતાંની સાથે જ શ્રી જિનદાસ શેઠ કમ્પી ઉઠ્યા. પોતાનો હાર ચોરાયો એથી નહિ, પણ આ ચોરી એ મારી જ ભૂલનું પરિણામ છે, એવા વિચારથી એ કંપી ઉઠ્યા.

કોઈ પણ વાતમાં સુશ્રાવકો પોતાની ભૂલ પહેલી તપાસે ને? કોઈ પણ નહિ ઇચ્છવા જોગ બનાવ બન્યો, તો એમાં મારી ભૂલ છે કે નહિ અને છે તો કેટલી છે તથા છે તો એ ભૂલ કેમ સુધરે, એનો વિચાર સુશ્રાવકને તો હોય ને? જે પારકી ભૂલ જ જોયા કરે અને પોતાની ભૂલ જૂએ નહિ, તે પોતાના જૈનપણાને શોભાવે કે શરમાવે? સમજુ તે કે જે પોતાની ભૂલને પહેલી જૂએ અને પોતાની નાની પણ ભૂલને મોટી બનાવીને જૂએ તથા પારકી ભૂલ મોટી હોય તોય તેને નાની બનાવીને જૂએ અને પારકી ભૂલ જોવામાં પણ એના હૈયે પારકાના હિતની ચિન્તા ન હોય એ બને નહિ! ગમે તેવી ભૂલ કરનારનું પણ ભૂંડું તો ઇચ્છાય જ નહિ. તેમાંય સાધર્મિકની ભૂલ તો જૈનને સારી રીતિએ ગળી ખાતાં આવડે. કેમ કે-સાધર્મિક હલકો દેખાય, એમાં તો હું જ હલકો દેખાઉં, એવું જૈનને મન હોય ને?

શ્રી જિનદાસ શેઠ વિચારે છે કે—' આ સાંતનુની આટલી બધી અવદશા થઈ ગઈ ? એના બાપ દાદા મહા ધનવાન હોવા સાથે તેઓ શ્રીસંઘના અગ્રણી હતા. દાનથી અને પરોપકારથી તેમણે શ્રીસંઘની આગેવાનીને પણ દીપાવી હતી. આવા બાપ–દાદાના સંતાન સાંતનુને આવી રીતિએ ચોરી કરવાનો અવસર આવી લાગ્યો ? મહા મુશ્કીબતમાં મુકાઈ ગયા વિના સાંતનુ ચોરી કરે એ બને નહિ, એટલે અત્યારે તે ખૂબ જ વિષમ સ્થિતિને પામેલો હોવો જોઈએ. એનાં માતા–પિતા મરી ગયા પછી મારે જ એની સારસંભાળ રાખવી જોઈતી હતી અને એને સારી રીતિએ સહાય કરવી જોઈતી હતી. હું મારા કર્ત્તવ્યને ચૂક્યો, એનું જ આ પરિણામ છે. સાંતનુએ ચોરી કરી એ ખરેખર તો મારી ભૂલ છે, કેમ કે–મેં જો મારૂં કર્ત્તવ્ય અદા કર્યું હોત તો એને ચોરી કરવાનો વખત આવત નહિ. '

પોતાનો કીમતી હાર ચોરાયો છે એ જાણ્યા પછી, આવો વિચાર આવે ? આ બાબત દરેકે પોતે પોતાના અન્તઃકરણને પૂછવાની છે. ' હાર કેટલો બધો કીમતી ? એની ચોરી ધર્મસ્થાનમાંથી જ ? અને તેય ધર્મક્રિયા કરવાના બહાને ? ધર્મસ્થાનમાં ધર્મક્રિયા કરવાને બહાને આવેલો ચોરી કરે, એનામાં વળી શ્રાવકપણું શાનું ? એવા નામના શ્રાવકોની તો બરાબર ખબર લઈ નાંખવી જ જોઈએ ! '—આવા આવા વિચાર આવવા એ સહેલું ? કે, શ્રી જિનદાસને જેવો વિચાર આવ્યો એવો વિચાર આવવો એ સહેલું ? કેટલી ધીરજ હોય, કર્ત્તવ્ય પ્રત્યે કેટલી નિષ્ઠા હોય અને સાધર્મિકની થઈ

જવા પામેલી અવદશાનો કેટલો દુઃખ લાગે એવું હૈયું હોય, ત્યારે શ્રી જિનદાસને જેવો વિચાર આવ્યો તેવો વિચાર આવે?

આજે 'ખબર લઈ નાંખવી જોઇએ.'–એવી વૃત્તિ વધતી જાય છે અને તે સાથે અનિચ્છનીય બનાવો પણ વધતા જાય છે. હવે તો જો કોઇ મહા ધર્મી પણ સાંતનુએ જેવું કર્યું તેવું કરવા જાય તો એ માર ખાય, એનું કુટુમ્બ વગોવાય અને સાથે સાથે ધર્મ તથા ધર્મસ્થાનોની પણ ભારે અપભ્રાજના થવા પામે!

એટલા ખાતર પણ, કોઈ દુઃખીમાં દુઃખી બની ગયેલા પણ સુશ્રાવકે, સાંતનુએ જેવું કર્યું તેવું કરવાની ભૂલ કરવા જેવી નથી. એ વાત પણ સમજવી જોઈએ કે–આવા પ્રસંગો સાંભળીને કદી પણ સાંતનુએ કર્યું તેવું કરવાનો વિચાર નહિ આવવો જોઇએ, પણ શ્રી જિનદાસે જે કર્યું તેવું કરવાનો જ વિચાર આવવો જોઈએ. સુશ્રાવક પોતે દુઃખમાં આવી પડે ત્યારે શું કરે–એ સમજાવવાને માટે આ પ્રસંગ વર્ણવાતો નથી; પણ પોતાના સાધર્મિક ભાઈને દુઃખી બનેલો જોઈને, દુઃખનો માર્યો અનાચરણ આચરતો જોઈને, સુશ્રાવકે શું કરવું જોઈએ, એ સમજાવવાને માટે આ પ્રસંગ વર્ણવાય છે. એ વાત દરેકે ધ્યાનમાં રાખવી જોઈએ કે–'હું ગમે તેટલો દુઃખી થઈ જાઉં તોય, મારે સાંતનુની જેમ ચોરી કરવાનો વિચાર કરવો એ મારા જૈનપણાને શોભે નહિ!'

અહીં તો એક સુશ્રાવકની ભૂલ બીજા સુશ્રાવકે કેવી રીતિએ સુધારી લીધી એ વાત છે અને તે પણ તમને તમારા

સાધર્મિકો પ્રત્યેના તમારા કર્ત્તવ્યનો ખ્યાલ આવે એ માટે જ અત્રે વર્ણવાય છે.

શ્રી જિનદાસ શેઠને તો, બીજો કોઈ જ વિચાર આવવાને બદલે, પોતાના કર્ત્તવ્યનો અને પોતાની ભૂલનો વિચાર આવ્યો. અને એટલે જ એમણે પોતાના ગુમ થયેલા હાર વિષે કોઈને કાંઈ કહ્યું નહિ. એમના મનમાં તો હવે એ બાબતની ગડમથલ ચાલતી હતી કે–સાંતનુને એની મુસીબતમાંથી કેમ ઉગારી લેવો!

સાંતનુ પણ હાર ઉઠાવી લઈને સીધો પોતાને ઘેર ગયો હતો અને તે હાર તેણે પોતાની ધર્મપત્ની કુંજીદેવીને સોંપ્યો હતો. સાંતનુના કહેવાથી કુંજીદેવીએ જાણ્યું હતું કે–આ હાર ધર્માત્મા શ્રી જિનદાસ શેઠનો છે; એટલે બીજે દિવસે જ તેણીએ પોતાના પતિને કહ્યું કે–'આપ આ હાર લઈને એ જ ધર્માત્મા શેઠની પાસે જાઓ, તેમને આ હાર આપો અને હાર એમના હાથમાં મૂકતાં કહેજો કે–'આ હારના આધારે મને અમુક રકમ ધીરો!' એ જે રકમ આપે તે તમે લઈ આવો અને એમાંથી વ્યાપાર કરો!'

આ સાંભળીને, સાંતનુ મુઝાયો. તરત જ એણે કુંજીદેવીને પૂછ્યું કે–'એ શેઠ શું પોતાના હારને ઓળખશે નહિ? અને, પોતાના હારને ઓળખીને એ શેઠ ચોર તરીકે મને કોટવાલ પાસે પકડાવી દેશે નહિ?'

કુંજીદેવીએ કહ્યું કે–'આપ ખાતરી રાખો કે એવું કાંઈ જ નહિ બને. ચોક્કસ એ શેઠ મહા શ્રાવક છે. એટલે

એ તમને પકડાવશે તો નહિ પણ ખુશીથી તમને જોઈતી રકમ આપશે.'

સાંતનુ પૂછે છે કે-' શું શ્રાવકો પોતાના અપરાધીને પણ દંડ આપે-અપાવે નહિ ?'

તોય કુંજીદેવી કહે છે કે-' એ શેઠ મહા શ્રાવક છે. એમના વિષે તમે આવી શંકા પણ કરો નહિ. જો એ મહા શ્રાવક ન હોત તો એમણે ક્યારનીય તમને પકડાવવાની તજવીજ કરી હોત અને આપણો ફજેતો થઈ ગયો હોત. એમનો હાર ચોરાઈ ગયો અને તમારા ઉપર શંકા આવે એવું હોવા છતાં પણ એમણે હારની ચોરીની વાત જરાય બહાર પડવા દીધી નથી. એથી મને તો લાગે છે કે-એ શેઠ તમારા દુઃખે દુઃખી થતા હશે ! મેં જો મદદ કરી હોત, સંભાળ રાખી હોત, તો તમારો આવો વખત આવત નહિ. એમ તમારે માટે એમને લાગતું હશે. જો એમનાથી કાંઈ ખરાબ થવાનું હોત તો અત્યાર સુધીમાં થઈ ગયું હોત પણ હાર ચોરાયાની વાત ગણે-હણે પણ ક્યાંય સંભળાતી નથી. એટલા ઉપરથી અને હું તેમને ઓળખું છું તે ઉપરથી આપને ખાતરીથી કહું છું કે-એ શેઠ તમને પકડાવશે તો નહિ, પણ તમને મદદ કર્યા વિના પણ રહેશે નહિ; માટે, આપ કશી પણ શંકા મનમાં રાખ્યા વિના આ હાર લઈને એ શેઠની પાસે જાઓ, આ હાર એ શેઠને આપો અને આ હારના આધારે ઉછીના પૈસાની માગણી કરો !'

સાંતનુને પોતાની ધર્મપત્ની કુંજીદેવીની બુદ્ધિમાં અને ધર્મભાવનામાં વિશ્વાસ હતો. એની પણ શ્રી જિનદાસ શેઠનો

હાર પચાવી પાડવાની દાનત નહોતી. એને ચોરી કરવી પડી હતી, પણ એનું હૈયું ચોર નહોતું. આથી તેણે કુંજી-દેવીની વાત કબૂલ કરી અને પોતે ચોરેલો હાર લઈને તે શ્રી જિનદાસ શેઠની પેઢીએ પહોંચ્યો. શ્રી જિનદાસને પગે લાગીને બેઠો.

એને આવેલો જોઈને શ્રી જિનદાસને પણ આનન્દ થયો. પોતાના મનમાં જે ગડમથલ ચાલતી હતી, તેનો ઉકેલ આવશે, એમ શ્રી જિનદાસને લાગ્યું. શ્રી જિનદાસ સાધર્મિકનું પ્રસંગાનુરૂપ વાત્સલ્ય કરવાને ઇચ્છતા હતા અને એ તક એમને મળી ગઈ.

શ્રી જિનદાસે સાંતનુને તરત જ કુશળ સમાચાર પૂછ્યા અને તેય આદર સાથે પૂછ્યા. એથી સાંતનુમાં બોલવાની હિંમત આવી. એણે પોતાના ગજવામાંથી હાર કાઢીને શ્રી જિનદાસના હાથમાં મૂક્યો અને કહ્યું કે–'પાંચ હજારની જરૂર છે માટે આ હાર લઈને આપની પાસે આવ્યો છું. આપ આ હાર આપની પાસે રાખો અને મને આના ઉપર પાંચ હજાર ધીરો !'

શ્રી જિનદાસ શેઠ તો હાર હાથમાં આવતાં જ હાર પોતાનો છે એ સમજી ગયા, પણ એ વખતે એમનો પુત્રેય પેઢી ઉપર હાજર હતો અને તેણે પણ એ હારને પોતાના હાર તરીકે ઓળખી કાઢ્યો. શ્રી જિનદાસ સમજી ગયા એટલે પુત્ર કાંઈ અજુગતું બોલી નાંખવાની ભૂલ કરે તે પહેલાં તો તેમણે પુત્રને આજ્ઞા કરી કે–' આ હાર તીજોરીમાં મૂકી રાખો અને આ શેઠને પાંચ હજાર હમણાં જ ગણી આપો.'

શ્રી જિનદાસ શેઠનો પુત્ર પણ આજ્ઞાંકિત હતો પિતાની આજ્ઞા સામે પ્રશ્ન ઉઠાવે એવો એ નહોતો. એ સમજતો હતો કે–' એ હાર આપણો છે એ પિતાજી પણ સમજી શક્યા જ હશે, છતાં પણ તેઓ પાંચ હજાર આપવાની આજ્ઞા કરે છે, તો તેની પાછળ કોઈ રહસ્ય હશે. ' આથી તરત જ તેણે પાંચ હજાર સાંતનુને ગણી આપ્યા. શ્રી જિનદાસ શેઠે પાંચ હજાર લઈને જતા સાંતનુને કહ્યું કે–' જુઓ કોઇ વાતે મુઝાશો નહિ આ તો ઠીક છે, પણ જ્યારે તમને જરૂર પડે ત્યારે તમે વગર સંકોચે મારી પાસે આવજો.'

જોયું સાધર્મિક વાત્સલ્ય ? સાધર્મિક પ્રત્યે કેવો ભાવ હોવો જોઈએ, એ આમાંથી શીખવા જેવું છે.

સાંતનુના ગયા પછીથી, શ્રી જિનદાસે પોતાના પુત્રને સાંતનુની ઓળખ આપી. કેવા ખાનદાન, ધર્મશીલ અને શ્રીમન્ત કુટુમ્બનો આ નબીરો છે, એ સમજાવ્યું. મહા મુસીબતમાં મૂકાઈ ગયા વિના આ પૈસા લેવાને આવે એવો નથી એમ સમજાવ્યું. પણ ગઈ કાલે આ આપણો હાર ચોરી ગયો હતો એમ કહ્યું નહિ. ઉલટું સાધર્મિક પ્રત્યે આપણું શું કર્ત્તવ્ય છે, એ વિષે જ શ્રી જિનદાસે પોતાના પુત્રને કહ્યું.

આમ શ્રી જિનદાસ શેઠે ખુબ જ ભલી લાગણી સાથે, સાંતનુનું કેમ ભલું થાય અને કેમ એ સુખી થાય એ જ એક ભલી ભાવનાથી પાંચ હજાર અપાવ્યા હતા; અને શ્રી જિનદાસ શેઠની એ ભલી ભાવના સફળ થવા પામી. શ્રી

જિનદાસ જેવા પુણ્યવાનનું દ્રવ્ય પણ સાંતનુના પુણ્યના ઉદયનું કારણ બન્યું.

સાંતનુએ ઘેર જઈને, શ્રી જિનદાસ શેઠ પાસેથી આણેલા પાંચ હજારના દ્રવ્યથી વ્યાપાર શરૂ કર્યો. એનું જે લાભાન્તરાય કર્મ ઉદયમાં આવ્યું હતું, તે ભોગવાઈને ક્ષીણ થઈ જવા પામ્યું હતું અને હવે તેના લાભાન્તરાય કર્મનો ક્ષયોપશમ થવા પામ્યો. એથી, થોડા જ વખતમાં સાંતનુ વ્યાપારમાં ફાવ્યો અને તેને અઢકળ સંપત્તિ પ્રાપ્ત થવા માંડી.

કુંજીદેવીએ કહ્યું કે–'પહેલી તકે તમે શ્રી જિનદાસ શેઠની રકમ વ્યાજ સાથે પાછી આપી આવો.'

હવે તે સાંતનુ ફરીથી શ્રી જિનદાસ શેઠની પેઢીએ પહોંચ્યો. પહેલી વાર લેવા ગયો હતો અને આ વાર દેવા ગયો હતો. તેણે મૂળ રકમ અને તે સાથે તે દિન સુધીના તે રકમના વ્યાજની રકમ પણ શ્રી જિનદાસ શેઠના હાથમાં મૂકી.

શ્રી જિનદાસ શેઠના હર્ષનો પાર રહ્યો નહિ. પોતાની રકમ પાછી આવી એનો એમને હર્ષ નહોતો, પણ પોતાનો સાધર્મિક દુઃખમાંથી ઉગરી ગયો અને તેનો ઉદ્ધાર થઈ ગયો એનો એ મહાનુભાવને હર્ષ હતો. એમને પોતાનું કર્ત્તવ્ય અદા કર્યાનો સંતોષ હતો અને પોતે કર્ત્તવ્ય અદા કર્યું એનું જે સુન્દર ફળ આવ્યું એનો આનન્દ હતો.

સાંતનુને જરા પણ ઓછું ન આવે એ માટે શ્રી જિનદાસ શેઠે પોતાની રકમ વ્યાજ સાથે લઈ લીધી, પણ એ જ વખતે તીજોરીમાં મૂકેલો પેલો હાર કાઢીને સાંતનુને આપવા માંડ્યો.

એ વખતે સાંતનુની આંખોમાંથી આંસુ વહે જતાં હતાં. શરમથી એનું મોઢું લેવાઇ ગયું હતું. એણે શ્રી જિનદાસ શેઠ પાસે પોતાની ભૂલ કબૂલ કરી, એ માટે ક્ષમા માગી અને હાર સંબંધી વધુ કાંઈ કહીને પોતાને નહિ શરમાવવાની શ્રી જિનદાસ શેઠને વિનંતિ કરી.

આ પ્રસંગ જ એવો હતો કે–શ્રી જિનદાસ જેવા પુણ્યવાનની આંખોમાં પણ આંસુ આવી ગયા વિના રહે નહિ. સાંતનુને એ કહે છે કે–'ભૂલ તમે નથી કરી પણ ખરેખર તો ભૂલ મેં જ કરી હતી. તમે તો મારી આંખો ઉઘાડી નાંખી. હું મારૂં સાધર્મિક પ્રત્યેનું કર્ત્તવ્ય ભૂલી ગયો હતો, તે તમે મને જાગ્રત કર્યો. હું તો એ માટે તમારો ઉપકાર માનું છું.'

સાંતનુએ કહ્યું કે–'આપના મહા શ્રાવકપણાનો આ પ્રતાપ છે. આપને ઠેકાણે કોઈ બીજો હોત તો મારી ગતિ કયી થાત? આપે તો મારો ઉદ્ધાર કર્યો છે. આપે મારા ઉપર કેવળ ધર્મબુદ્ધિએ જે ઉપકાર કર્યો છે, તેને હું કદી પણ નહિ વિસરી શકું. તો આપ મને મારી ભૂલ માટે ક્ષમા કરો!'

શ્રી જિનદાસ કહે છે કે–'નહિ ભાઈ! મેં જે તમારા જેવા મારા સાધર્મિક ભાઈની સારસંભાળ ન રાખી અને એથી મારા સાધર્મિક ભાઈ એવા તમને જે આવું કાર્ય કરવાની ફરજ પડી, તે માટે હું જ તમારો ગુનેગાર છું; અને તમે મને એ માટે ક્ષમા કરો, એ જ મારી તમારી પાસે માગણી છે.'

જોઈ ક્ષમાપના? બન્નેની ક્ષમાપના જોવા જેવી, જાણવા જેવી, અનુમોદવા જેવી અને એવો અવસર આવી લાગે ત્યારે આચરવા જેવી છે ને?

બન્ને ક્ષમાપનાના શુદ્ધ ભાવમાં રમતા છૂટા પડે છે. તે પછી એ નગરમાં ભગવાન શ્રી મહાવીર પરમાત્મા પધારે છે. સૌની સાથે આ બન્ને સુશ્રાવકો ભગવાનના દર્શને જાય છે. ત્યાં ભગવાનના શ્રીમુખે ધર્મદેશનાનું શ્રવણ કર્યા બાદ, એ બન્નેય પોતપોતાની ભૂલ માટે ભગવાન પાસે પ્રાયશ્ચિત્ત માગે છે.

આવા આત્માઓ મોટે ભાગે તો પોતાના પરિતાપથી જ શુદ્ધિ સાધી લે ને? ભગવાનની દેશના સાંભળવાને મળેલા લોકો તો આ બન્નેની વાત સાંભળીને આશ્ચર્યમુગ્ધ બની ગયા.

★

## ૭. શાસન મળ્યું ને ગર્વ ગળ્યો :

આ સંસાર ખરેખર ઝેરી છે. સંસારનું સુખ, જો એનો તીવ્ર રાગ ને રસ હોય તો, જીવને માટે ઝેર જ છે. શ્રી જિન મળવા છતાંય શ્રી જિનશાસનને કોઈએ આરાધવા ન દીધું હોય, તો તે સંસારના સુખના તીવ્ર રાગે અને

તીવ્ર રસે. સંસારના સુખની અતિ લાલચે, ખોટી મહત્ત્વાકાંક્ષાએ, જગતની દૃષ્ટિએ જ સારા થવાની મહા ઈચ્છાએ, જીવને, શ્રી જિન મળવા છતાંય શ્રી જિનશાસનને આરાધવા દીધું નથી. એટલે આ બધાં મહા વિષો છે. એ વિષોને વિષ તરીકે નહિ ઓળખનારાઓને, શ્રી ગણધર ભગવન્તોએ રચેલાં આગમશાસ્ત્રોનું અવલોકન કરવા છતાં અને અનેક મહાપુરૂષોને શ્રી જિનશાસનની આરાધનાદિ કરતાં જોવા છતાં પણ, શ્રી જૈન શાસન જડે જ નહિ. કારણ કે—એમની આંખ મોક્ષને શોધતી હોતી નથી, પણ સંસારના સુખને જ શોધતી હોય છે. તમારી આંખ સંસાર તરફ છે કે મોક્ષ તરફ છે? દુનિયાના લોકો તરફ છે કે શ્રી જૈન શાસનને વફાદાર મહાપુરૂષો તરફ છે? તમને દુન્યવી ચીજોનું આકર્ષણ વધારે છે કે શ્રી જિનશાસનનું આકર્ષણ વધારે છે? અરે, તમને કોરાં ત્યાગ—સંયમ—તપ વગેરે ગમે છે કે તમારે શ્રી જિનની આજ્ઞાનો પ્રેમ અને શ્રી જિનની આજ્ઞાનું પાલન જોઈએ છે?

સુવિહિતશિરોમણિ આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા જેવાને શ્રી જિનશાસન મળતાં શું લાગ્યું? જ્યાં સુધી એમને શ્રી જિનશાસન મળ્યું નહોતું ત્યાં સુધી એ ગર્વોન્મત્ત કમ નહોતા, પણ એમને જ્યાં શ્રી જિનશાસન મળ્યું એટલે એમનો ગર્વ ગળી ગયો. અજ્ઞાનવશ પોતામાં કેવો ઉન્મત્તભાવ આવી જવા પામ્યો હતો, એનું એ મહાપુરૂષને શ્રી જૈન શાસન મળતાં ભાન થઈ ગયું.

પહેલાં તો એ માનતા હતા કે—આ જગતમાં મારા જેવો કોઈ વિદ્વાન છે જ નહિ. મારૂં કહેલું બીજાઓ ન

સમજી શકે એ બને, પણ કોઈનું ય કહેલું હું સમજી શકું નહિ એ તો બને જ નહિ. આવું એમને અભિમાન હતું અને પોતે માનેલી વિરુદ્ધ વસ્તુની ઉન્મત્ત બનીને અવગણના કરતાં પણ એ અચકાતા નહિ.

આમ છતાંય, મૂળ સારું હતું માટે ફળ સારું આવ્યું. હૈયાના એ અપ્રમાણિક નહિ હતા, પણ પ્રમાણિક હતા. એ જે રીતિએ શ્રી જૈન શાસનને પામ્યા, એ રીતિએ આજનો કોઈ શ્રી જૈન શાસનને પામી શકે એવું ભાગ્યે જ બને. પોતાની પ્રતિજ્ઞાને એ ખૂબ જ પ્રમાણિકપણે વળગી રહ્યા, માટે જ એ શ્રી જિનશાસનને પામી શક્યા.

જે પ્રતિજ્ઞાને કારણે એ શ્રી જિનશાસનને પામ્યા, એ પ્રતિજ્ઞા એમણે જાહેરમાં સ્વીકારેલી નહોતી. એમની એ પ્રતિજ્ઞા ખાનગી જ હતી. એમણે દાંડી પીટાવી નહોતી કે-હું આવી પ્રતિજ્ઞા કરું છું. છતાં એ પ્રતિજ્ઞા એમણે પાળી. આજે તો જાહેરમાં અને જોરશોરથી પણ કરેલી પ્રતિજ્ઞાની ચિન્તા કરવાનું કામ નથી, આવી માન્યતા વધી ગઈ છે.

એમણે જે પ્રતિજ્ઞા કરી હતી, તે એવી હતી કે-જે કોઇના પણ ઉચ્ચારેલા વચનને હું સમજી શકું નહિ, તેનો હું શિષ્ય બની જાઉં ! અને આ પ્રતિજ્ઞા એમણે જેમ-તેમ કરી નાંખી નહોતી. એ કાળમાં એ અસાધારણ કોટિના વિદ્વાન હતા. ચૌદ વિદ્યાના પારગામી તરીકેની એમની નામના હતી. એટલે એમની પ્રતિજ્ઞાને ભૂમિકા નહોતી એમ નહિ, પણ એમની કલ્પના ભૂલભરેલી હતી. નહિતર તો એ સમજત કે-હું ગમે તેવો વિદ્વાન છું પણ સર્વજ્ઞ તો નથી જ.

પણ વિચારવા જેવી ખરી વાત તો, એમણે એમની પ્રતિજ્ઞાનું જે પ્રકારે પાલન કર્યું છે, એ છે.

રાજ્યના એ મહા પુરોહિત હતા. એમના વર્ગમાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કોટિની ગણાય એવી મહત્તાને એ પામેલા હતા. અને સમર્થ વિદ્વાન તો હતા જ. છતાં પણ જ્યારે એમને એક સાધ્વીજીના શ્રીમુખે ઉચ્ચારાએલું એક સામાન્ય પદ્ય ન સમજાણું, એટલે એ એ સાધ્વીજીના શિષ્ય બનવાને તૈયાર થઈ ગયા.

એ વાતની ખુદ એ સાધ્વીજીનેય ખબર નથી. હરિભદ્ર પુરોહિત એ માર્ગે થઈને જઈ રહ્યા હતા. ચાલતાં ચાલતાં એમના કાને સાધ્વીજીએ ઉચ્ચારેલું પદ્ય પડ્યું અને એ પદ્યનો અર્થ સમજાયો નહિ એટલે એ ત્યાં જ થંભી ગયા.

સાધ્વીજી તો સ્વાધ્યાયમાં રક્ત હતાં. સાધુ–સાધ્વીના સ્થાને તો શાસ્ત્રની વાતો જ ચાલતી હોય ને? સ્વાધ્યાય સિવાયના સમયમાં પણ સાધુ–સાધ્વીના સ્થાને વાતચીતેય શાસ્ત્રની વાતોથી જ ગર્ભિત હોય ને? એ સ્થાને ચાલતી વાતચીત પણ જો કોઈના કાને પડે, તો પણ એને એમ જ લાગે ને કે, અહીં તો કેવળ ધર્મનો જ વ્યાપાર ચાલી રહ્યો છે?

પેલાં સાધ્વીજી જે પદ્ય બોલ્યાં, તે હરિભદ્ર પુરોહિતને સંભળાવવા બોલ્યાં નહોતાં. એ પદ્ય હરિભદ્ર પુરોહિતે સાંભળ્યું એનીય એમને ખબર નહોતી. પણ એ પદ્ય સંભળાયું ને સમજાયું નહિ, એણે હરિભદ્ર પુરોહિતને બેચેન બનાવી દીધા. અર્થ વિચારવાને એ થોભ્યા, પણ બહુ વિચારતાંય જ્યારે

અર્થ સમજાયો નહિ, એટલે એ પોતાના ઘર તરફ જવાને બદલે સાધ્વીજીના સ્થાનમાં પેઠા.

સાધ્વીજીની પાસે પહોંચીને એમણે કહ્યું કે-માતા ! આપ જે પદ્ય બોલ્યાં તેનો અર્થ મને સમજાતો નથી. આજથી હું આપનો શિષ્ય છું. આપ મને એ પદ્યનો અર્થ સમજાવો. મારે પ્રતિજ્ઞા છે કે-જેના બોલેલાને હું સમજી શકું નહિ, તેનો હું શિષ્ય બની જાઉં. એટલે આજથી આપ મને આપના શિષ્ય તરીકે સ્વીકારવાની કૃપા કરો અને આપના શિષ્ય તરીકે સ્વીકારીને, આપ મને આપે ઉચ્ચારેલા પદ્યનો અર્થ સમજાવો.

આવા અવસરે સાધ્વીજી શું કરે ? પોતાના ભક્ત તરીકે સ્વીકારી લે અને અર્થ સમજાવી દે ? માર્ગને નહિ પામેલાથી એવી ભૂલ થઈ જવા પામે, પણ આ સાધ્વીજી તો માર્ગને પામેલાં હતાં. જે કોઈ માર્ગને પામેલા હોય અને માર્ગની આરાધનામાં ઉજમાળ હોય, તે સાધુ હોય કે સાધ્વી હોય, પણ અધિકાર વિનાની કોઈ પ્રવૃત્તિ એ કરે નહિ.

સાધ્વીજીએ કહ્યું કે-આમ અર્થ કહેવાનો અધિકાર અમને નથી. અમે તો અમારા ગુરૂમહારાજને આધીન છીએ. તમારે અર્થ સમજવો હોય તો તમારે અમારા ગુરૂ મહારાજની પાસે જવું જોઈએ અને તેઓશ્રીના શિષ્ય બનવું જોઈએ.

સાધ્વીજીના આ જવાબમાં પણ શ્રી જિનની આજ્ઞાનો પ્રેમ દેખાઈ આવે છે. આજે તો પ્રાયઃ ઘણા જીવો વચમાંથી જ પાછા હડસેલાઈ જાય છે. કારણ કે-બધા વિદ્વાન ! ? બધાં

વક્તા ! ? બધા લેખક ! ? કોઈ આવ્યો એટલે એક અહીંથી ઉપકાર કરવાને તૈયાર ને બીજો પણેથી ઉપકાર કરવાને તૈયાર ! એટલે, નવો આવેલો વચ્ચેથી જ અટકી જાય. ગુરૂમહારાજ સુધી એને વચલા ભાગ્યે જ પહોંચવા દે. આ શું સૂચવે છે ? આજ્ઞાના પ્રેમની ખામી જ સૂચવે છે ને ? આજ્ઞાનો પ્રેમ હોય તો અધિકાર વિનાની પ્રવૃત્તિ કરવાનો રસ હોય નહિ. કોઈ વાર ભૂલ પણ થઈ જવા પામે, તોય આજ્ઞાનો પ્રેમ હોય તો એ ભૂલ ડંખ્યા વિના રહે નહિ.

શ્રી જિનની આજ્ઞાનો પ્રેમ આવી જાય, આજ્ઞાપ્રધાન જીવન જીવવાનો નિર્ણય થઈ જાય, પછી 'હું શું છું.' અથવા તો 'હું કેવો વિદ્વાન આદિ છું.'—એ બીજાને બતાવવાનું મન જ પ્રાયઃ રહેતું નથી. એને મન પોતાને કોઈ સારા કહે એની ફુટી કોડીનીય કિંમત હોતી નથી. શ્રી જિનને અને શ્રી જિનની આજ્ઞાને કોઈ પામે, એની જ એને ખરી કિંમત હોય છે. તમે જેને સારા કહો તે સારા જ હોય ને ? તમે જેને સારા કહો તે સારા કે શ્રી જિનની આજ્ઞા જેને સારા કહે તે સારા ? કોઈને સારા કહેતાં પહેલાં તમે શ્રી જિનની આજ્ઞા જુઓ છો ખરા ? કોઇ તમને સારા કહે ત્યારેય તમને એમ થાય છે ખરૂં કે–'અમને સારા કહેવા જેવું અમારામાં સારૂં છે શું ?' આજે મોટે ભાગે તો એવું ચાલી પડયું છે કે–પરસ્પરને સારા કહેવા. સારા તે કે જે અમને સારા કહે, એવું છે ને ? તમને સારા ન કહે એ સારા હોય તો પણ તમને એ સારા લાગે ખરા ? જો આપણે શ્રી જિનની આજ્ઞા જોઈએ નહિ અને

તમે અમને સારા કહો ને અમે તમને સારા કહીએ, તો એમાં આપણો નિસ્તાર કે અધઃપાત ? આરાધ્યપાદ આચાર્યભગવાન શ્રીમદ્ વિજયકમળસૂરીશ્વરજી મહારાજા કહેતા કે–આજે પ્રાયઃ ગદ્ધા ખુરકણી ન્યાય ચાલી રહ્યો છે. ગધેડાં ભેગાં થાય એટલે એક ગધેડું બીજા ગધેડાને કરડે અને બીજું ગધેડું પેલા ગધેડાને કરડે. એક–બીજાને કરડે અને ચળ શમાવ્યાનો સંતોષ માણે. તેમ, તમે કોને સારા કહો છો ? જે તમને સારા કહે તેને કે જે શ્રી જિનની આજ્ઞાની દૃષ્ટિએ સારા હોય તેમને ? એવા માણસો, કે જેઓ જે તેમને સારા કહે તેઓને જ સારા કહે છે અને શ્રી જિનની આજ્ઞાની દૃષ્ટિએ જોતા નથી, તેઓ આપણને ગમે તેટલા સારા પણ કહે, તો પણ આપણે મન તેની કશી જ કિંમત હોવી જોઈએ નહિ. લોભ સારા કહેવડાવવાનો નહિ જોઈએ, પણ શ્રી જિનની આજ્ઞાના પાલનનો લોભ જોઈએ. શ્રી જિનની આજ્ઞાનું પાલન કદાચ બહુ થોડા પ્રમાણમાં હોય, તો પણ શ્રી જિનની આજ્ઞાનો પ્રેમ જો હોય તોય આનન્દ થવો જોઈએ.

જૈનોનો તો એ નિર્ણય જ હોય કે–એક શ્રી જિનશાસનને છોડીને, અન્ય કોઈ તારનાર નથી. જે કોઈ આપણને શ્રી જિનશાસનમાં જોડી આપે, તે આપણા પરમ ઉપકારી છે. તમે અમને ઉપકારી માનતા હો, તો તે શાથી ઉપકારી માનો છો ? ગુરૂ પણ મહા ઉપકારી છે, તે શાથી છે ? એથી જ કે–આપણે જો શ્રી જિનશાસનની સાથે જોડાએલા ન હોઈએ, તો ગુરૂ આપણને શ્રી જિનશાસનની સાથે જોડી આપે છે અને આપણને શ્રી જિનશાસનની સાથે જોડાએલા

રાખે છે. ગુરૂનો ખરેખરો ઉપકાર એ જ છે કે–એ આપણા આત્માને શ્રી જિનશાસન સાથે જોડી આપે, શ્રી જિનશાસનની સાથે જોડાએલા આપણા આત્માને શ્રી જિનશાસનની સાથે જોડાએલો રાખે અને કોઇ સંયોગ વિશેષે પણ આપણો આત્મા શ્રી જિનશાસનથી જરાય ચલિત થવા પામે નહિ તેની કાળજી રાખે. જૈનો તો એવા હોય છે કે–રસ્તે ચાલનારો પણ જો એમને શ્રી જિનની આજ્ઞામાં જોડનાર હોય, તો એને પણ એ પોતાના ગુરૂની દૃષ્ટિએ જુએ અને એના ઉપકારને એ કદી પણ વિસરે નહિ, પણ સદા એના એ ઉપકારને યાદ કરી કરીને મનમાં ને મનમાં એનો ઉપકાર માન્યા કરે. આ શાસનને પામેલાએ તો, આ શાસનને પમાડનાર અથવા તો આ શાસનમાં પુનઃ સ્થાપિત કરનાર બાયડીને પણ ગુરૂ કહેલ છે. આપણા આત્માને જે શ્રી જિનશાસનમાં જોડે, તેનો આપણા ઉપર કેટલો મોટો ઉપકાર? એના જેવો પરમ ઉપકાર બીજો કયો છે? માટે એ શોધો કે, આપણને શ્રી જિનશાસનમાં જોડનાર કોણ છે અને શ્રી જિનશાસનની સાથે જોડાએલા આપણને શ્રી જિનશાસન સાથે જોડાએલા રાખનાર કોણ છે? આજે તો આત્માને શ્રી જિનશાસનની સાથે જોડનારા ઓછા છે, એના કરતાંય જોડાએલા રાખનારા ઓછા છે અને આપણે ખસી જવા પામીએ નહિ એની ચિન્તા રાખ્યા કરનારા તો વળી એથીય ઓછા છે.

આપણી ચાલુ વાત તો એ હતી કે–પેલાં સાધ્વીજી માર્ગને પામેલાં હતાં અને એમના હૈયામાં શ્રી જિનાજ્ઞાનો પ્રેમ હતો, માટે એમણે પોતે ઉચ્ચારેલી ગાથાનો અર્થ હરિ-

ભદ્ર પુરોહિતને કહ્યો નહિ; અને અર્થ સમજવા માટે તથા શિષ્ય બનવા માટે પણ ગુરૂમહારાજની પાસે જ જવાનું તેમણે હરિભદ્ર પુરોહિતને સૂચન કર્યું. સાધ્વીજી સમજતાં હતાં કે–આવાને આમ અર્થ કહેવો એ આવેલાને પાછો ધકેલવા બરાબર છે. મને અર્થ આવડે છે એ જણાવવાનું મન પણ એમને થયું નહિ.

ગુરૂ મહારાજ પણ સમર્થ વિદ્વાન અને શ્રી જિનશાસનના મર્મવેદી હતા. એટલું જ નહિ, પણ જેવા એ વિદ્વાન હતા તેવા એ ઉપકારપરાયણ પણ હતા. અને એવા જ એ અવસરના જાણ પણ હતા. બધો વિચાર એ શ્રી જિનશાસનની આરાધના, રક્ષા અને પ્રભાવનાની દૃષ્ટિએ જ કરતા હતા. હરિભદ્ર પુરોહિત જ્યારે એમની પાસે પહોંચ્યા, ત્યારે એમણે નિર્ણય કરી લીધો કે–આવાને એ ગાથાનો અર્થ એમ ને એમ કહી દેવાય નહિ. આવો માણસ જ્યારે આવા સમર્પિત ભાવે આવ્યો હોય, ત્યારે તો આવાને એવા માર્ગે ચઢાવી દેવો જોઈએ, કે જેથી આ પોતાનો પરમ ઉપકાર સાધવાની સાથે અનેકોનો પરમ ઉપકાર સાધનારો પણ બને અને શ્રી જિનશાસનનો રક્ષક અને પ્રભાવક પણ નીવડે.

એટલે ગુરૂ મહારાજે હરિભદ્ર પુરોહિતને કહ્યું કે–તમારે આ ગાથાનો અર્થ જાણવાને માટે શ્રી જિનશાસનના સાધુ બનવું પડશે અને સાધુ બનીને શ્રી જિનાગમોનો ક્રમસર અભ્યાસ કરવો પડશે.

હરિભદ્ર પુરોહિત માટે આ વાત સહેલી હતી ? સહેલી નહોતી, ઘણી મુશ્કેલ હતી, પણ એમના હૈયાની પ્રમાણિકતાએ

આ વાતને પણ એમને માટે સહેલી બનાવી મૂકી. એ કહી શકતા હતા કે–'હું અર્થ સમજવાને આવ્યો છું, પણ સાધુ બનવાને નહિ! આપને મને સાધુ બનાવ્યા વિના અર્થ કહેવો હોય તો કહો, નહિ તો જેવી આપની મરજી.' પોતાના મનને પણ એ મનાવી શકતા હતા કે–મેં જે પ્રતિજ્ઞા કરી હતી તે શિષ્ય બનવાની કરી હતી, પણ સાધુ બનવાની નહિ! પણ એમણે ન તો એવું કાંઈ વિચાર્યું કે ન તો એવું કાંઈ કહ્યું. એમણે નક્કી કર્યું કે–સાધુના શિષ્ય થવું હોય તો સાધુ બનવું પડે. જેના આપણે શિષ્ય બન્યા, તે સાધુ બનવાનું કહે તો સાધુય બનવું પડે. સાધુ બનીને પણ અર્થ તો જાણવો જ, એ જ એમનો નિશ્ચય હતો. આથી જ એ શ્રી જિનશાસનને પામી શક્યા. ગુરૂ મહારાજને એમણે વિનંતિ કરી કે–આપ કૃપાળુ જે ફરમાવો તે કરવાની મારી તૈયારી છે. અને ગુરૂ મહારાજે પણ એમને શ્રી જિનશાસનની દીક્ષા આપી. એમનો વિદ્વત્તાનો ગર્વ તો ક્યારનોય ગળી ગયો હતો, પણ એમનામાં પછી તો એ ગર્વ કરતાંય નમ્રતા અધિક આવી જવા પામી હતી. જેમ જેમ એ ભણતા ગયા, તેમ તેમ એ નમ્ર બનતા ગયા. અને જ્યારે એમણે શ્રી જિનાગમોનો અભ્યાસ કરી લીધો, ત્યારે તો એ એથી પરમ આનન્દ અનુભવવા લાગ્યા. એમને એમ થઈ ગયું કે–જો મને શ્રી જિનાગમની પ્રાપ્તિ થઈ હોત નહિ, તો મારૂં થાત શું?

તમને પણ શ્રી જિનાગમ મળ્યું તો છે ને? ભણવાને નહિ પણ સાંભળવાને તો મળ્યું છે ને? તો, તમને શું લાગ્યું છે? 'મને જો શ્રી જિનની આજ્ઞા જાણવાને ન મળી

હોત, તો મારું થાત શું ?'–આવું કાંઈ તમને કદી પણ થયું છે ખરું કે નહિ ? 'શ્રી જિનની આજ્ઞાને હું ભલે થોડી આચરી શકતો હોઉં, ઘણે અંશે હું શ્રી જિનની આજ્ઞાને આચરી શકતો નથી, પણ આચરવા લાયક તો એક માત્ર શ્રી જિનની આજ્ઞા જ છે, અને જે કોઈ શ્રી જિનાજ્ઞાને આચરતા હોય તેમનો જ હું દિલનો સેવક છું.'–આવું તમારા હૈયામાં ઉગ્યું છે કે નહિ ? તમને જે જે મહાપુરૂષો ગમે છે, તે શાથી ગમે છે ? એ ત્યાગી છે, સંયમી છે, તપસ્વી છે, એટલા જ માટે ? કે, એ શ્રી જિનાજ્ઞાના પાલક છે, શ્રી જિનાજ્ઞાના પ્રચારક છે અને જે કોઈ જીવ એમના પરિચયમાં આવે તે જીવને શ્રી જિનાજ્ઞા પ્રત્યે ઢળતા હૈયાવાળા બનાવવાનો પ્રયત્ન કરવામાં એ રત રહે છે માટે ? તમને ધર્માચાર્યો ગમે છે, પણ તે કેમ ગમે છે એ પ્રશ્ન છે. શ્રી જિનની આજ્ઞા એમને હૈયે ન હોય તો એ તમને ગમે ખરા ? એમનો કોરો ત્યાગ, સંયમ અને તપ તમને ગમે છે કે એમનો ત્યાગ, સંયમ અને તપ શ્રી જિનાજ્ઞાથી મંડિત છે, માટે એમનો ત્યાગ, સંયમ અને તપ તમને ગમે છે ?

દેવતત્ત્વ અને ધર્મતત્ત્વની વચ્ચે ગુરૂતત્ત્વને રાખ્યું છે, તે શાથી રાખ્યું છે ? પોતાના વર્તનથી ને વચનથી શ્રી જિનાજ્ઞા બતાવે, એ માટે ને ? દેવતત્ત્વમાં કોણ ? ભગવાન શ્રી જિનેશ્વરદેવો અને શ્રી સિદ્ધ ભગવાનો. ધર્મતત્ત્વ કયું ? શ્રી જિનની આજ્ઞા એ ધર્મ. શ્રી જિનની આજ્ઞા સિવાયનું કશું જ જેના હૈયે કલ્યાણકારી તરીકે વસ્યું નથી અને એ સિવાયનું કશું જ આચરવાની જેમની ઇચ્છા નથી; એ

માટે જેમણે સંસારનો ત્યાગ કર્યો છે અને સંયમનો સ્વીકાર કર્યો છે; અને યોગ્યતા પામીને જેઓ શ્રી જિનની આજ્ઞાને પોતે જીવવા સાથે સૌ કોઈને શ્રી જિનની આજ્ઞા જીવતા કરવાને મથે છે, એ જ ગુરૂતત્ત્વમાં ગણાય ને? ત્યારે ગુરૂ બતાવે શું? શ્રી જિનની આજ્ઞા. જેઓ ત્યાગાદિ બીજું બધું કરતા હોય પણ શ્રી જિનની આજ્ઞા બતાવતા ન હોય પણ શ્રી જિનની આજ્ઞાથી ઊલટું કરવા-કરાવવાની પ્રેરણાદિ કરતા હોય, તેઓ ગમે તેવા ત્યાગ આદિને ધરનારા હોય તો પણ તમારૂં હૈયું એમનો ગુરૂ તરીકે સ્વીકાર કરે નહિ ને? એટલા જ માટે કહ્યું છે કે-ધર્મ શ્રી જિનાજ્ઞાથી પ્રતિબદ્ધ છે. અહિંસાદિ એ ધર્મ કે શ્રી જિનની આજ્ઞા એ ધર્મ? અહિંસાદિ એ ધર્મ ત્યારે જ, કે જ્યારે એ શ્રી જિનની આજ્ઞાથી પ્રતિબદ્ધ હોય. જે અહિંસાદિ શ્રી જિનની આજ્ઞાથી પ્રતિબદ્ધ ન હોય, તે અહિંસાદિ પણ ધર્મ નહિ. એટલે ધર્મ શામાં? શ્રી જિનની આજ્ઞામાં! દેવાધિદેવ ભગવાન શ્રી જિનેશ્વરદેવો અને ધર્મ શ્રી જિનાજ્ઞામાં! ભગવાન શ્રી જિનેશ્વરદેવો જે ક્ષેત્રમાં વિચરતા ન હોય, તે ક્ષેત્રમાં પણ ધર્મ હોઈ શકે ને? તો એ ધર્મ બતાવે કોણ? ગુરૂ, કે જે પોતાના મનને, પોતાના વચનને અને પોતાની કાયાને પણ શ્રી જિનાજ્ઞાને અર્પિત કરી ચૂકેલા હોય.

★

## ૮. શ્રી કુમારપાળનો સમર્પિત ભાવ :

તન, મન અને ધન એ ત્રણેય દેવ–ગુરુને ચરણે સમર્પિત કરી દેવાની ભાવના હોવી જોઈએ અને જેના હૈયે શ્રી જિન, શ્રી જિનના સાધુ અને શ્રી જિનની આજ્ઞાને ચરણે તન–મન–ધન સમર્પિત કરી દેવાની ભાવના હોય, એ સાચો જૈન કહેવાય. શ્રી જિનના સાધુ એટલે શ્રી જિનાજ્ઞામય જીવન જીવવાના જ એક લક્ષ્યવાળા અને એમાં જે કાંઈ દોષ થાય તેની શુદ્ધિ સાધવાના અર્થી. શ્રાવક એટલે એ દેવને અને એ ગુરુને સમર્પિત. શ્રાવકનું મન એવું કે–મારૂં તન અને ધન વગેરે જે કાંઈ છે તે આ બેની અને આ બેની આજ્ઞાની સેવામાં વપરાય એ જ સાર્થક. જો આ માનવજન્મને પામીને શ્રી જિનની, શ્રી જિનની આજ્ઞાના પાલક સાધુની અને શ્રી જિનની આજ્ઞામાં તનને, મનને અને ધનને સમર્પિત કરી દેવાનો ભાવ માત્ર પણ આવી જાય, તોય અનન્ત ઉપકારિઓએ આ માનવજન્મની જે મહત્તા ગાઈ છે તે તેના ખરા રૂપમાં ખ્યાલમાં આવી ગઈ ગણાય. આ જીવનમાં આટલું પણ થઈ જાય, તોય તમે રત્નત્રયીને ખૂબ જ નિકટની બનાવી શકો; અને આ જીવનમાં પણ તમે તમારા આત્માના કલ્યાણને માટે અવસરે ધાર્યું કામ કરી શકનારા બની શકો.

મહારાજા શ્રી કુમારપાળ અઢાર દેશના માલિક હતા. રાજ્યનો એ ત્યાગ કરી શક્યા નહોતા, પણ દેવ–ગુરુ–ધર્મને

એ કેવા સમર્પિત હતા એ જાણો છો ? એમને શ્રી જિન-ધર્મની પ્રાપ્તિ ઘણી મોટી ઉમ્મરે થઈ હતી, પણ તે પછીથીય ધર્મને વળગી રહેવામાં એમને કેટકેટલાં વિઘ્નો આવ્યાં હતાં, એનો તમને ખ્યાલ છે ? અને, મરણાન્ત કષ્ટ આવવા છતાં પણ, એમણે, એમણે સ્વીકારેલા ધર્મનું પાલન કર્યું હતું, એ પણ તમે જાણો છો ખરા ?

તમે કોઈ પણ ધર્માનુષ્ઠાન સ્વીકારો, કોઈ વ્રત–તપ–નિયમ તમે લો અને તે પછી નાનું–મોટું ગમે તેવું વિઘ્ન આવે તોય તમે એ વિઘ્નને જીતવાનું સત્ત્વ બતાવો પણ સ્વીકારેલા અનુષ્ઠાનાદિને તજો નહિ કે એમાં પોલ પેસવા દો નહિ, એવું ખરું ? તમને તમારા વ્રતાદિના પાલનમાં, અરે રોજ દર્શન કરવાનો જ માત્ર નિયમ હોય તો તેમાંય કદી વિઘ્ન આવ્યું છે ખરું ? અને વિઘ્ન આવ્યું હોય તો તમે એને ગણકાર્યું જ ન હોય એવું બન્યું છે ખરું ? કેટલાક કહે છે કે–"અમને વિઘ્ન આવે તેમ નથી, કેમ કે–વિઘ્ન આવે એવું કોઈ ધર્મકાર્ય અમે સ્વીકારીએ જ નહિ ને ?" પ્રણિધાનપૂર્વક પ્રવૃત્તિ કરનારે વિઘ્નને જીતવાને તૈયાર રહેવું જ જોઈએ અને તો જ સિદ્ધિ મળે. પણ જ્યાં પ્રણિધાનનું જ ઠેકાણું ન હોય, ત્યાં પ્રવૃત્તિમાં માલ જેવું કાંઈ હોય નહિ અને સામાન્યમાં સામાન્ય વિઘ્નથી અથવા તો વિઘ્ન આવવાની આગાહી માત્રથી પણ એ પ્રવૃત્તિ મુકાઈ જાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી.

શ્રી કુમારપાળના સમયમાં રાજ્યમાં એક ખોટી પરંપરા ચાલી આવતી હતી. કંટેશ્વરી નામની એમની કુળદેવી હતી

અને એ દેવીની સમક્ષ નવરાત્રિના દિવસોમાં સાતમે સાત સો, આઠમે આઠ સો અને નોમે નવ સો પાડાઓનો ભોગ દેવાતો હતો. આ પ્રકારે દેવીપૂજન કરવાનું મહારાજા સિદ્ધરાજની ગાદીમાં પરંપરાથી ચાલ્યું આવતું હતું અને શ્રી કુમારપાળ ગાદીએ આવ્યા પછીથી પણ જીવવધ કરવાની આ ખોટી પરંપરા ચાલુ જ રહી હતી.

દરમ્યાનમાં, મહારાજા શ્રી કુમારપાળ, કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાના સુયોગને પામીને, શ્રી જિનધર્મના આરાધક બન્યા; અને તેમણે પોતે શ્રાવકોચિત હિંસાત્યાગની પ્રતિજ્ઞા કરવા ઉપરાન્ત, રાજ્યમાં પણ અમારીનું યથાશક્ય પ્રવર્ત્તન કરાવવા માંડ્યું.

એમ દિવસો જાય છે. એવામાં નવરાત્રિના દિવસો આવી લાગ્યા. નવરાત્રિના દિવસો આવી પહોંચ્યા એટલે દેવીના પૂજારીઓએ મહારાજા શ્રી કુમારપાળ પાસે આવીને, દેવીપૂજન નિમિત્તે વધ કરવાને માટે જોઈતા પાડાની માગણી કરી. પૂજારીઓએ મહારાજા શ્રી કુમારપાળને એમ પણ કહ્યું કે–જો આ પૂજન નહિ કરવામાં આવે તો કુળદેવતાઓ કોપશે અને કોપેલા કુળદેવતાઓ તમને બરબાદ કરી નાંખશે.

કુળપરંપરા એવી જ ચાલી આવતી હતી અને શ્રી જિનધર્મને પામેલા મહારાજા શ્રી કુમારપાળને ખોટી હિંસામય પરંપરા હવે ચલાવવી એ જરાય ગમતું નહોતું. આથી આવા પ્રસંગે મારે માટે શું કરણીય છે, એ પૂછવાને માટે મહારાજા કુમારપાળ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરી-

શ્વરજી મહારાજાની પાસે પહોંચ્યા અને ત્યાં જઈને તેમણે બધી હકીકત ગુરૂ મહારાજને કહી સંભળાવી.

ગુરૂ મહારાજે જોયું કે–કુમારપાળ અડગ છે અને હિંસામય ખોટી પરંપરા અટકાવી શકાય તેમ છે. એમણે કહ્યું કે–દેવતાઓ માંસ ખાતા નથી, પણ દુષ્ટ દેવતાઓ નિર્દોષ જીવનો સંહાર થતો જોઈને કેવળ કૌતુકથી આનન્દ અનુભવે છે. આ પછી ગુરૂમહારાજે શ્રી કુમારપાળ મહારાજાને આ હિંસાથી બચવાનો અને લોકાપવાદથી પણ બચવાનો ઉપાય દર્શાવ્યો.

એ મુજબ શ્રી કુમારપાળ મહારાજાએ પોતાના કુળદેવતાઓના પૂજારીઓને કહ્યું કે–દેવીપૂજન માટે તમને પાડાઓ આપવામાં આવશે, પણ તમારે એનો સંહાર કરવાનો નથી. ભોગ તમારે જોઇએ છે કે દેવીને? દેવીને જો એ જીવોના માંસનું ભક્ષણ કરવું હશે તો ખુદ દેવી જ એ જીવોને મારી નાંખીને એમના માંસનું ભક્ષણ કરશે.

આમ કહીને શ્રી કુમારપાળે જોઈતી સંખ્યામાં પાડા આપ્યા અને એ બધા પાડાને દેવીના મંદિરમાં પૂરાવીને મંદિરનાં દ્વાર બંધ કરાવી દીધાં. વાત એ જ હતી કે–દેવીને ભોગ લેવો હોય તો લે, પણ અમારે તે આપવો નથી.

બીજે દિવસે મંદિર ઉઘાડીને જોયું તો એક પણ પાડો મરેલો નહિ. શ્રી કુમારપાળે દેવીના પૂજારીઓને કહ્યું કે–દેવી માંસલોલુપ નથી, પણ તમે જ માંસલોલુપ છો. તમે લોકોએ જ તમારી માંસલોલુપતાને ખાતર અમારા કુળમાં આવી ખોટી રૂઢિ પેસાડી દીધી છે. તમારા કહેવાથી કુળક-

મને નામે મેં પણ અત્યાર સુધી આવી હિંસા થવા દીધી, એનો મને અત્યારે ભારે શોક થાય છે.

આમ કહીને એ પાડાઓના વેચાણથી ઉત્પન્ન થયેલા દ્રવ્યમાંથી દેવીની સાત્વિક પૂજાનો મહારાજા કુમારપાળે પ્રબંધ કર્યો.

હિંસાની વાત તો આમ પતી ગઈ, પણ કુળદેવીને કોપવાનું એક મોટું કારણ મળી ગયું હતું. મન્દિરમાં પાડાઓને પૂર્યા, તે મંદિરમાં શું કરે? એટલા બધા પાડા ભેગા થાય, ત્યાં દેવીની મૂર્તિની શી હાલત થાય? પાડાઓના પેશાબના અને છાણના છાંટા દેવીની મૂર્તિને ઉડે કે નહિ? શરીરે ખણુજ આવે તો પાડાઓ મૂર્તિ સાથે પોતાના શરીરને ઘસે કે નહિ? એમ દેવીની મૂર્તિની ખૂબ ખૂબ આશાતના થવા પામી અને એથી દેવી ભારે કોપાયમાન થઈ ગઈ.

નવરાત્રિની નવમીની રાત્રિએ શ્રી કુમારપાળ જ્યારે ભગવાન શ્રી જિનેશ્વરદેવના ધ્યાનમાં એકતાન બનીને સૂઈ ગયા, તે વખતે દેવી કંટેશ્વરી કોપાયમાન બની થકી જ્યાં શ્રી કુમારપાળ સૂતા હતા, ત્યાં આવી. એની આંખમાંથી તો જાણે અગ્નિ વરસતો હતો. દેખાવ ભયંકર હતો અને હાથમાં ત્રિશૂળ હતું. કોપથી ધમધમતી ને માર માર કરતી એ આવી હતી. કાચોપોચો તો એને જોતાં જ કંપી ઉઠે ને નસી પડે. પણ આ તો શ્રી કુમારપાળ હતા. એ જાગી ગયા ને એમણે દેવીને જોઈ, પણ એમનું એક રૂંવાડુંય ફરકયું નહિ.

એ કાંઈ બોલ્યા નહિ, એટલે દેવીએ કહ્યું કે—ચૌલુક્ય-

રાજા! હું તારી કુળદેવી કણ્ટેશ્વરી છું. અત્યાર સુધી તારા પૂર્વજોએ અને તેં પણ અમને પાડાનો ભોગ દીધેલો છે, અને તે તારે દેવો જોઈએ; છતાં તેં કેમ આ વખતે ભોગ દીધો નહિ? રાજન્! કુળદેવતાનું અને કુળક્રમે આવેલા આચારનું પ્રાણાન્તે પણ ઉલ્લંઘન કરવું જોઈએ નહિ.

દેવીએ આ પ્રમાણે સમજાવવાનો પ્રયત્ન કર્યો, ત્યારે શ્રી કુમારપાળે દેવીને કહ્યું કે-હે કુળદેવિ! દેવી તો માતા કહેવાય; જગતની માતા કહેવાય. એ વળી પોતાના કોઈ સંતાનનો વધ ઇચ્છે ખરી? અને જ્યારે મેં અને મારા પૂર્વજોએ પહેલાં જીવવધ કર્યો ત્યારે અમે ધર્મતત્ત્વના જાણકાર નહિ હતા. હવે તો હું ધર્મતત્ત્વનો જાણનારો બન્યો છું. એટલે હું જીવોને હણીશ નહિ! ઊલટું, પૂર્વે મેં ને મારા પૂર્વજોએ જે જીવહિંસા કરી, તે પણ મારા અન્તઃકરણને અત્યારે કોરે છે. દેવિ! હું તો તને પણ કહું છું કે-તારે આમ જીવહિંસા કરાવવી એ તને શોભતું નથી. દેવ-દેવી તો દયાળુ હોય. તેથી જો તું ખરેખર જ મારી કુળદેવી હોય, તો તું મને જીવોની દયા કરવામાં સહાય કર. મેં તને જે સાત્ત્વિક ભોગ ધર્યો છે તેનાથી તું તુષ્ટ થા. નહિ તો, હું તો કોઈ પણ જીવને નહિ જ હણું, એ નક્કી વાત છે.

મહારાજા કુમારપાળ જેમ જેમ બોલ્યે જતા હતા, તેમ તેમ દેવીનો કોપ વધ્યે જ જતો હતો. દેવીએ માન્યું કે-આને શિક્ષા કર્યા વિના આ માનશે નહિ. આથી દેવીએ એવું કર્યું કે-શ્રી કુમારપાળના શરીરમાં ભયંકર કોઢ રોગ

એકદમ વ્યાપ્ત થઈ જાય અને એમ કરીને દેવી અન્તર્ધાન થઈ ગઈ.

દેવીના ગયા પછી શ્રી કુમારપાળે જોયું તો જણાયું કે–પોતાનું આખુંય શરીર વહેતા કોઢથી વ્યાપ્ત બની ગયું છે. એ વખતે પણ એમને શો વિચાર આવ્યો છે, એ જાણો છો? એમને આનન્દ થયો છે પણ શોક નથી થયો. દેવીના કોપ સામે પણ પોતે જીવહિંસા નહિ કરવાના નિર્ણયમાં મક્કમ રહ્યા, તેનો એમને આનન્દ છે. એટલું જ નહિ, પણ આ નિમિત્તે વિચાર કરતાં એમના હૈયામાં આખાય સંસાર ઉપર અને પોતાના શરીર પણ વૈરાગ્ય પેદા થઈ જાય છે. એમને શરીરનો ને રાજ્યનો મોહ સતાવી શકતો નથી. ધર્મની રક્ષા માટે એ સર્વ કાંઈ કરી છૂટવાને માટે તૈયાર થઈ જાય છે. એમને થાય છે કે–આ રોગ એ મારા પૂર્વકૃત કર્મનું ફળ છે અને પ્રાણી માત્રને પોતપોતાનું કર્મ અવશ્ય ભોગવવું પડે છે.

આમ એ વિચાર કરે છે, પણ એ વખતે એમને એક બીજો વિચાર આવે છે. મારા આ કર્મોદય નિમિત્તે શ્રી જિનનો ધર્મ નિન્દાવા પામે નહિ, એની એમને ચિન્તા થાય છે. એટલે તરત જ શ્રી કુમારપાળ પોતાના વિશ્વાસુ અને શ્રી જિનધર્મના રાગી શ્રી ઉદયન મંત્રીને પોતાની પાસે તેડાવી લે છે.

મંત્રીશ્વર ઉદયન આવી પહોંચતાંની સાથે જ, શ્રી કુમારપાળ તેમને કુળદેવી આવીને જે કાંઈ કરી ગઈ છે તે કહે છે. અને પોતાનું શરીર બતાવે છે. સાંભળીને અને

જોઈને મંત્રીશ્વરની હાલત તો વજ્રથી હણાયા જેવી થઈ જવા પામે છે. કાંઈ બોલી શકવા જોગી સ્થિતિમાં પણ એ રહ્યા નથી. એ વખતે શ્રી કુમારપાળ મંત્રીશ્વર ઉદયનને કહે છે કે–આમ ગભરાઈ શું જાય છે? આટલું થયું એમાં થઈ શું ગયું છે? મને આ કોઢ વ્યાપી ગયો છે–એ વગેરેથી જરાય દુઃખ થતું નથી. મને જે દુઃખ થાય છે, તે એ વાતનું થાય છે કે–જૈન ધર્મને મારે નિમિત્તે લાંછન લાગશે. મને આ રોગ થયાનું જાણીને ઇતરો કહેશે કે–રાજાને જૈન ધર્મના સ્વીકારનું ફળ અહીં ને અહીં મળી ગયું! જે કોઇ પોતપોતાના કુળક્રમથી ચાલ્યા આવતા ધર્મને તજીને અન્ય ધર્મને સ્વીકારશે, તે રાજા કુમારપાળની માફક આ લોકમાં પણ કષ્ટપાત્ર થશે, એવું લોકમાં બોલાશે. શ્રી જિનધર્મના દ્વેષી લોકો આ તકનો લાભ લઇને શ્રી જિનધર્મની નિન્દા કર્યા વિના રહેશે નહિ અને એ જ વાત મને મારા હૈયામાં સાલી રહી છે. એનો ઉપાય મેં વિચારી રાખ્યો છે અને એ ઉપાયનો અમલ કરવાને માટે જ મેં તને અત્યારે બોલાવ્યો છે. સવાર થાય ને લોક આમાંનું કાંઈ પણ જાણે તે પહેલાં સળગી મરવાની મારી ઇચ્છા છે. હું અહીં બળી મરવાને ઇચ્છતો નથી પણ ક્યાંક બહાર જઈને બળી મરવાને ઇચ્છું છું. એટલે હું ક્યાં ગયો ને મને શું થયું તેની કોઈને પણ કશી જ ખબર પડે નહિ. હવે તો મારો આ જ નિર્ણય છે અને તેનો અમલ કરવાને માટે જ મેં તને બોલાવ્યો છે.

આ સાંભળીને શ્રી ઉદયન મંત્રી વળી ભારે વિમાસ-

ણુમાં પડી જાય છે. એ વિમાસણથી એમનું મન પણ ડગી જાય છે. એમને એમ થઈ જાય છે કે–શ્રી જિનશાસનનો પ્રભાવક રાજા આસ સરે, તે કરતાં તો દેવીને જીવોનો ભોગ દઈ દઈને પણ એ જીવી જાય એ જ સારું છે. આથી મંત્રીશ્વર શ્રી કુમારપાળને એવી વિનંતિ પણ કરે છે. અને સમજાવે છે કે–જીવતો નર ભદ્રા પામે. શરીર, એ ધર્મનું આદ્ય સાધન છે, એમ પણ કહે છે. અને, આત્મરક્ષા માટે આવી જીવ હિંસા કરી લેવાનો અપવાદ સેવી લેવામાં વાંધો નથી, એ ય સમજાવવા મથે છે.

મંત્રીશ્વરની એ વાતને સાંભળી લઈને શ્રી કુમારપાળ જવાબમાં કહે છે કે–તું ગમે તેવો તોય જાતનો તો વાણિયો જ ને? એક તો વાણિયામાં સત્ત્વ હોય નહિ અને તું તો પાછો મારા પ્રત્યે ભક્તિઘેલો. એથી જ તું મને આવી ખોટી સલાહ આપે છે. આ દેહ તો ભવે ભવે મળશે, પણ શ્રી જિને કહેલું દયાનું વ્રત ફરી ફરી નહિ મળે. હમણાં હું ભોગ આપું ને પછી દયા પળાવી શકીશ, એમ? અને, મને શું મળવાનું બાકી છે, કે જેથી હું જીવવાનો લોભ કરીને જીવહિંસા નહિ કરવાના મારા વ્રતને છંડું? મેં શ્રી જિન દેવની આરાધના કરી છે, શ્રી હેમચન્દ્રસૂરિજી મહારાજ જેવા ગુરૂને સેવ્યા છે અને એમણે બતાવેલા દયાધર્મને યથાશક્ય આચર્યો છે. એટલે મરણથી હું ડરતો નથી. મરણથી તો પાપી ડરે. માટે તું જેમ બને તેમ જલદીથી પણ અતિ ગુપ્તપણે ચિતાની વ્યવસ્થા કર, કે જેથી હું ઝટ સળગી મરું!

આ સાંભળીને, શ્રી ઉદયન ચૂપ થઈ જાય છે. પણ હૈયે ચિન્તા પાર વિનાની છે. એટલે જાણે છેલ્લો ઉપાય અજમાવતા હોય તેમ મંત્રીશ્વર શ્રી કુમારપાળને કહે છે કે–હું એક વાર ગુરૂ મહારાજ પાસે જઈ આવું અને એમને પૂછી આવું. એમનો આદેશ તો મારે પણ પ્રમાણ છે અને આપને પણ પ્રમાણ છે.

શ્રી કુમારપાળે એ બાબતમાં નિષેધ કર્યો નહિ અને મંત્રીશ્વર પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાની પાસે પહોંચ્યા.

શ્રી કુમારપાળની મક્કમતાને જાણીને તમને પણ એમ થાય છે ને કે–ધર્મના પાલનમાં આવી મક્કમતા હોવી જોઈએ? આવા વખતે આટલા મક્કમ કોણ રહી શકે? દેવ–ગુરૂ–ધર્મને જે સમર્પિત હોય તે કે બીજા? અને, જેઓ ધર્મના શરણે મક્કમ રહે છે, તેમનું ભલું કર્યા વિના ધર્મ રહેતો જ નથી.

આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ મંત્રીશ્વર શ્રી ઉદયન પાસેથી હકીકત સાંભળી લીધી. તેમણે મંત્રીશ્વર પાસે તરત જ ઉષ્ણ જળ મંગાવ્યું અને તે જળ સૂરિમંત્રથી અભિમન્ત્રિત કરીને શ્રી ઉદયનને પાછું આપ્યું. એ જળ લઈને મંત્રીશ્વર પાછા શ્રી કુમારપાળ મહારાજાની પાસે આવ્યા અને એ જળના પ્રયોગથી જોતજોતાંમાં શ્રી કુમારપાળનું શરીર નિરોગી બની ગયું. એટલું જ નહિ પણ શ્રી કુમારપાળનું શરીર દેદીપ્યમાન કાન્તિવાળું બની ગયું. આ જોઈને શ્રી કુમારપાળને ભારે આનન્દ થયો.

ગુરૂકૃપાનો અને શ્રી જિનશાસનના મહિમાનો જ એમને વિચાર આવ્યો.

રાત્રિ વીતી અને સવાર થયું એટલે તરત જ પોતાના સામન્તાદિ પરિવારને સાથે લઇને શ્રી કુમારપાળ ગુરૂવન્દનાર્થે નીકળ્યા. જે ધર્મશાળામાં પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા વિરાજમાન હતા, તે ધર્મશાળાએ પહોંચતાં શ્રી કુમારપાળે એક સ્ત્રીને કરૂણ સ્વરે રડતી સાંભળી. તેમણે જોયું તો તે રાતવાળી કણ્ટેશ્વરી દેવી જ હતી અને તેણીને થાંભલે બાંધી દીધેલી જણાતી હતી. છૂટવાને તે વલખાં મારતી હતી અને છૂટવાનો કોઇ ઉપાય કારગત નીવડતો નહોતો તેથી રૂદન કરતી હતી. શ્રી કુમારપાળને જોતાં જ તેણીએ કહ્યું કે–રાજન્! ગુરૂદેવના મન્ત્રપ્રયોગથી આ બન્ધનમાં હું પડી છું; તો તું મને છોડાવ અને તારા જીવરક્ષાના કાર્યમાં હું તને હવે સદા સહાય કરીશ. પોતાની કુળદેવી પાસેથી આ પ્રમાણેની કબૂલત લઇને અને આચાર્યભગવાનને વિનંતિ કરીને, શ્રી કુમારપાળ મહારાજાએ એ દેવીને બન્ધનમુક્ત કરાવી.

શ્રી કુમારપાળને શ્રી જિનધર્મની પ્રાપ્તિ કુળપરંપરાથી થઇ નહોતી. એ તો નવા ધર્મ પામેલા હતા અને તે પણ ઘણી મોટી ઉમ્મરે! તમે તો આ બધું જન્મથી પામેલા છો ને? તમને તો તમારા પુણ્યે કુળ જ એવું મળી ગયું કે–તમને શ્રી જિન સિવાયના કોઇને પણ દેવાધિદેવ તરીકે પૂજવાનું, શ્રી જિનની આજ્ઞાને અનુસારે સંસારને તજીને સંયમજીવનને જીવનારા ગુરૂઓ સિવાયના ગુરૂઓની સેવાનું

અને શ્રી જિને કહેલા ધર્મ સિવાયના ધર્મને માનવાનું મન ન થાય; તો એમાં આશ્ચર્ય ગણાય નહિ. તમને તો એવી સામગ્રી મળી છે કે–તમે શ્રી જિનના સાધુઓને અને શ્રી જિને કહેલા ધર્મને બહુ સહેલાઇથી સમર્પિત બની શકો. તમને એમ જ થાય કે–એક માત્ર રત્નત્રયી સિવાયનો કોઇ ધર્મ અમારે માટે આરાધ્ય નથી અને આ જીવનમાં અમે ભગવાને કહેલા રત્નત્રયી રૂપ ધર્મને જ માત્ર આચરનારા બનીએ, એમાં જ અમને આ બધું જે કાંઈ મળ્યું છે એની ખરેખરી સાર્થકતા છે. આટલું છતાં પણ માનો કે–તમારાથી કોઈ પણ કારણસર શ્રી જિને કહેલા ધર્મની આરાધના બનતી નથી, શ્રી જિનની સેવા પણ તમે યથોચિતપણે કરી શકતા નથી, સાધુ અને સાધ્વીની વૈયાવચ્ચ પણ તમારાથી થઈ શકતી નથી, તો પણ જે કોઈ શ્રી જિને કહેલા ધર્મની આરાધના કરતા હોય, શ્રી જિનની આજ્ઞાના પાલન તથા રક્ષણ આદિ માટે તત્પર રહેતા હોય, શ્રી જિનની સેવા આદરપૂર્વક કરતા હોય, સાધુપણાને પાળવામાં ઉદ્યમશીલ હોય અને જે કોઈ ધર્મી હોય તેને બને તેટલા પ્રકારે મદદ રૂપ થવાની જેમની તમન્ના હોય, એમની તમારે તમારાથી બને તો સેવા કરવી, નહિ તો અનુમોદના તો જરૂર કરવી અને કમથી કમ એનાથી વિરૂદ્ધ કાંઈ પણ થઈ જાય નહિ એની કાળજી તો જરૂર રાખવી.

આટલું પણ તમે જો આ અતિ દુર્લભ એવા મનુષ્યજન્મને પામીને નહિ કરી શકો અને ભોગકર્મ તથા પાપકર્મમાં રત રહેવા સાથે શ્રી જિન, શ્રી જિનના સાધુ અને શ્રી જિનની

આજ્ઞાનો અજાણતાં પણ વિરોધ કરશો, તો તમે તમારે માટે અનન્તકાળ સુધી મનુષ્યજન્મની પ્રાપ્તિને દુર્લભ બનાવી દેશો.

★

## ૯. શ્રી કુમારપાળનો વિવેક :

શ્રી જૈન શાસનને પામેલા આત્માઓ તો દુઃખથી લેશ પણ ગભરાયા વિના અને મરણથી લેશ પણ ડર્યા વિના એવી પ્રવૃત્તિઓમાં મશગુલ બનવાનો પ્રયત્ન કરે છે, કે જેથી જન્મ જ અટકી જાય. જન્મ અટક્યો, એટલે દુઃખ કે મરણ–સઘળું અનિષ્ટ સદાને માટે અટકેલું જ છે.

શ્રી કુમારપાળ મહારાજા અન્ય કુળમાં જન્મ્યા હતા, પણ પાછળથી શ્રી વીતરાગના શાસનને પામ્યા હતા. એક વાર મહારાજા કુમારપાળને કોઈએ ઝેર આપી દીધું. એ વખતે એ વૃદ્ધાવસ્થા ભોગવતા હતા. ઝેર ચડવા માંડે છે. વિષપ્રયોગ થયો છે, એમ સમજાઈ જાય છે. મહારાજા ભંડારીને બોલાવીને કહે છે કે "જડીબુટ્ટી લાવ."

જડીબુટ્ટી દૂર નહોતી, પરન્તુ દુશ્મનોએ જડીબુટ્ટીને પણ દૂર કરી દીધી હતી. ભંડારી હતાશ થઇ બોલે છે, ત્યારે મહારાજા કહે છે કે–"મુઝાવાનું કારણ નથી. હતી

તો ઉપયોગ કરવાનો વિચાર આવ્યો. નથી તો એની ચિન્તા પણ શી ?"

મરણનો ડર હોય તો અત્યારે સમાધિ રહે ? વિષ-પ્રયોગ કરનાર અને જડીબુટ્ટી સંતાડનાર માટે ગુસ્સો આવ્યા વિના રહે ? પણ નહિ. એ તો કહે છે કે–" હું મરણને માટે પણ સજ્જ છું. જેને શ્રી વીતરાગ એવા દેવ, શ્રી હેમચન્દ્ર મહારાજા જેવા ગુરૂ અને શ્રી જિનભાષિત ધર્મની પ્રાપ્તિ થઇ છે, તેને મરણનો ડર હોય ? શું નથી મળ્યું કે જેથી એ મરણથી ડરે ?"

શ્રી કુમારપાળમાં આ કયાંથી આવ્યું ? એ જૈન કુળમાં જન્મેલા નહોતા, પણ જૈનત્વ પામ્યા હતા ! અજૈન-પણે જન્મેલા તે જૈન બનીને મર્યા. આપણે તો જૈન કુળમાં જન્મેલા છીએ, છતાં આપણી દશા જુદી જ છે ને ? તમને એવો કોઇ પ્રસંગ આવી લાગે તો તમે સમાધિપૂર્વક મરણ પામી શકો, એમ લાગે છે ? શ્રી વીતરાગના શાસનની પ્રાપ્તિ થઈ જાય, તો ગમે તેવા વિષમ પ્રસંગોએ પણ આત્મા સમાધિભાવને જાળવનારો બની શકે છે અને કલ્યાણને સાધી શકે છે.

મહારાજા કુમારપાળ અજૈન કુળમાં જન્મેલા હતા, છતાં જૈનપણું પામી શકયા તે શાથી ? એવી તેમની યોગ્યતા હતી અને એમને પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્ય-ભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા જેવા સુગુરૂ મળી ગયા. એ વિના શ્રી કુમારપાળ મહારાજા જૈન બની શકત ખરા ? એમની કુળપરંપરા જુદા જ ધર્મની હતી

અને સંયોગો વિષમ હતા. શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજાએ યોજના કરીને તેમને જૈન બનાવ્યા હતા. સીત્તેર વર્ષના આયુષ્યમાં તેઓ બહુ મોટી ઉંમરે જૈનપણાને પામ્યા હતા, પણ પાછળનાં થોડાં વર્ષોમાં પણ એમણે જેવી–તેવી આરાધના કરી નથી. ૫૪ વર્ષની ઉંમરે તો એ ગાદીએ આવ્યા. એ પછી વર્ષો બાદ શ્રી વીતરાગના શાસનને પામ્યા. એ ઉંમરે પણ એમણે વ્રતો અંગીકાર કર્યાં હતાં !

એક વાર એમણે છ રી પાળતો સંઘ કાઢ્યો. અઢાર દેશના માલિક છે, વય મોટી છે, છતાં ગુરૂની સાથે પગે ચાલે છે. એમને પગે ચાલતા જોઈને શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાને એમ લાગે છે કે–' એમનાથી આ રીતિએ યાત્રા નહિ થઈ શકે.'

શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા એ વાતને છેડે છે. એ વખતે મહારાજા કુમારપાળે શો જવાબ આપ્યો છે, તે જાણો છો ? " હું ક્યાં ઓછો રખડ્યો છું ? મેં ઘણું ભ્રમણ કર્યું છે. છતાં તે તો નિષ્ફળ ગયું અને આ ભ્રમણ તો સાર્થક છે. આત્મા અનંતા કાળથી ભટકતો આવ્યો છે. આ તો થઈ ભૂતકાળની વાત, પણ આ જીવનના ભૂતકાળમાં પણ એમ જ બન્યું છે ને ?"

એમને એમ થયું છે કે–' ૨૫–૨૫ વર્ષનું પરિભ્રમણ કર્યું તે તો નિરર્થક થયું છે. આ ભ્રમણ જ સાર્થક છે. પેલા ભ્રમણમાં ન કંટાળ્યો અને આમાં કંટાળું ? મારૂં એ સદ્ભાગ્ય છે કે–મને આ જીવનમાં આવું ભ્રમણ કરવાની તક મળી." વિચાર કરો કે–આ કયી મનોદશા છે ?

માર્ગમાં આવતાં વૃક્ષાદિને જોઇનેય તેમને શા શા વિચાર આવ્યા છે? આ વૃક્ષો પણ ધન્ય છે! કેટકેટલા યાત્રાળુઓને આણે છાયા આપી છે? એમને મન તે વૃક્ષો પણ પૂજનીય લાગ્યાં! અરે! માર્ગ પરની ધૂળ લઇને ચૂમે છે, નાચે છે, આનંદ પામે છે. ક્યા ભાવથી? આ ધૂળ પણ યાત્રાળુઓના પાદસ્પર્શથી પવિત્ર થઇ છે. આવો તો તેમનો સદ્ભાવ! તમે તો આવું કરે તેને ગાંડો કે ઘેલો જ ગણો ને? એ ગાંડપણ નથી પણ ભક્તિભાવ છે. તરવાના સાધન પ્રત્યે આવો ભક્તિભાવ પ્રગટવો જોઇએ. તરવાના સાધન પ્રત્યે ભકિતભાવ પ્રગટે અને આ નાશવન્ત સ્વભાવના શરીરના સુખ માટેની તાલાવેલી જેવી ને તેવી બની રહે, એ શકય જ નથી.

શ્રી કુમારપાળ શરીર અને આત્માનો વિવેક ન કરી શકયા હોત, તો એ ઉંમરે પગે ચાલીને યાત્ર કરી શકત ખરા? એમને સામગ્રીની ખામી હતી? અઢાર દેશના માલિકને વાહન નહોતું મળતું? જોઈએ તેટલાં અને જોઇએ તેવાં વાહનો તેમને મળે તેમ હતું, પણ એમને તો પોતાના મલિન બનેલા આત્માને શુદ્ધ બનાવવો હતો. ઇતર કુળમાં જન્મેલા પણ શ્રી કુમારપાળ, સદ્ગુરૂના યોગે આવા બન્યા; અને તમે? જૈન કુળ અને આટલી બધી ઉત્તમ સામગ્રી મળવા છતાં પણ તમે જો 'મારે આટલા બંગલા, આટલી પેઢીઓ, આટલા બગીચા.'—એમ ગણ્યા કરો, તો તમે આ કુળનો અને આ સામગ્રીનો કયો સારો લાભ ઉઠાવ્યો? દુનિયાની ચીજો તો એવી છે કે—વિવેકહીનને પાગલ બનાવે અને વિવેકશીલને વિરક્ત બનાવે.

*

## ૧૦. શ્રી કુમારપાળની જિનભક્તિ :

શ્રી જિનશાસન જે વાત સમજાવવા માગે છે, તે વાત એ છે કે–' આ મનુષ્યપણું એ રત્નત્રયીને પામવા અને રત્નત્રયીનું પાલન કરવાને માટે છે, પરન્તુ પાપકર્મ કરવાને માટે નથી.' એ વાત જો ન સમજાય અને જો આ મનુષ્ય-પણાને પામીને પાપકર્મ કરવાની વૃત્તિ ઉપર આઘાત ન પહોંચે અને જો દિલપૂર્વક નાનું પણ પાપ કરવાની વૃત્તિ બની રહે, તો સમજવું જોઇએ કે–પુણ્યે તો આપણને સોનાના ભાજન જેવું આ મનુષ્યપણા રૂપી ભાજન પમાડયું, પણ એમાં પાપકર્મ રૂપી સુરા ભરવા જેવી મૂર્ખાઈ આપણે કરી. એવા આત્માઓનું પુણ્ય બહુ સારૂં એમાં ના પડાય નહિ, પણ એમનું પાપ એવું ભૂંડું કે, એણે એમને એમના પુણ્યે આપેલી સામગ્રીનો સદુપયોગ કરવા દીધો નહિ. ત્યાં જીવે એમ વિચારવું જોઇએ કે–' મારૂં પુણ્ય તો ઘણું સારૂં, પણ મેં જ મારી દુર્દશા કરી.' નહિતર તો, જે આત્માઓને શ્રી જૈન શાસનની સામગ્રી મળ્યા પછીથી પાપકર્મને સેવવું પડે છે, તે આત્માઓને પોતાને પાપકર્મ સેવવું પડે એનું દુ:ખ અવશ્ય હોય છે. એટલે એમને જ્યારે જ્યારે તક મળે, ત્યારે ત્યારે શ્રી જિનની સેવા કરવાનું મન થયા વિના રહેતું નથી. શ્રી જિનની સેવા કરવાના એ આત્માઓના

મનોરથો જીવતા ને જાગતા રહ્યા કરે છે. એ આત્માઓને એમ થયા કરે છે કે-જો મારે પાપકર્મના સેવનથી બચવું હોય, પાપકર્મ સેવવું જ પડે નહિ એવી અવસ્થાને મારે પ્રાપ્ત કરવી હોય અને ક્રમે કરીને પણ મારે મારા સંસારનો અન્ત આણીને મોક્ષે પહોંચવું હોય, તો મારે શ્રી જિનની સેવા ચઢતે પરિણામે કરવી જોઈએ.

કારણ કે-શ્રી જિનની સેવા કરતે કરતે શ્રી જિન પ્રત્યેનો આત્માનો જે બહુમાનભાવ, તે શુદ્ધિને અને વૃદ્ધિને પામતો જાય છે. એને લઈને શ્રી જિનની આજ્ઞાની આરાધના કરવાના મનોરથો પેદા થયા કરે છે. શ્રી જિન પ્રત્યેનો આત્માનો બહુમાનભાવ જેમ જેમ શુદ્ધિને અને વૃદ્ધિને પામતો જાય છે અને જેમ જેમ શ્રી જિનની આજ્ઞાની આરાધના કરવાના મનોરથો જોરદાર બનતા જાય છે, તેમ તેમ શ્રી જિનની સેવા કરવાનો ઉમંગ પણ વૃદ્ધિ પામતો જાય છે. પાપકર્મથી છૂટવાનું દિલ ઉલ્લાસ પામતું જાય છે. શ્રી જિને પાપકર્મથી છૂટવાને માટે કયા કયા ઉપાયોનું સેવન કરવાનું બતાવ્યું છે, એ જાણવાનું મન થાય છે. અને એમ થાય છે કે-આમાંના કયા કયા ઉપાયોને હું આચરી શકું તેમ છું? એમ કરતે કરતે, કોઈ કોઈ વાર એમ પણ થઈ જાય છે કે-અત્યારે હું શ્રી જિને કહેલા પાપકર્મથી છૂટવાના જે જે ઉપાયોને આચરતો નથી, તે તે ઉપાયોને હું કેમ આચરી શકું નહિ? શ્રી જિનની સેવા ચઢતે પરિણામે કરવાના પ્રયત્નથી, શ્રી જિનની દ્રવ્યસેવા પણ વધતી જાય છે અને શ્રી જિનની ભાવસેવા પણ વધતી જાય છે. કારણ

કે–શ્રી જિનની ચઢતે પરિણામે સેવા કરનારા પુણ્યાત્માઓ શ્રી જિનની નિકટતાનો અનુભવ કરતા હોય છે. એટલે આજે તમે ભલે પાપકર્મમાં બેઠા છો, છતાં પણ જો તમને પાપ-કર્મ સેવવું પડે એનું તમારે હૈયે દુઃખ હોય, પાપકર્મથી કેમ છૂટાય એવું કદીક કદીક પણ તમારા મનમાં ઉગતું હોય અને પોતાના સંસારનો અન્ત આણીને તમારે મોક્ષે પહોંચવું હોય, તો શ્રી જિનની સેવા ચઢતે પરિણામે કરવા તરફ તમારૂં દુર્લક્ષ્ય નહિ હોવું જોઈએ. તમારામાંના ઘણાઓ શ્રી જિનની સેવા તો કરતા હશે, પણ તમારે સૌએ એ તપાસવું જોઈએ કે–આપણે શ્રી જિનની જે સેવા કરીએ છીએ, તેમાં આપણે ચઢતા પરિણામનો અનુભવ કરીએ છીએ કે નહિ? અને જો એ અનુભવ ન થતો હોય, તો શોચવું જોઈએ કે–શ્રી જિન જેવા લાગવા જોઈએ, તેવા આપણને લાગ્યા છે કે નહિ? આવા આવા વિચારો કરીને અને શ્રી જિનના પરમ ઉપકારને હૃદયસ્થ બનાવીને શ્રી જિનની આપણાથી જેટલી સેવા બની શકતી હોય, તેટલી પણ શ્રી જિનની સેવામાં આત્માને લયલીન બનાવવાનો પ્રયત્ન કરતા રહેવું જોઈએ. એમાં કોઈ વાર એવું પણ બની જાય કે–આત્મા શ્રી જિનની સેવા માટે ભારે સત્ત્વ પણ બતાવી શકે. શ્રી જિનના પરમ ઉપકારનો ખ્યાલ આવે એટલે શ્રી જિન જેવા કોઈ સેવ્ય લાગે નહિ અને એ પરમ તારકના પરમ ઉપકારને ઝીલવો હોય, એટલે શ્રી જિનની સેવામાં કોઈ કોઈ વાર ભારે ઉલ્લાસ પણ અનુભવાયા વિના રહે નહિ. જેમ પરમાર્હત મહારાજા કુમારપાળના જીવનમાં બન્યું છે.

મહારાજા કુમારપાળ રાજઋદ્ધિ ભોગવતા હતા; સંસારને તજી ગયેલા નહોતા પણ સંસારમાં બેઠેલા હતા; છતાં પણ ત્યાગી મહાપુરૂષોએ એમના જીવનની કહાણી લખી છે. ત્યારે સમજવું જોઇએ કે–સંસારના કીચડમાં પડી રહેલા હોવા છતાં પણ, સંસારના કીચડથી બહાર નીકળવાનો એ ભારે પુરૂષાર્થ કરતા હોવા જોઈએ. જેને શ્રી જિન મળ્યા છે, શ્રી જિનનું શાસન મળ્યું છે, શ્રી જિનના શાસનની આરાધનાદિમાં જ રત સુગુરૂ મળ્યા છે અને જેણે શ્રી જિનને ઓળખ્યા છે, શ્રી જિનના શાસનને ઓળખ્યું છે, કોને માટે શ્રી જિનની આજ્ઞા કેવા પ્રકારની છે એ જાણ્યું છે અને એથી જેનું મન સંસારથી ઉદ્વિગ્ન બન્યું છે તથા મોક્ષમાં મગ્ન બન્યું છે, તે જો પરાક્રમશીલ હોય છે તો તેને શ્રી જિનની, શ્રી જિનશાસનના ગુરૂઓની, સાધર્મિકોની અને શ્રી જિનની આજ્ઞાની સેવા કરવા માટે વગર ઉપદેશે પણ ઉલ્લાસ પ્રગટ્યા વિના રહેતો નથી. ઉપદેશ તો સામાન્ય કોટિનો હોય, પણ સામાન્ય કોટિનો પણ એ ઉપદેશ એ આત્માઓના અંતઃકરણમાં પાણીમાં પડેલું તેલનું બિન્દુ જેમ વિસ્તરે, તેમ વિસ્તારને પામે છે. એવા આત્માઓના અન્તઃકરણમાં મહાપુરૂષોનો સામાન્ય પણ ઉપદેશ એવો વિસ્તરે છે કે–જે સાહસ સાધુપણાને પામેલાને પણ કરવું ભારે પડે, તેવું સાહસ રાજઋદ્ધિમાં પડેલા પણ એવા આત્માઓ કરી શકે છે. એવા આત્માઓને શ્રી જિનની સેવાનો કોઈક વખતે કેવો અસાધારણ કોટિનો ઉલ્લાસ આવી જાય છે અને એથી તેઓ કેવું સાહસ કરી શકે છે,

તે સમજાવવા માટે આજે આપણે મહારાજા કુમારપાળને યાદ કરવા છે.

મહારાજા કુમારપાળ રોજ મધ્યાહ્નકાળની પૂજા ત્રિભુવનપાળ વિહાર નામના શ્રી જિનમન્દિરમાં કરતા હતા. અઢાર દેશના માલિક છે, પણ રાજ્યને પામ્યા પછીથી જ્યારથી એ ધર્મને પામ્યા, ત્યારથી એ ત્રિકાળની પૂજાને કદી પણ ચૂક્યા નથી. ત્રિકાળની પૂજા તો એ કરતા, પણ તે પાછી પૂજાના અવસરે કરતા. રાજગાદી એમને કેવી વિષમ હાલત ભોગવ્યા પછીથી મળી છે, એ તો તમે જાણો છો ને? ઘણી ઘણી વિષમ હાલત ભોગવ્યા પછીથી જ્યારે રાજગાદી મળે, ત્યારે રાજઋદ્ધિના ભોગવટામાં લીન બનવાનું મન થાય કે ધર્મકરણીઓ કરવાનું મન થાય? મોટે ભાગે એવું બને છે કે–દુનિયાની ઋદ્ધિ-સિદ્ધિ જ્યારે છેલ્લે છેલ્લે મળે છે ત્યારે માણસ ભાન ભૂલી જાય છે. અઢાર દેશના માલિક શ્રી કુમારપાળ ચોપનમે વર્ષે રાજગાદી પામ્યા છે. એટલી મોટી ઉમ્મરે રાજગાદી પામ્યા છે અને તે પહેલાં પચીસ-પચીસ વર્ષો સુધી તો એ ભટકી ભટકીને જીંદગી જીવ્યા છે. એ અવસ્થામાં એમને રાજ્ય મેળવવાની તાલાવેલી પણ પાર વિનાની હતી. અને કેમ જીવી જવું એ પણ એક મોટી મુશ્કેલીની વાત હતી. હક્કનું રાજ્ય પણ મહારાજા કુમારપાળના હાથમાં જાય નહિ, તેની ચોકી સિદ્ધરાજ રાખી રહ્યા હતા. અને કુમારપાળને મારવા સિદ્ધરાજના મારાઓ ચારે કોર કુમારપાળની શોધ ચલાવી રહ્યા હતા. ધર્માત્મા મંત્રિઓ ન હોત, તો કુમારપાળના હાથમાં ગાદી આવત નહિ. જ્યાં જીવવું એ

પણ દુષ્કર હતું, ત્યાં રાજ્ય પામવું એ તો મહા દુષ્કર જ ને? પણ ભાગ્યવશ એ જીવ્યા અને રાજગાદી પણ પામ્યા. આ રીતિએ રાજ્ય પામવા છતાં પણ પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાના પ્રતાપે 'રાજ્ય રાખવું અને રાજ્ય ભોગવવું એ પાપ છે.'—એવું એમને હૈયે નિશ્ચિત થઈ ગયું. જેને જેને સદ્ગુરૂ મળે અને હૈયે વસે, તેને તેને મોટામાં મોટું રાજ્ય પણ પાપ લાગ્યા વિના રહે નહિ. જેમ તમને સદ્ગુરૂ મળ્યા હોય અને એ જો તમારે હૈયે વસ્યા હોય, તો તમને તમારા પુણ્યથી મળેલી ઘણી ઘણી લક્ષ્મી પણ પાપ લાગે એમ! શ્રી કુમારપાળને જો રાજ્ય એ પાપ એવું લાગ્યું હોત નહિ, તો શ્રી જિનની સેવાનો જે રંગ શ્રી કુમારપાળને લાગ્યો તે લાગત નહિ.

અઢાર દેશનો માલિક ત્રણે કાળની પૂજા કરે અને તે પણ તેના તેના કાળે કરે, એ સાંભળીને તમને કાંઈ થાય છે ખરૂં? અહીં, ત્રણે કાળની પૂજા કાળાનુસારે કરી શકે એવા કેટલા છે? અમદાવાદમાં તો એવા ઘણા ને? અમદાવાદમાં તો પ્રાયઃ પોળે પોળે એવા ભાગ્યશાળિઓ વસે છે, કે જેઓ ધારે તો ત્રણે કાળની શ્રી જિનપૂજા કાળાનુસારે કરી શકે. એવા ભાગ્યશાળિઓ જો કાળે કાળે ત્રિકાલપૂજા કરતા હોત તો બહારથી આવેલા બપોરે બાર વાગે પણ જો શ્રી જિનદર્શન અને શ્રી જિનપૂજન કરવાને ઇચ્છત, તો તેઓ ખુશીથી શ્રી જિનદર્શનને અને શ્રી જિનપૂજનને પામી શકત; પણ રાજનગર જેવામાંય ત્રણેય વખત કાળે કાળે પૂજા કરનારા પ્રાયઃ નથી રહ્યા. ને? અને એથી બપોરે શ્રી જિનદર્શન અને શ્રી જિન-

પૂજન કરવાને આવનારાઓને પ્રાયઃ નિરાશ જ થવું પડે છે ને? જે કોઈ જૈનો શ્રી જિનપૂજા નથી કરતા અગર તો ત્રિકાળ શ્રી જિનપૂજા નથી કરતા, તે તેમને સમય મળે તેમ નથી માટે નથી કરતા? શક્તિ નથી માટે નથી કરતા? પૂજાની સામગ્રીનો યોગ નથી માટે નથી કરતા? પૂજા નહિ કરનારા બધા માટે આવું કાંઈ તો કહેવાય અગર મનાય એવું છે નહિ! ત્યારે, છતી શક્તિ–સામગ્રીએ જે પૂજા નથી કરતા અથવા તો કરે છે પણ ત્રણે કાળ નથી કરતા, તેનું કારણ શું છે? સમજ નથી એમ માનવું? કે પછી, પુણ્યથી મળેલી દુન્યવી સુખની ધનાદિ સામગ્રી કે જે પાપ રૂપ લાગવી જોઇએ તે પાપ રૂપ લાગી નથી માટે એમ બને છે એવું માનવું?

જેમ ધર્મની સામગ્રીને પણ જીવ અધર્મની સામગ્રી રૂપ બનાવી દઈ શકે છે, તેમ અધર્મની સામગ્રીને પણ જીવ વિશેષ ધર્મની સામગ્રી રૂપ બનાવી દઈ શકે છે. પરન્તુ સ્વરૂપે જે ધર્મની સામગ્રી હોય, તેને ધર્મની સામગ્રી કહેવાય; અને સ્વરૂપે જે અધર્મની સામગ્રી હોય, તેને અધર્મની સામગ્રી કહેવાય. ધર્મની સામગ્રીને અધર્મની સામગ્રી રૂપ કોઇ બનાવે તો તેમાં તે જીવની નાલાયકાત કહેવાય અને અધર્મની સામગ્રીને ધર્મની સામગ્રી રૂપ કોઈ બનાવે તો તેમાં તે જીવની લાયકાત કહેવાય. તમે ધારો તો અધર્મની સામગ્રીને પણ ધર્મની સામગ્રી રૂપ તમારે માટે બનાવી શકો. જૈનો માત્ર ધર્મની સામગ્રીથી જ ધર્મ સાધે એમ નહિ,

પણ જૈનો તો અધર્મની સામગ્રીથી પણ યથાશક્ય ધર્મ સાધવાને મથે.

શ્રી કુમારપાળ મહારાજા રોજ મધ્યાહ્‌ન કાળની શ્રી જિનપૂજા કરવાને માટે શ્રી ત્રિભુવનપાળ વિહાર નામના શ્રી જિનમંદિરે જતા તે બધા આડંબરે સહિત જતા. પૂજા કરવાને જવા નીકળતા તે ચતુરંગી સેનાની સાથે નીકળતા. માર્ગે સવારી નીકળે ને શ્રી જિનભક્ત શેઠિયાઓ સાથે ભળે. બધા ભાગ્યશાલી મળીને શ્રી જિનની પૂજા–અર્ચા એવી રીતિએ કરતા પોતાને હાથે કે–શ્રી જિન હૈયામાં આવી ગયેલા તે મરતાંય હૈયા બહાર નીકળી જાય નહિ. તમે ભગવાનની પાસે જઈને શું માગો છો? "**મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં**" એવું તમે ભગવાનની પાસે મણ માગો છો ને? એ શું કહીને માગો છો? વારિજ્જઈ વગેરે કહીને ને? એનો ભાવ શો છે? હે ભગવન્! તારા આગમમાં કોઈ પણ જાતિની વસ્તુની માગણી એને નિયાણું કહ્યું છે અને નિયાણું કરવું એને તારા શાસનમાં વારેલું છે! ભલે તારા શાસનમાં નિયાણું કરવું એને વારેલું હોય, છતાં પણ હું જે નિયાણું કરવા માગું છું તે એવું છે કે જે તેં વાર્યું છે તેવું ન થાય! એ શું? તો કે–ભવે ભવે મને તારાં ચરણોની સેવા પ્રાપ્ત હોજો! અહીં આ જન્મમાં છતી સામગ્રીએ, છતી શક્તિએ, છતી સમજે અને છતા સમયે જેટલી થઈ શકે તેવી હોય તેટલી શ્રી જિનની સેવા કરવી નહિ અને ભવે ભવે શ્રી જિનનાં ચરણોની સેવા મને પ્રાપ્ત હોજો એવી પ્રાર્થના કરવી, એનો કોઈ મેળ બેસે છે ખરો? આમ

પ્રાર્થના કરવા માત્રથી ભવે ભવે શ્રી જિનનાં ચરણોની સેવા મળી જાય ખરી? ભગવાનનાં ચરણોની સેવા ભવે ભવે મળે એવું દિલથી જેઓ ચાહતા હોય, તેઓને ભગવાનનાં ચરણોની સેવા કેટલી બધી ગમતી હોય? છતી શક્તિ–સામગ્રીએ તેઓ સેવાની ઉપેક્ષા કરે ખરા?

એક વાર શ્રી કુમારપાળ મહારાજાએ સુગંધિદાર એવાં વિવિધ પુષ્પોથી ભગવાનની અંગરચના કરી અને એ અંગરચના જોઈને પહેલાં તો એમની આંખ પણ ઠરી. શ્રી કુમારપાળ ભગવાનની અંગરચનાય જાતે કરતા. ભગવાનના ભક્તને ભગવાનની અંગરચનાય જાતે કરવી બહુ ગમે. અહીં જે સુખી માણસો બેઠા છે, તે જ્યારે જ્યારે પૂજા કરતા હશે, ત્યારે ત્યારે જાતે જ અંગરચના કરતા હશે ને? ભગવાનની અંગરચના કરવાને માટે જે પુષ્પાદિક સામગ્રી જોઈએ, તે સાથે જ લઈને જતા હશે ને? બહુ સુખી માણસોને પૂજાની સામગ્રીનાં ટોપલા ઉંચકીને સાથે ચાલનારા માણસો પણ જોઈતા હશે ને? કારણ કે–અહીં બિંબ મોટાં એટલે પુષ્પાદિ સામગ્રી ઘણી જોઈએ અને પૂજા કરવા જનાર પણ મોટો માણસ હોય એટલે એની પૂજા કરવાની સામગ્રી પણ વિપુલ અને ઉમદા જોઈએ. મોટા માણસો જો આવી રીતિએ પૂજા કરવાને જતા હોય અને પૂજા–અર્ચા જાતે કરતા હોય, તો એમને જોઈને સામાન્ય સ્થિતિના માણસોને એમ થાય કે–આમને મળ્યું છે તે સ્થાને મળ્યું છે! એટલું જ નહિ, પણ સામાન્ય સ્થિતિના માણસોને પેલાઓને જોઈને એમ થાય કે–આપણે પણ આપણી શક્તિને ગોપવ્યા વિના શ્રી જિનપૂજાની સામગ્રી

લઈને જ શ્રી જિનમન્દિરે જવું. પણ આજે તો મોટે ભાગે સૌ સરખા, એવું થઈ ગયું છે ને?

અંગરચના કરી લીધા બાદ શ્રી કુમારપાળ આરતિ ઉતારવાની શરૂઆત કરે છે. આરતિ ઉતારતાં હાથ ફરે, પણ ભગવાન ઉપરની દૃષ્ટિને અન્તરાય ન પડે એવી રીતિએ તે ફરે ને? આરતિના થાળને ફેરવતાં ફેરવતાં ઉંચે લઈ જવાય, પણ તે નાશિકા સુધી જ લઈ જવાય ને? એટલે દૃષ્ટિ ભગવાનના બિંબ ઉપર ચોંટેલી જ રહે ને? શ્રી કુમારપાળ એ રીતિએ આરતિ ઉતારે છે. એમાં અચાનક એમના હાથ થંભી જાય છે. આરતિ ઉતારતે ઉતારતે એ બીજા વિચારમાં ચઢી જાય છે. બીજા એટલે આરતિ સિવાયના, પણ શ્રી જિનપૂજા સિવાયના એમ નહિ! પહેલાં જે અંગરચનાને જોઈને મન સંતુષ્ટ બની ગયું હતું અને મનમાં એમેય થઈ ગયું હતું કે—મારી આંખ જેમ ઠરે છે તેમ અનેક ભવ્યાત્માઓની આંખ પણ આ અંગરચનાને જોઈને ઠરશે અને એથી આ અંગરચના અનેકોને સમ્યક્ત્વની પ્રાપ્તિ અને સમ્યક્ત્વની શુદ્ધિનું કારણ બનશે; એજ અંગરચનાને નીરખતે નીરખતે મહારાજા શ્રી કુમારપાળને એ અંગરચનામાં ઘણી ઉણપ લાગી; કેમ કે—એમને એવો વિચાર આવ્યો કે—'આ અંગરચનામાં તો એક ઋતુનાં પુષ્પોની શોભા છે. સર્વ ઋતુનાં પુષ્પોની શોભા આમાં ક્યાં છે?' પછી તો એ જાતિના વિચારમાં એ વધતા જ ગયા. ખેદ પામીને એ વિચારવા લાગ્યા કે—'હર્ષના પ્રકર્ષે કરીને મેં ચન્દ્રની પ્રભા જેવું ધવલ અને ઉન્નત આ શ્રી જિનમન્દિર કરાવ્યું, પણ હજુ સુધીમાં કોઈ

દિવસ હું સર્વ ઋતુઓનાં પુષ્પોથી પૂજા તો કરી શક્યો જ નથી. એટલે મારો એ હર્ષનો પ્રકર્ષ વિફળ નીવડ્યો. ધન્ય તે ચક્રવર્તી વગેરે હતા, કે જેઓ પાસે સર્વ ઋતુઓનાં પુષ્પોથી પૂર્ણ એવી અનેક વાટિકાઓ હતી અને એથી જેઓ સર્વ ઋદ્ધિથી શ્રી જિનને પૂજતા હતા! હું તો નામનો જ રાજા છું, કે જેની પાસે એક પણ એવું ઉદ્યાન નથી, કે જે ઉદ્યાનમાંથી સર્વ ઋતુનાં પુષ્પો પ્રાપ્ત થાય! એટલે હું તો અધન્યોમાં પણ શિરોમણિ છું. હું મારી ઇચ્છા મુજબની પુષ્પપૂજા પણ નથી કરી શકતો, એટલે હું શ્રદ્ધાળુ પણ નામનો જ છું!"

શ્રી કુમારપાળ આવી જાતિના વિચારે ચઢી ગયા છે. આરતિ હાથમાં રહી ગઈ છે. સાથેનાઓ પણ વિચારમાં પડી ગયા છે કે—આ થયું શું? શ્રી કુમારપાળને એવોય વિચાર આવતો નથી કે—'રાજાના ઉદ્યાનમાં પણ સર્વ ઋતુનાં પુષ્પો આવે ક્યાંથી?' પણ એવો કોઈ વિચારેય તે કરે કે જે નિર્માલ્ય હોય. સત્ત્વશાલી બીજો વિચાર કરે નહિ. એવા અવસરે બીજો કોઈ વિચાર આવે નહિ એ જ સત્ત્વશાલી ગણાય. આપણે તો મોટે ભાગે એવું જ છે ને કે—સારા સારા વિચારો એકદમ આવે નહિ અને કદી કદી આવી જાય તો એ વિચારને પાછો ધકેલી દેનારા ચણ્ડાલ જેવા વિચારો ઘણા આવે? તમને વહેપારના વિષયમાં સાહસ કરવાનો જેટલો વિચાર આવે છે, તેટલો વિચાર ધર્મના વિષયમાં સાહસ કરવાનો આવે છે ખરો? વહેપારમાં સાહસ કરવાને તમે કેટલા તૈયાર? અને ધર્મના વિષયમાં? ત્યાં સાહસ ન કરવું હોય તોય થઈ જાય એવું પણ બને છે

અને અહીં તો સાહસ કરવાનો વિચાર જ પ્રાયઃ આવતો નથી ને? તો વહેપાર સાધ્ય છે કે ધર્મ સાધ્ય છે? શ્રી જિનનો ધર્મ શ્રી જિનની સેવા વિના મળે? શ્રી જિનની સેવાના ઉલ્લાસ વિના જ મળે? ભગવાનના સેવકનો લક્ષ્મી ઉપરનો મોહ એટલો બધો જોરદાર હોય ખરો, કે જે ભગવાનની સેવા કરવામાં પણ અન્તરાય કરે? જે લક્ષ્મી ભગવાનની સેવાના ઉપયોગમાં ન આવે અને ભગવાનની સેવા કરવામાં અન્તરાય કરે, એવી લક્ષ્મી ભગવાનના સેવકને ગમે? કે ભગવાનના સેવકને એવી લક્ષ્મી પ્રતિ અણગમો થાય?

શ્રી કુમારપાળ તો ચઢ્યા વિચારમાં. 'સર્વ ઋતુનાં પુષ્પોથી શ્રી જિનની પૂજા જો હું ના કરી શકું, તો હું રાજાય શાનો? અને શ્રી જિનનો ભક્તેય શાનો?' એટલું જ નહિ, પણ 'સર્વ ઋતુનાં પુષ્પોથી ભગવાનની પૂજા કર્યા વિના મારાથી ભોજન કરાય જ કેમ?' આ વિચાર આવે, પછી આગળ વિચાર કયો આવે? ભાવના વધી છે અને શ્રી કુમારપાળે નિર્ણય પણ લઈ લીધો છે. આ સાહસની વાત કરવી સહેલી છે, પણ આ સાહસ કરવું એ ખૂબ જ કઠિન છે. તમારે દેવતા જોઈએ છે ને? દેવતા આવતા નથી, એ તમારી ફરિયાદ છે ને? પણ દેવતા દોડ્યા આવે એવું કૌતુક કરવાની તમારી તૈયારી છે? દેવતા માત્ર બોલાવ્યા જ આવે? એની પાછળ તો ઘણું જોઈએ. સાહસિક દેવતાને બોલાવે નહિ, પણ સારા કામ માટે સાહસ કરે તો દેવતા વણબોલાવ્યા આવે એવું પણ બને. દેવતાને બોલાવ્યાના બનાવો પણ બન્યા છે, પણ સમ્યગ્દષ્ટિ દેવતાઓ

સમજે કે-શાસનનું કામ હોય તો જ બોલાવે. શાસનના કામે તો એ વણબોલાવ્યા પણ જો ઉપયોગ હોય તો આવે. પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા સરસ્વતીની સાધના કરવાને માટે નીકળ્યા છે. સાધનાનું ધામ તો ઘણું દૂર હતું પણ આચાર્યભગવાન વિહાર કરતા કરતા જ્યાં ત્રીજા મુકામે પહોંચ્યા, ત્યાં તો દેવી સરસ્વતી સામે આવી. આમ દેવ-દેવી વિના બોલાવ્યે પણ આવે. એમને ઉપયોગ આવવો જોઈએ. ખબર પડવી જોઈએ. જે કામ માટે જરૂર લાગી હોય તે કામ શાસનનું લાગવું જોઈએ. આચાર્યભગવાનને વિદ્વત્તા ઘણી જોઈતી હતી, શક્તિ ઘણી જોઈતી હતી, પણ તે શું કામ? તમારે ધન ઘણું જોઈએ તો તે શું કામ? બોલો ને કે-શ્રી જિનભક્તિ, ધર્મકાર્ય, અનુકંપા વગેરે વધારે થાય એ માટે! તમારે ઘણું ધન જોઈતું હોય તો તે એ માટે જોઈએ છે ને? કહો કે-એવું બોલી શકાય એવું હૈયું નથી. આચાર્યભગવાનને શક્તિ જોઈતી હતી, વિદ્વત્તા જોઈતી હતી, પણ તે શા માટે? કેવળ શાસન માટે! તો સરસ્વતી દેવી સામે આવી.

શ્રી કુમારપાળ સર્વ ઋતુનાં પુષ્પોથી પૂજા કરવાના વિચારમાં એટલા બધા ચઢી ગયા છે કે-આરતિ અટકી ગઈ છે અને એ સ્થિર થઈ ગયા છે. મનમાં નક્કી કરી લીધું છે કે-રાજા થઈને અને શ્રદ્ધાળુ થઈને હું જો શ્રી જિનની પૂજા છ ઋતુનાં પુષ્પોથી કરી શકું નહિ તો મારાથી ભોજન કરાય જ કેમ? આવું સાહસ કર્યું થાય? કહ્યું થાય? કે

સ્વાભાવિક રીતિએ થઈ જાય ? અંદરનો ઉલ્લાસ શું કામ કરે છે, એ જોવાનું છે. શ્રી જિનપૂજાનો રંગ કેવો લાગેલો છે, એ જોવાનું છે. શ્રી કુમારપાળ મહારાજાએ જીવનમાં આ એક જ સાહસ કર્યું છે એમેય નથી. એ પુણ્યશાલિએ ઘણાં સાહસો કર્યાં છે, જેમાંના એક સાહસની વાત આપણે ગઈ કાલે કરી હતી. આવા સાહસિક, આવા પરાક્રમી અને આવા શ્રદ્ધાળુ કેમ સાધુ થયા નહિ, એવું પૂછાય ખરૂં ? ઊલટું એમ કહેવાય કે–જો એમનામાં સાધુપણાનું સુન્દર પાલન કરવાની શક્તિ હોત, જો એમને સાધુપણું પામવામાં પ્રતિબંધ કરે એવું કર્મ જોરદાર ન હોત, તો એ સાધુ થયા વિના રહ્યા જ ન હોત. પરમ ઉપકારી શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાની સાથે એમની વાત એ હતી કે–'ભગવન્! સાધુપણું પાળવા જોગી શક્તિ, એ જોગો ઉલ્લાસ તો નથી, પણ આ સ્થિતિમાં જે કાંઈ થઈ શકે તેમ હોય તે કરવાને હું તૈયાર છું. હું શું કરી શકું તેમ છું એ આપે જોવાનું અને જે કરવાજોગું કરી શકું તેમ હોઉં તે આપે ફરમાવવાનું. આપ આજ્ઞા કરો ને હું ન કરૂં તો દોષ મારો!' શ્રી જિન, શ્રી હેમચન્દ્રસૂરિ મહારાજા અને શ્રી જિને કહેલો ધર્મ એમના હૈયે કેટલો બધો વસી ગયો હશે, ત્યારે એ આવી પ્રાર્થના કરી શક્યા હશે ? એટલે એમને હૈયે એ વસેલું જ કે–પાપ વિના રાજ્યનો સંગેય થાય નહિ ને પાપ વિના રાજ્ય ચાલેય નહિ. રાજ્ય પાપ વિના ન ચાલે, તો ઘર–પેઢી વગેરે પાપ વિના ચાલે ? માટે જ જૈનોને રાજ્ય ચલાવવું, ઘર ચલાવવું, પેઢી ચલાવવી,

એ બધું દુઃખ રૂપ લાગે. બધા જૈનો એ તો ઇચ્છે જ કે-સાધુ થઈએ તો સારું. કારણ કે-આપણે જો સાધુ થઇએ તો જ આપણે પાપથી સર્વથા બચી શકીએ. શ્રી કુમારપાળે અન્ન-પાણીના ત્યાગનો નિર્ણય કર્યો, એમાં શાના ત્યાગનો નિર્ણય કર્યો નહિ? શરીરના ત્યાગનો નિર્ણય પણ ખરો ને? પછી રાજ્ય રહેવાનું? અન્ન-પાણી છોડવામાં બધું છોડવાનો નિર્ણય આવી ગયો ને? એમને રાજ્ય આદિનો રાગ નહોતો જ એમ નહિ, પણ એમનો એ રાગ અવિરતિના ઘરનો હતો, મિથ્યાત્વના ઘરનો નહિ! એટલે રાજ્યાદિક ઉપર રાગ હોવા છતાં પણ રાજ્યાદિક ઉપર રાગ કરવા જેવો છે એમ તો એમને લાગતું જ નહિ! તમને ધનાદિકનો રાગ છે, પણ ધનાદિકનો રાગ કરવા જેવો નથી, એમ લાગે છે ને? એટલે કોઈ એવો અવસર આવી લાગે અને ઉલ્લાસ પ્રગટી જાય તો ધર્મના કામમાં પૈસા કાંકરાની માફક વેરતાં પણ તમે અચકાવ નહિ ને?

શ્રી કુમારપાળ તમારા કરતાં ઘણા વધારે સુખી હતા, છતાં એ શ્રી જિનપૂજા કેવી કરતા એ જોયું ને? શ્રી કુમારપાળના સાહસથી શાસનદેવી આકર્ષાઇ. શાસનદેવીનું મન શ્રી કુમારપાળની આવી એકાન્તિક ભક્તિથી આવર્જાઈ ગયું. ત્યાં ને ત્યાં જ, આકાશમાં રહ્યે રહ્યે શાસનદેવીએ શ્રી કુમારપાળને કહ્યું કે-'રાજન્! તું તારા મનમાંથી ખેદને કાઢી નાંખ! ભગવાન શ્રી જિનેશ્વરદેવની વિશેષ પૂજાના રસની તીવ્રતામાં આવી જઇને આમ પોતાના પ્રાણનાશ સુધીનો સંકલ્પ કરનારો તારા જેવો બીજો કોણ હોઇ

શકે ? તારૂં ઉદ્યાન તારી ભાવના ફળે એવું બની જશે.'
શ્રી કુમારપાળના કાને જ્યારે શાસનદેવીનો આ ધ્વનિ પડ્યો, તે પછીથી જ શ્રી કુમારપાળે વિચારમુક્ત બનીને આરતિ ઉતારવા માંડી. શ્રી કુમારપાળના નિર્ણયને જાણીને બધા હેબતાઈ જાય એવું જેમ બન્યું, તેમ એનું પરિણામ પણ એવું આવ્યું કે જે જોઈને અને જાણીને બધા હેબતાઈ ગયા વિના રહે નહિ.

શાસનદેવીએ શ્રી કુમારપાળને કહ્યું હતું એવું જ બની ગયું. છએ ઋતુનાં સુન્દર વર્ણવાળાં સુગંધિદાર પુષ્પોથી શ્રી કુમારપાળનું ઉદ્યાન મંડિત બની ગયું. શ્રી કુમારપાળ વગેરે આનન્દમાં ગરકાવ બની ગયા અને ઈતરો પણ આશ્ચર્યમાં ગરકાવ બની ગયા. દેવ–દેવી આવે ને મારૂં ધાર્યું કરી આપે એવી ઇચ્છાય કરી નહિ, દેવ–દેવીને બોલાવ્યાંય નહિ, છતાં શાસનદેવી આવી ને ? અને શ્રી જિનપૂજા માટે જેવાં પુષ્પોની ઇચ્છા થયેલી, તેથી પણ સુન્દર પુષ્પો મળી ગયાં ને ? ત્યારે કહેવું પડે કે–આવા માટે દેવ ન આવે તો કોને માટે આવે ? સમ્યગ્દષ્ટિ દેવતાઓ તો જૈનોના સાધર્મિક છે. દેવતાઓ કાંઈ દેવાધિદેવ નથી. આજે ઘણાઓ દેવતાઓને દેવાધિદેવથી પણ અધિક માનતા થઈ ગયા છે. જેમને દેવતાઓ શ્રી જિન કરતાં અધિક લાગે, તેમનામાં જૈનત્વનો છાંટોય નથી. સમ્યગ્દષ્ટિ દેવતાઓ તો શ્રી જિનના સેવકો છે. એ તમને જો શ્રી જિન કરતાં અધિક લાગી જાય, તો એ પણ શ્રી જિનની મહા આશાતના છે. આજે શ્રી જિનમંદિરોમાં પણ કેટલાક જૈનો એ દેવતાઓને જે

રીતિએ પૂજે છે અને માને છે, તે જોતાં લાગે કે–આ લોકો શ્રી જિનની સદા આશાતના કરી રહ્યા છે. શ્રી જિનના સેવક જૈનો આવી રીતિએ દેવતાઓને પૂજે, માને અને એની પાસે ભીખ માગ્યા કરે? શ્રી જિનના સેવકને ખરેખર શું જોઇએ? મુક્તિ સિવાય કાંઇ નહિ ને? પ્રતિ-કૂળતાઓ, દુઃખ આદિ વેઠવાની શક્તિ ન હોય ને બીજી ઇચ્છાઓ થઈ પણ જાય, તોય જૈનો પોતપોતાના કર્મનો વિચાર કરે કે નહિ? અને સઘળુંય સારૂં શ્રી જિનની સેવાથી થયા વિના રહે જ નહિ, આવું જૈનોનું માનવું ન હોય તો કોનું માનવું હોય? માટે જ શ્રી જૈન શાસનમાં એવાં દૃષ્ટાન્તો ઘણાં છે કે–પુણ્યથી મળેલા રાજ્યાદિને પણ તર-ણાની સાફક તજી દઈને અને એકાન્તે રત્નત્રયીની આરા-ધના કરવામાં ઉજમાલ બનીને મોક્ષને સાધી ગયા. તમે માગો તેમાં સમ્યગ્દૃષ્ટિ દેવો પણ કાંઈ સમજે કે નહિ? તમે શ્રી જિનની આશાતના થાય એમ એને સેવો, તો એ જોઈને એ પ્રસન્ન થાય?

પુણ્યની અનુકૂળતા વિના માગ્યું પણ મળે નહિ. પુણ્ય નહિ હોય તો માગતા રહેશો ને ઉંચે જોયા કરશો તો ડોક દુઃખશે પણ કાંઈ નહિ મળે. મગાય તોય મહેરબાની મગાય. જેમ આજના શેઠિયાઓને પણ મહેરબાની માગ-નારા ગમે છે, પણ બીજું માગે તે ગમતા નથી. આજે શેઠિયાઓની જોડે બેસનારાઓ પણ કહે છે કે–શેઠના ઘરની ચહા પીવી હોય, શેઠની ગાદી ઉપર જઈને બેસવું હોય અને શેઠ તરફથી અપાતો આદર જાળવી-રાખવો હોય, તો

શેઠની પાસે મહેરબાની સિવાય કાંઈ માગવું નહિ. આજના અણસમજુ શેઠિયાઓની મહેરબાની પણ એમની પાસે બીજું-ત્રીજું માગવા માંડતાં ઉતરી જાય છે ને દેવતાઓ તમે જેમ તેમ જે તે માગ્યા કરો એટલે આપી જાય એમ? ચક્રવર્ત્તિની પાસે આટો માગવા જવાય? ચક્રવર્તી પાસે જો કોઈ આટો માગવા જાય તો એમાં ચક્રવર્ત્તિને પોતાની મશ્કરી લાગે. કહે કે-મૂર્ખ! મારી પાસે માગવું હોય તો આ ન મગાય. એમ શ્રી તીર્થંકર ભગવાનની પાસે પણ માગવું હોય તો શું મગાય? 'જય વીયરાય'ના ભાવને સમજો. અને શ્રી તીર્થંકર ભગવાનની સેવામાં જ જેમનું હૈયું છે એવા શાસનદેવોની પાસે પણ શું મગાય? એમને તમારાથી કહેવાય કે-'તમે અમારા મહા સાધર્મિક છો. ભગવાનની અને ભગવાનના શાસનની તમે ઘણી ભક્તિ કરી છે અને કરો છો. એથી જ અમે તમને હાથ જોડીએ છીએ. અમને થાય છે કે-હજુ અમે એવી ભક્તિ અને એવી શક્તિ પામ્યા નથી. એથી અમે અમારે શ્રી જિનની જેવી સેવા કરવી જોઈએ તેવી સેવા કરી શકતા નથી. અમને એ સેવામાં અન્તરાય કરનારી જે ચીજ છે, તેને તમે તમારી શક્તિ હોય તો દૂર કરજો. તમને જોતાં તમારી શ્રી જિન-ભક્તિ યાદ આવે છે અને એની પાસે અમારી શ્રી જિન-ભક્તિ ગમે તેટલી હોય તોય તે ઘણી સામાન્ય લાગે છે. તમારી શ્રી જિનભક્તિને અમે નમીએ છીએ અને એ નમન પણ અમારામાં તમારા જેવી અથવા તેથી પણ અધિક શ્રી જિનભક્તિ કરવાની શક્તિ પેદા કરે એમ ઈચ્છીએ છીએ.

આજે તો અમે પ્રાયઃ પૂજારીએ ઘસેલા પાણી જેવા ચંદન –કેસરથી નવ ચાંલ્લા કરી આવીએ છીએ. જે ચોખા લઈ જઈએ છીએ તેય વીણેલા અને અખંડ હોતા નથી. ફળ –નૈવેદ્યનું તો પૂછવા જેવું નથી. એટલે અમે જ્યારે તમને જોઈએ છીએ, ત્યારે અમને થાય છે કે–શ્રી જિનના ભક્ત કહે-વડાવવાને અમે લાયક નથી. એટલે તમારા જેવો શ્રી જિનની ભક્તિનો ભાવ અમારામાં પ્રગટે એ માટે અમે તમને નમસ્કાર કરીએ છીએ.'

શ્રી કુમારપાળને આપણે ગઈ કાલે યાદ કર્યા હતા, આજે પણ યાદ કર્યા અને કદાચ આગળ પણ યાદ કરાશે. એ શા માટે? જે સારૂં એમનામાં જોવા–જાણવા મળે તે સારૂં મેળવવાનું મન થાય એ માટે ને? ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં શ્રી કુમારપાળ પણ એક પ્રભાવક ગૃહસ્થ થઈ ગયા છે. તમારે પણ થઇ શકાય તો શ્રી જૈન શાસનના પ્રભાવક થવું છે ને? શ્રી જૈન શાસનના આરાધક અને પ્રભાવક થવાને માટે તમારૂં મન તરફડિયાં માર્યા કરતું હશે ને? શ્રી જિનની આજ્ઞા ચારે કોર ફેલાય તો સારૂં, એવું તમારા મનમાં તો ખરૂં ને? અને એ જો મારાથી થઈ શકે તો ઘણું સારૂં એમેય તમારા મનમાં ખરૂં ને? એટલે, એવું કરવાના કોડ તો ખરા ને? જો એ હોય તો તમારે શ્રી જિનની આજ્ઞાના કેવા ભક્ત બની જવું જોઈએ? શ્રી જિનની આજ્ઞાનું પાલન કરવા જતાં જે વેઠવું પડે તે વેઠાય, પણ તસુભરેય શ્રી જિનની આજ્ઞાથી ખસાય નહિ, એવો નિર્ણય તમારે કરવો પડે ને? શ્રી

જિનની આજ્ઞાથી હૈયું ખસે નહિ, એવો નિર્ણય તમારે કરવો પડે ને? શ્રી જિનની આજ્ઞાથી હૈયું ખસે, એ તો બનવું જ જોઈએ નહિ ને? શ્રી જિનની આજ્ઞા ઉપર અવિહડ પ્રેમ થયા વિના, શ્રી જિનના શાસનના પ્રભાવક તો શું, પણ સારા આરાધકેય થવાય નહિ; અને શ્રી જિનની આજ્ઞાની અવગણના થતી જોઇને જેનું હૈયું કંપે નહિ અથવા તો શ્રી જિનની આજ્ઞાની અવગણના કરવી એ સારૂં છે એમ જેને લાગે, તેની આરાધના પણ કેવી? શ્રી જિનની આજ્ઞાની આરાધનામાં જ સાચી આરાધના અને શ્રી જિનની આજ્ઞાની પ્રભાવનામાં જ સાચી પ્રભાવના, એવું તમારા દિલમાં હોવું જોઈએ.

★

## ૧૧. શ્રી અરિહન્ત પરણે ક્યારે ?

જેનામાં સમ્યક્ત્વ હોય, તેને જે ચીજ તજવા લાયક હોય, તે ચીજ સેવવા લાયક લાગે ખરી? ઘરવાસ તજવા લાયક છે, એવી તો તમને પાકી ખાતરી થઈ ગઈ છે ને? ઘરમાં, ઘરવાસ તજવા જેવો છે, એવું બૉર્ડ રાખ્યું છે? કોઈ દહાડો છોકરાને ખોળે બેસાડીને પણ એ વાત કહી છે? છોકરા–છોકરીને પરણાવતાં પણ કહ્યું છે કે–‘ તમે સાધુ

કે સાધ્વી બનવાને તૈયાર નથી, એટલે વધારે ખરાબ ન થાય તે પૂરતું આ લગ્ન છે! બાકી તો, આ કરવા લાયક ક્રિયા નથી! પાપની ક્રિયા છે!' આવી વાતો અમસ્થીય કુટુંબને કહી છે? છોકરા–છોકરીને પરણાવવાં પડે, એ બને; સમ્યગ્દૃષ્ટિનેય પરણાવવાં પડે, એ શક્ય છે; પણ એ વખતે હૈયામાં શું હોય? સંજોગવશાત્ છોકરાને પરણાવવાનો વખત આવ્યો, વરઘોડામાં લાલચોળ પાઘડી પહેરીને નીકળ્યાય ખરા, પણ તે વખતે મનમાં એ વિચાર આવ્યો કે-'આવા દીકરાનો બાપ થઈને બેઠો છું, માટે જે ક્રિયાને હું તજવા લાયક માનું છું, તે ક્રિયાની જોગવાઈ મારે આ છોકરાને કરી આપવી પડે છે!? જે ઘરવાસ છોડવા જેવો છે, તે મારે છોકરાને સંડાવવો પડે છે ને તેમાં મારે લાલ પાઘડી પહેરીને વરઘોડામાં નીકળવું પડે!? સંસાર, તારી પણ બલિહારી છે કે–તું મારી પાસેય આવું કામ કરાવે છે! સંસારમાં રહ્યો ન હોત, તો મારે આવો વખત આવત નહિ!' આવું કાંઈ મનમાંય થાય ખરૂં?

શ્રી આદિ તીર્થંકર ભગવાનનો લગ્નોત્સવ ઈન્દ્ર જેવા સમ્યગ્દૃષ્ટિને પણ કરવો પડે છે. પણ ઈન્દ્ર સમજે છે. શ્રી ઋષભદેવ ભગવાનના ચરિત્રમાં એ વાત આવે છે. અવધિજ્ઞાનથી ભગવાનના લગ્નના સમયને જાણીને, ઈન્દ્ર પોતાનો આચાર સમજીને, ભગવાનનો લગ્નોત્સવ કરવાને તો આવ્યા હતા; પણ ભગવાનની પાસે લગ્નની વાત મૂકવી, એ કાંઈ સહેલી વસ્તુ હતી? ઈન્દ્રે આવીને ભગવાનનાં ચરણોમાં પ્રણામ કર્યા બાદ, હાથ જોડીને ભગવાનને પહેલાં તો એમ જ કહ્યું કે–

"આપ તો જ્ઞાનના નિધિ છો; જ્ઞાનના નિધિ એવા આપને 'આપ અમુક કાર્યમાં પ્રવર્તો.'—એમ કહેવું, એ મૂર્ખ માણસનું કામ છે; એટલે જે કોઈ આપને અમુક કાર્યમાં પ્રવર્તાવવાને ઇચ્છે, તેનું એ કાર્ય ઉપહાસને પાત્ર જ ઠરે; પરન્તુ સેવકો કોઈક વાર કાંઈક સ્વચ્છન્દી વચન પણ બોલે, તોય આપ તો અતિ કૃપાલુ છો, એટલે એવા પણ સેવકોને આપ કૃપાદૃષ્ટિથી જ જુઓ છો ! સેવકોએ સ્વામિના અભિપ્રાયને જાણીને જ બોલવું જોઇએ, છતાં અજાણપણે જે કાંઈ બોલાય, તેથી આપ અવકૃપા કરશો નહિ !" આવા ભાવની ભૂમિકા કર્યા બાદ, ઇન્દ્ર કહે છે કે—'આપ જ્યારથી ગર્ભમાં આવ્યા, ત્યારથી આપ વીતરાગ છો, એમ હું માનું છું; અને ચાર પુરૂષાર્થોમાંથી બીજા કોઈ પણ પુરૂષાર્થની આપને અપેક્ષા નથી, પણ આપ મોક્ષપુરૂષાર્થને માટે જ સજ્જ છો, એમ પણ હું માનું છું; આમ છતાં પણ, હે નાથ ! આપના દ્વારા જેમ મોક્ષમાર્ગ પ્રગટ થવાનો છે, તેમ લોકોનો વ્યવહારમાર્ગ પણ સમ્યક્ પ્રકારે આપના દ્વારા જ પ્રગટ થવાનો છે; એટલે, લોકવ્યવહારને માટે આપના પાણિગ્રહણનો મહોત્સવ કરવાની મારી ઇચ્છા છે; તો આપ મને તેમ કરવા દેવાની કૃપા કરો !' આમ કહીને, ઇન્દ્ર, ભગવાનને કહે છે કે—'હે સ્વામિન્ ! સુમંગલાદેવી અને સુનન્દાદેવી સાથે આપે વિવાહ કરવો તે યોગ્ય છે. એ બન્ને કન્યાઓ પૃથ્વીના ભૂષણ સમાન છે, રૂપવતી છે અને આપને અનુકૂળ છે!' ભગવાન શ્રી ઋષભદેવસ્વામિજીને, ઇન્દ્ર જેવાએ પણ લગ્નની વાત આવી રીતિએ કહી છે! એ વખતે ભગવાનને રાગ-

મોહનીયનો ઉદય નહોતો ? હતો, છતાં ઇન્દ્રે એ તારકને 'ગર્ભવાસથી આરંભીને આપ વીતરાગ છો.'–એમ કેમ કહ્યું ? એ માટે કે–રાગમોહનીયનો ઉદય હોવા છતાં પણ એ તારકના પરિણામો વિરાગપૂર્ણ હતા. શાથી ? નિર્મળ વિવેક અને નિર્મળ એવાં ત્રણ જ્ઞાને એ સહિત હતા ! સમ્યગ્દર્શન ગુણ જેનામાં પ્રગટે, તેનામાં રાગમોહનીયનો ઉદય તો હોય, પણ વિવેક આવ્યો એટલે વિરાગભાવ પ્રગટ્યા વિના રહે જ નહિ ! ભગવાન હજુ તો અવિરતિમાં બેઠેલા છે, પણ એ તારકનું સમકિત બહુ જ નિર્મળ છે અને એથી સંસારમાં પણ એ એવા વિરાગભાવથી વર્તે છે કે–ઇન્દ્ર જેવાનેય એ તારકની પાસે લગ્નની વાત મૂકવી, એ જોખમકારક લાગે છે. ઇન્દ્રે લગ્નની વાત કરી, એટલે ભગવાને અવધિજ્ઞાનથી જોયું કે–'મારૂં ભોગફળ કર્મ એવું દૃઢ છે કે–ત્રેસઠ લાખ પૂર્વ જેટલો કાળ મારે એ ભોગવવાનું જ છે !' જ્યારે ભગવાને અવધિજ્ઞાનથી જાણ્યું કે–આ ભોગફલ કર્મને ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી, ત્યારે ભગવાનનું માથું હાલી ગયું છે, મુખ નીચું નમી ગયું છે અને કરમાયેલા કમળ જેવો એ તારકનો ચ્હેરો થઇ ગયો છે. ભગવાન આમ મૌન રહ્યા, એટલે ઇન્દ્રે ભગવાનની સંમતિ સમજી લઇને, લગ્નને લગતું કાર્ય શરૂ કરી દીધું ! હવે કોઈ પૂછે કે–'ભગવાન કેમ પરણ્યા ?' તો શું કહેશો ? ભગવાન વિષયરાગથી પરણ્યા, એમ કહેશો ? ભગવાનને પણ પરણવાનો મોહ થઇ ગયો હતો, એમ કહેશો ? એવું બોલવાનું પાપ ભૂલે–ચૂકે પણ થાય નહિ, તેની કાળજી રાખજો. ભગવાન શ્રી અરિહન્તદેવોનું અન્તિમ ભવનું જીવન

જ્ઞાનપ્રધાન હોય છે. અન્તિમ ભવમાં એ જે કાંઈ કરે, તે કર્મને ખપાવવાને માટે જ કરે ! એ તારકોના અન્તિમ ભવના જીવન વિષે જરાય ઘસાતું બોલવું, એ મહા પાપના ઉદય વિના બને નહિ.

તમે પરણ્યા ત્યારે તમને કાંઈ વિચાર આવેલો ખરો ? આ પાપમાં મારે પડવું પડે છે, એવી શરમ આવેલી ખરી ? પરણેલા તે ઉત્સાહમાં કે શરમીંદા બનીને નીચે મોંઢે ? કદાચ તમારાં લગ્ન થયાં ત્યારે અમે અજાણ હશો, એ વખતે તમને ગમ નહિ હોય, પણ તમે જ્યારે તમારા દીકરા-દીકરીનાં લગ્ન કર્યાં, ત્યારે તમને ગમ હતી કે નહિ? કે, એ બધું પતાવ્યા પછી તમે સમ્યક્ત્વને પામ્યા છો ? દીકરા-દીકરીના લગ્ન વખતે લાલ પાઘડી પહેરી હશે, ત્યારે એમ મનમાં થયેલું કે-'મારે આવા કામમાં લાલ પાઘડી પહેરીને ફરવાનું ? શું નાટક છે મારૂં ? કેવા સંજોગોમાં હું ફસાણો છું કે-મારે આ વેષ ભજવવો પડે છે ? ' હૈયામાં સમ્યગ્દર્શન ગુણની છાયા હોય, તો આત્માને કેવો વિચાર આવે, તેની આ વાત છે. તેવા વખતે તમે મહાલ્યા હશો, તો તમને એમ લાગે છે કે-'હું તે વખતે કેવો બેવકૂફ બન્યો હતો? ' તમારા ઘરમાં બધા સુખી હોય, લ્હેર કરતા હોય, દીકરાય સુખમાં હોય અને દીકરીને ઘેર પણ સુખ હોય; તે વખતે, તમને એ વાતનું કદી પણ દુઃખ થાય ખરૂં કે-આ બધાને હું સંસારથી ખસેડી શકતો નથી ? હું કમનસીબ એવો છું કે-શરીર ખરાબ મળ્યું છે અને મન પણ નબળું છે, એટલે સંસારમાંથી નીકળી શકતો નથી અને આ બધાને હું વિરતિ

પમાડી શકતો નથી ! ? આવો વિચાર કોઈ દિ' આવેલો ખરો ? તમારા છોકરાના છોકરાને રમાડવાને માટે, કોઈ તમારા હાથમાં આપવાને માટે આવે, તો તમે એને લો, રમાડો, પણ તે વખતે તમને મનમાં એમેય થાય ખરું કે– ' અરે રે, શું મોહ છે ? મારા છોકરાને આ છોકરો વહાલો લાગે છે, પણ આ છોકરો એના પ્રાણેય લે, તો એમાંય નવાઈ નહિ. આ તો સંસાર છે. કર્મનું નાટક છે. કેટલાયના છોકરા બાપને હેરાન કરનારા નીવડ્યા, છતાં છોકરો સમજતો નથી ! આના રાગમાં છોકરો ભાનભૂલો ન બને તો સારું !" આવો કોઈ વિચાર આવે ખરો ? સમ્યગ્દૃષ્ટિ આત્માને મોહની ક્રિયા કરતી વખતે પણ મોહની ભયંકરતાનો વિચાર આવે તો એમાં નવાઈ નથી.

★

## ૧૨. આંખનો સંયમ :

લક્ષ્મીને તુચ્છ નહિ માનનારા અને લક્ષ્મીમાં ખૂબ રાગવાળા માણસો ઉપર ભરોસો મૂકતાં પણ બહુ વિચાર કરવો પડે. જેના હૈયામાં ઉદારતા જન્મી હોય, તેને ગમે તેવી વસ્તુ સાચવવાને માટે સોંપી શકાય અને ચિન્તા કરવી પડે નહિ, કેમ કે–કોઈ પણ પારકી ચીજ ગમે તેટલી સારી

હોય તો પણ તેના તરફ ખરાબ દૃષ્ટિ કરવાની વૃત્તિ એનામાં હોતી નથી. એની નજરે ગમે તેવી સારી ચીજ ચઢે, પણ એની એ ચીજ તરફ નજર બગડે નહિ. રસ્તે ચાલતાં એની આંખો ભમતી ન હોય. નાગરિક બજારમાં કેવી રીતિએ ચાલે? ડાફોળિયાં મારતો ચાલે? ના, નીચું જોઈને ચાલે. કેમ કે–એ સમજે છે કે–આ રસ્તા ઉપર ચાલવાનો માત્ર મારો, માત્ર માણસોનો જ હકક નથી. જીવ-જંતુઓને પણ આ રસ્તેથી પસાર થવાનો હક્ક છે ને? મારાથી તેમના હક્કને કેમ ડુબાવાય? હું નીચે જોયા વિના ચાલું, તો નાના જીવો મારા પગ નીચે આવી જાય, એટલે મને તો તેમના જીવવાનો હક્ક છીનવી લીધાનું પાપ પણ લાગે! ઉદારતા આવે તો જીવદયા પણ આવે ને? પછી મોહક વસ્તુઓનો મોહ ઉતારવાનું પણ મન થાય ને? મોહક વસ્તુઓ નજરે પડે અને કદાચ હૈયું બગડે, માટે બને ત્યાં સુધી મોહક વસ્તુઓ તરફ નજર કરવી જ નહિ. મોહક વસ્તુઓને જોવાનું મન થાય, એ પણ એક પતનનો રસ્તો છે. આંખ ઉપર એટલો કાબૂ નથી, માટે જોવાનું મન થાય છે ને?

લક્ષ્મણજીને માટે એમ કહેવાય છે કે–તે પોતાની ભાભીનાં, સીતાજીનાં કંકણોને અને કુંડલોને ઓળખી શક્યા નહોતા. રામચન્દ્રજી જ્યારે વનવાસે નીકળ્યા, ત્યારે તેમની સાથે સીતાજી પણ ગયાં હતાં. તે દરમ્યાનમાં રાવણ સીતાજીને ઉપાડી ગયા હતા. સીતાજીના ઉપડી જવાથી રામચન્દ્રજીને ખૂબ આઘાત લાગ્યો હતો. સીતાજીના વિયોગમાં રામચન્દ્રજી વિહ્વલ બની ગયા હતા. રાત-દિવસ તે

સીતાજીની શોધ કર્યા કરતા હતા અને ઝાડ, પંખી વગેરેને પણ સીતાજી સંબંધી સમાચાર પૂછતા હતા. વનમાં મળી આવેલા કેટલાક અનુચરો પણ સીતાજીની શોધમાં ફરતા હતા. તેમાંથી કોઈને જંગલમાં પડેલાં કંકણ અને કુંડલ હાથ લાગ્યાં. તે અનુચર એ કંકણને અને કુંડલને રામચન્દ્રજીની પાસે લઈ આવ્યો. કોઈને ખબર નથી કે–આ કંકણુ અને કુંડલ કોનાં છે. પણ સીતાજીનાં જ એ કંકણુ અને કુંડલ હશે, એવી કલ્પના આવે છે. કેમ કે–આવા ઘોર જંગલમાં બીજી કોઈ સ્ત્રીનું આટલું બધું કીમતી કંકણ અને કુંડલ ક્યાંથી પડેલું હોય ? છતાં પણ ખાતરી કરવાને માટે લક્ષ્મણજીને પૂછવામાં આવે છે. ત્યારે લક્ષ્મણજી કહે છે કે–

" कुंडले नाभिजानामि, नाभिजानामि कंकणे ।
नुपूर एव जानामि नित्यं पादाभिवन्दनात् ॥ १ ॥ "

લક્ષ્મણજી કહે છે કે–સીતાદેવીના પગમાં જે નુપૂર પહેરેલાં રહેતાં હતાં, તે સિવાયના તેમના કોઇ પણ અલંકારોને હું ઓળખી શકું તેમ નથી. આ કુંડલો તેમનાં છે કે નહિ અગર આ કંકણો તેમનાં છે કે નહિ, તે હું જાણતો નથી : કેમ કે–એ તરફ મારી નજર ગઈ નથી. સીતાજીના પગમાં રહેલાં નુપૂરો ઉપર તો રોજ મારી નજર પડતી હતી, કારણ કે–હું રોજ તેમના ચરણકમળમાં નમસ્કાર કરતો હતો.

સદાચારની અને સદ્‌ગૃહસ્થાઈની આ મર્યાદા હતી ને ? મોટા ભાઈની સ્ત્રીના પગમાં રોજ માથું મૂકવું અને

તેમના દેહ ઉપર કેવા કેવા અલંકારો છે તેનાથી પણ અજ્ઞાત રહેવું, એ ક્યારે બન્યું હશે ? સીતાજીને એ જોતા જ નહિ હોય ? સીતાજીની સામે આંખો બંધ કરી દેતા હશે ? એવું કાંઇ નહિ. જરૂર પડચે એ જુએ ખરા, પણ એમની આંખ ત્યાં સ્થિર બને નહિ. સીતાજીના દેહ ઉપર નજર ફેરવવા તરીકે નજર ફેરવે જ નહિ !

આજે આવી વાતો કરવી, એનો કાંઈ બહુ અર્થ છે ? આજે તો મર્યાદા એટલી બધી લોપાઈ ગઈ છે કે—આજના કેટલાકો આવી વાતોની મશ્કરી ન કરે તોય ગનીમત સમજો. હજુ તો જે કાંઇ થોડી–ઘણી સારી મર્યાદા રહેવા પામી છે, તેના નાશના પ્રયત્નો ચાલી રહ્યા છે. રસ્તે ચાલ્યા જતાં રસ્તે ગમે તેવી ચીજ પડી રહેલી જણાય, પણ એ ચીજ ઉદારના હૈયામાં વાસ પામી શકે નહિ. એ લઈ લેવાનું એને મન થાય નહિ. આજે તો આંખો ભટકતી; અને તક મળે તો કોઈનીય ચીજ જતી કરવી તે મૂર્ખાઇ મનાય ને ? રામચન્દ્રજીના વનવાસ પૂર્વેની, વનવાસ દરમ્યાનની અને અયોધ્યામાં પાછા ફર્યા પછીની હકીકતોનો વિચાર કરો, તો તમને ઉત્તમ કુટુંબમાં પરસ્પર કેવી મર્યાદા જળવાતી તેનો ઘણો સુન્દર ખ્યાલ આવે અને આજની તમારી કૌટુમ્બિક દશાને જોઈને આંખમાં આંસુ આવે. એ મર્યાદાઓ જેમનામાં નથી અને એ મર્યાદાઓ જેમને ગમતી પણ નથી, એવા માણસો આ આર્ય દેશમાં પાકવા માંડયા છે અને તેઓ શ્રી રામચન્દ્રજી આદિ પાત્રોને કલ્પિત ઠરાવવાની વાતો વહેતી મૂકી રહ્યા છે. પોતે અસદાચારી હોવા

છતાં પણ પોતાને સદાચારી મનાવવાની ખાહેશ રાખનારા માણસો, આ અને આવા બીજા પણ જગતને અનાચારનું અને સદાચારનું ભાન કરાવી શકે તેવા પૂર્વકાલના ઉત્તમ પુરૂષોને લોકના હૈયામાંથી કાઢી નખાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. જ્યારે મોટે ભાગે ધૂર્ત્ત લોકો આગેવાન બને અને મૂર્ખા લોકો તેમને તાલીઓથી વધાવે, ત્યારે આર્ય દેશના માનવીઓ કયા માર્ગે જઈ રહ્યા છે, તેની ચિન્તા તો થાય ને ?

*

## ૧૩. કર્મનો વાદ અને દયા :

જે પોતાના જ સુખમાં પોતાને સુખી માનનારો હોય અને બીજાઓના દુઃખને નહિ જોનારો હોય, તેને તો બીજા બધા આળસુ અને એદી દેખાય. દીનાદિની વાતમાં ઝટ કહી દે કે–'સાલા, એદી ને આળસુ છે!' પોતે એકલો જ જાણે મોટો ઉદ્યમી છે! આ જગતમાં જેટલા સુખી છે, તે બધા જ ખરા ઉદ્યમી છે અને બાકીના બધા એદી ને આળસુ છે, એમ તમારૂં કહેવું છે? આ જગતમાં જે કોઈ માણસો સુખને નથી પામી શકતા અને દુઃખથી રીબાય છે, તે બધા જ એદી ને આળસુ? આવી માન્યતાવાળાને, એમનો દહાડો જો એવો આવી લાગે, તો શું થાય? દીન ને અના-

થનો આવો તિરસ્કાર કરીને, તમારે એ દીન ને અનાથની કોટિમાં મુકાઈ જવું છે? દીન ને અનાથનો તિરસ્કાર તો, એવી અથવા તો એથી પણ હલકી કોટિમાંય મૂકી દે છે.

આજે તો, કેટલાકો પેલા બાદશાહના દીકરા જેવી વાત કરે છે. બાદશાહનો દીકરો ઝરૂખે બેઠો બેઠો, ભીખ માગવાને માટે નીકળેલા દીન-અનાથ લોકોને જોઈને, પોતાના નોકરને કહે છે કે-'**ये लोग क्या मांगते हैं?**'

નોકર કહે છે કે-'આ લોકો ખાવાનું માગે છે.'

પેલો કહે છે કે-'**तो यह लोग खाजां क्यों नहीं खा लेते हैं?**'

એટલે નોકર કશો જવાબ દેતો નથી, પણ એને જરા હસવું આવી જાય છે અને એથી એ પોતાને મોંઢે હાથ દઈ દે છે.

બાદશાહનો દીકરો એને હસતો જુએ છે, એટલે પૂછે છે કે-'**तूं हसता क्यों है?**'

ત્યારે પેલો નોકર કહે છે કે-'આપ કહો છો કે આ લોકો ખાજાં ખાઈ લે, પણ આમને તો ધૂળ જેવું ખાણું ખાવાનું પણ ઠેકાણું નથી. આપના ખજાનામાં ખાજાંની કિંમત નથી, કેમ કે-આપના ખજાનામાં ઘણું ભરેલું છે, પણ આમની પાસે તો કાંઈ નથી.'

બાદશાહનો દીકરો કહે છે કે-'**पैसा?**'

એટલે સુખી માણસોને દુઃખી માણસોની હાલતની સાચી ગમ ન હોય, તો એ બનવાજોગ છે ને?

પણ તમે વિચાર તો કરો કે-કોઈને દીન અને અનાથ

થવું એ ગમે ખરું ? તમને દીન અને અનાથ થવાનું મન થાય ? નહિ; તો પછી, બીજાઓને દીન અને અનાથ થવાનું મન કેમ થાય ? આ વાત વિચારો તો ખરા !

સ૦ કર્મનું ફળ છે ને ?

એટલે, એ એમના કર્મનું ફળ ભલે ભોગવે, એમ ને ? આવી રીતિએ દીન અને અનાથ આદિની ઉપેક્ષા અને તેમનો તિરસ્કાર કરવાને સારૂ, મહાપુરૂષોએ, કર્મનો વાદ તમને સમજાવ્યો હશે, એમ ? એ વાત કબૂલ છે કે–એ એમના અશુભ કર્મના ઉદય યોગે જ એવી દશાને પામ્યા છે ! એમના કર્મે એ દીન ને અનાથ છે–એ વાત સાચી; પણ તે તેમને ગમતું તો નથી ને ? એ વાત એમને અણગમતી હોવા છતાં પણ, એમના કર્મે એમને માટે એવી સ્થિતિ સર્જી–એ માન્યું; પણ જેમનાં કર્મોએ જેમને સુખ, સંપત્તિ અને સાહ્યબી આપી છે, એવા માણસોનો સદાચાર કયો ? એ એમ કહે કે–'એ એના કર્મને ભોગવે છે અને હું મારા કર્મને ભોગવું છું.'–તો એ એનો સદાચાર છે ? 'તમે સુખી કેમ ?'–એ વખતે મૂછ પર હાથ દઈને ખૂમારીથી કહો કે–'મારૂં કર્મ છે.' અને 'પેલો દુઃખી કેમ ?'–એ વખતે તોછડાઈથી કહો કે–'સામાનું કર્મ નથી, નસીબ જોઇએ ને ?' અને એના તરફ તમે એમ ફીટકાર બતાવો, તો એ સદાચાર નથી, પણ ભયંકર કોટિનો અનાચાર છે.

*

## ૧૪. શાહ અને બાદશાહ :

પ્રજા જો અસદ્ વ્યયને તજી દે અને સદ્વ્યયને અપનાવી લે તો એથી જે રાજકર્ત્તા હશે, તે પણ ધર્મમય બની જશે. એથી વાતાવરણ પણ કેવું સુન્દર કેળવાય અને એની શી અસર થાય, તેને જો આપણે વિચારીએ જ નહિ, તો કહેવું પડે કે–આપણે આર્ય સંસ્કૃતિની જે મહત્તા, તેને સમજ્યા જ નથી. અહીં તો સૌ માને કે–'આપણે અહીંથી પાંચ પચીસ વર્ષમાં જ જવું જ પડશે. પુણ્ય ને પાપ સિવાય કાંઈ સાથે આવશે નહિ. ધનાદિ છે તે અહીંનું અહીં રહેશે. આવા ધનથી જેટલું પુણ્યોપાર્જન થાય, તે કરી જ લેવું.' ધર્મને બહુ નહિ સમજેલા પણ આર્ય દેશના માનવીઓના હૈયામાં આ વાત હતી. એથી સુખી માણસો સદાને માટે દીન–દુઃખી, ગરીબ–અપંગ આદિની સંભાળ રાખતા. સામાન્ય પ્રજાય સાદું ખાવું–પીવું ને સાદું પહેરવું–ઓઢવું, એમાં સંતોષ માનતી. આ બધું તો ઉપાય નહિ માટે કરવું પડે, પણ ખરું સુખ તો ઇશ્વરભજન આદિમાં છે–આ એક રૂઢ માન્યતા રહેતી. એના યોગે, રાજ્ય પણ આબાદ રહેતું. રાજ્યને લાંબો ખર્ચો રાખવો પડતો નહિ. રાજ્યને જોઇએ તે કરતાંય અધિક મળી જતું. એમાં રાજ્ય ઉપર કોઈ આફત આવતી ને રાજ્ય તરફથી ધનની માગણી કરવામાં આવતી,

ત્યારે સુખી માણસો જરાય ખંચકાયા વિના જરૂર પૂરી કરી દેતા. આવા તો આ દેશમાં ઘણા પ્રસંગો બન્યા છે. સુખી માણસો સંઘરતા તેય માત્ર પોતાના સુખને માટે નહિ. મનમાં એમ ખરું જ કે–અવસરે રાજાને ને પ્રજાને કામ લાગશે. કેટલાક સુખી માણસો તો, ત્રણ ત્રણ વર્ષો સુધી એકધારો દુકાળ પડે તોય સેંકડોને ખવડાવીને જીવાડી શકે એટલું ધાન્ય ભંડારમાં ભરી રાખતા. તક આવ્યે સંઘરેલું ધન પણ કાઢીને આપી દેતાં અચકાતા નહિ. સામાન્યપણે મનોવૃત્તિ જ એવી કે–અવસરે કોઈના–જરૂરવાળાના ઉપયોગમાં જે ધન કે ધાન્ય આવે નહિ, તે સંઘર્યું શું કામનું?

આ દેશના ઇતિહાસમાં એવા અનેક પ્રસંગો જડાએલા છે, જેમાંનો એક શાહ કે બાદશાહનો પ્રસંગ પણ જડાએલો છે.

એક વાર એક ભાટે બાદશાહ પાસે વાણિયાઓની શાહ તરીકે પ્રશંસા કરી. બાદશાહથી એ પ્રશંસા ખમાઈ નહિ, પણ ભાટે તો દાખલા દલીલથી સિદ્ધ કરી બતાવ્યું કે–પૂર્વકાળમાં વાણિયાઓએ એવાં એવાં સારાં કામો કર્યાં છે કે–એમને શાહનું બીરૂદ મળેલું છે.

એવા વણિકો કેવા હતા? અસદ્વ્યય કરવો નહિ અને સદ્વ્યય ચાલુ રાખવો, એ બન્નેય સદાચારોને સારી રીતિએ પોતાના જીવનમાં જીવનારા હતા. એમાં કેટલાક પુણ્યશાલિઓ પાસે સ્વાભાવિક રીતિએ સંગ્રહ થઈ જતો અને તે અવસરે સારા કામમાં ઉપયોગી પણ બનતો.

ભાટની વાણીને બાદશાહ રોકી શક્યો તો નહિ, પણ

બાદશાહે ભાટની એ વાતની મનમાં ગાંઠ વાળી લીધી. એ અરસામાં, ભયંકર દુકાળનો સમય આવી લાગ્યો. પશુઓના ને મનુષ્યોના જીવનનો મોટો સવાલ ઉપસ્થિત થયો. બાદશાહે પેલા ભાટને બોલાવ્યો અને તેને આજ્ઞા કરી કે–'તારા શાહ જો સાચા શાહ હોય, તો તેમને કહી દે કે–આ દુકાળનો સમય કાઢી આપે; નહિતર, તેમનું શાહ બીરૂદ લઈ લેવાશે !'

ભાટ આવ્યો વાણિયાઓની પાસે. મહાજન ભેગું થયું. બધી વાત મુકાઈ. પહેલાં તો ભાટને કહ્યું કે–'આવી પ્રશંસા કરવાની જરૂર નહોતી.' પણ ભાટે કહ્યું કે–'મેં તો જેવું હતું તેવું કહ્યું. તમારા પૂર્વજોનાં કામો એવાં છે. અમે તો જેના ગુણ જોઈએ, તેના ગુણ ગાઈએ.' ભાટને બાદશાહની માફી માગી આવવાનું સૂચન પણ કરાયું, પણ ભાટે તો કહી દીધું કે–'ભાટનું વેણ પાછું ના ફરે.'

મહાજને હવે વિચાર કરવા માંડ્યો કે–કરવું શું ? બાર મહિના સુધી આખા રાજ્યને અનાજ પૂરૂં પાડવાની જવાબદારી, એ કાંઈ સામાન્ય વાત છે ? એમાં પૈસા કેટલા જોઈએ ? એટલું બધું નાણું લાવવું ક્યાંથી ? પણ નક્કી કર્યું કે–આ કામ કરવું તો જોઈએ જ, એટલે સૌએ ટીપ કરવાનો નિર્ણય કર્યો.

પછી ભાટને બોલાવીને કહ્યું કે–'જા, તું બાદશાહની પાસેથી એક મહિનાની મુદત લઈ આવ.'

ભાટ ગયો મહિનાની મુદત લેવાને અને અહીં મહાજને ટીપ શરૂ કરી. બધા ભેગા હોય, તેમાં તો કોઈ શક્તિવાળા હોય પણ ઉદાર ન હોય અને ઉદાર હોય પણ શક્તિવાળા

ન હોય, એ બધું સંભવિત છે ને? જેટલો ફાળો થયો તેટલો કર્યો અને તે પછી નક્કી કર્યું કે–આપણે બહાર-ગામ જઈને બાકીની મદદ મેળવી લેવી.

એટલામાં, ભાટ પણ પાછો આવી ગયો અને તેણે કહ્યું કે–'બાદશાહે એક મહિનાની મુદત આપી છે.' એટલે બીજે જ દિવસે મહાજન ટીપ કરવાને માટે નીકળી પડ્યું.

મહાજન ફરતું ફરતું એક ગામ પાસેથી પસાર થતું હતું. ત્યાં એમને એક મહાજન વણિક મળ્યો. એ વણિક એવો હતો કે–જમવાના વખતે એના ગામ પાસે થઈને કોઈ મહાજન નીકળે, તો તે એને ઘરે જમ્યા વિના જઈ શકે નહિ. પેલાને ફુરસદ ન હોય, તોય આ ગામની ભાગોળેથી એ ભૂખ્યો ને ભૂખ્યો તો આગળ જઈ શકે જ નહિ. પોતે જાતે તપાસ રાખે ને જમાડ્યા વિના જવા દે નહિ. તમે આવું કાંઈ કરો ખરા? તમને આવું કાંઈ કહું તો ઝટ સામે રેશનીંગનો પથ્થર મૂકો, પણ એવું હૈયું છે ખરૂં? પેલો વણિક બધાને પગે લાગીને કહે છે કે–'મારી એક વિનંતિ સ્વીકારો.' આનાં ફાટ્યાં-તૂટ્યાં કપડાં જોઈને, પહેલાં તો પેલા ગામના મહાજનને થયું કે–આ કોણ જાણે શુંય કહેશે, પણ આણે તો એટલી જ વિનંતિ કરી કે–'મારે ઘરે પગલાં કરી, મને છાશ-રોટલો જે કાંઈ મળે તેનાથી આપની ભક્તિ કરવાનો લાભ આપીને, પછી આપ આગળ પધારો!'

એનો આગ્રહ જ એવો હતો કે–ના પાડી શકાય નહિ; અને ભોજનનો સમય પણ થયેલો. એટલે બધા એ

વણિકની સાથે એને ઘરે આવ્યા. જ્યારે બધા જમવા બેઠા ત્યારે ચકિત થઈ ગયા. આજે આવું સારૂં ભોજન અહીં મળશે, એવી કલ્પના જ નહોતી.

બધા જમી પરવાર્યા, એટલે પેલો વાણિયો કહે છે કે-'તાપ છે, તો જરા આરામ કરો.' બધાએ આરામ પણ કર્યો, કેમ કે-નિરાંતે જમ્યા હતા.

પછી પેલો વાણિયો પૂછે છે કે-'કહો શેઠિયાઓ! શું કામે નીકળ્યા છો?' એટલે આવેલ મહાજનમાંથી એકે બાદશાહની અને દુકાળની વાત કરી.

આ કહે છે કે-'આવા કામમાં મને પણ લાભ આપો!'

પેલાઓએ ટીપનું કાગળિયું કાઢ્યું અને પૂછ્યું કે-'કહો, તમારા કેટલા દિવસ લખીએ?' એમ કહીને આનું નામ છેલ્લું લખ્યું.

આ વાણિયો કહે છે કે-'તમને વાંધો ન હોય તો આ ટીપ મને વાંચવા દો.'

પેલાઓએ ટીપનું કાગળિયું આપ્યું. તે આ વાંચી ગયો. પછી કહે છે કે-'હવે આપને બીજે ક્યાંય જવાની જરૂર નથી. આપ બાદશાહને જઇને કહો કે-અમારો એક ભાઈ આખાય વર્ષમાં આખા રાજ્યને અનાજ પૂરૂં પાડવાને માટે જેટલું ધન જોઇશે તે આપશે. આપ બધા પુણ્યશાલી છો. મોટા શહેરમાં રહો છો, એટલે આપ ઘણાં કામો કરો છો. અહીં ગામડામાં મને ક્યારે લાભ મળે? માટે આ કામનો લાભ તો મને જ આપો.'

બધા તો, આ વાતને સાંભળીને હેબતાઈ જ ગયા.

કાગળિયે દુકાળ કાઢવા નીકળ્યા હતા ને? એમ દુકાળ નીકળતો હશે? આની પાસે કેટલું ધન હશે? એનું ધન કોથળીમાં ભરેલું નહોતું; વખારમાં ભરેલું હતું. એ ધન પણ કેવું? નગદ. ગામમાં દાહ લાગે અને કદાચ અગ્નિથી આખું ગામ સળગી જાય, તોય એના ધનને આંચ આવે નહિ એવું! ધન ઓગળી જાય તોય એના માલિકને બહુ સહવું પડે નહિ એવું! બધાને આશ્ચર્યમૂઢ બનેલા જોઈને, આ કહે છે કે–'ચિન્તા કરો નહિ. હુંય સાચો છું ને મારૂં ધનેય સાચું છે.'

પેલા કહે છે કે–'તમે અમારી સાથે બાદશાહની પાસે ચાલો.'

જાય છે, આ બાદશાહની પાસે. આખું મહાજન કહે છે કે–'આ શેઠ એકલા જ આખાય વર્ષ સુધી આખા રાજ્યની પ્રજાનું પાલન કરશે.'

બાદશાહ હેરત પામી જાય છે. 'આટલું બધું આ એકલો આપી દેશે?'–આમ બાદશાહને થાય છે.

ત્યારે આવા માણસોએ રાખેલું તે શાથી? મનમાં એમ તો ખરૂં જ કે–અવસરે સ્થાને વ્યય કરી શકાશે. આવો તે ધનિક હતો, છતાં કપડાં પણ કેવાં પહેરતો? કપડાં મેલાં-ઘેલાં, ફાટયાં-તૂટયાં હતાં, એથી લાગે છે ને કે–એ અસદ્ વ્યય તો નામ માત્રનો પણ નહિ કરતો હોય? આવા ધનવા-નોને માટે તો લોક એમ જ કહે કે–આવાઓની પાસે પૈસા ભલે રહ્યા.

બાદશાહ મોંમાં આંગળાં ઘાલી જાય છે. શાહની પ્રશંસા

કરનારા ભાટને ધન્યવાદ આપે છે. બાદશાહ કબૂલ કરે છે કે–શાહ પહેલો અને બાદશાહ પછી. આવી તો ઘણી વાતો ઇતિહાસની તવારીખમાં અંકાએલી છે અને એ બધી ધનવાનોને સદા સદ્‌વ્યય કરવાનો તથા અવસર આવી લાગે તો સઘળું દઈ દેવાનો બોધ આપે છે.

★

## ૧૫. દુકાળ વખતે ધનનો સદ્‌વ્યય :

થોડા વખત પહેલાં બનેલો અને કર્ણોપકર્ણ સાંભળેલો એક બનાવ છે. અમુક મહાપુરૂષો ખાનગીમાં બેઠા બેઠા વાતો કરતા હતા. તેમાં એ વાત નીકળી કે–આ વર્ષે આ દેશમાં દુકાળ પડશે.

મહાપુરૂષો તો ખાનગીમાં વાત કરતા હતા, પણ સંયોગવશાત્ બન્યું એવું કે–એ વાત એક ગરીબ વાણિયાને કાને પડી ગઈ.

એ તો આ વાતને સાંભળીને દુઃખી દુઃખી થઈ ગયો અને ચિન્તામાં પડી ગયો. એને એ ચિન્તા થઈ કે–' દુકાળ પડવાનો એ નક્કી વાત છે; આવા મહાપુરૂષોની વાતમાં શંકાને સ્થાન હોય નહિ; પણ દુકાળ પડશે તો આ ઢોરની અને ગરીબ માણસોની શી હાલત થશે ? ઘણાં ઢોરો ને ઘણાં

માણસો મરી જશે !' બહુ મુઝાયો. એને થયું કે–'મારી પાસે ધન નથી, નહિ તો આ વખતે ખરેખરૂં ઉપયોગમાં આવી જાત.'

તમે દુકાળ આવવાનો છો–એવી વાત જો જાણી જાવ તો કરો શું ? શક્તિ હોય તોય વાતો જ કરો કે સદ્‌વ્યયની સુન્દર તકને ઝડપી લેવાને માટે તૈયાર થઈ જાવ ?

આની તો તેવડ નથી; છતાં પણ એને ચિન્તા થાય છે. અકારણે, અકાળે, અનેક જીવોનું મૃત્યુ થાય, તે સહાય ? પેલો એક ધનિકની પાસે ગયો. એને કહ્યું કે–'શેઠ ! આ વર્ષે દુકાળ પડશે.'

ધનિક પૂછે છે કે–'કોણે કહ્યું ?'

આ કહે છે કે–'અમુક મહાપુરૂષો ખાનગીમાં વાત કરતા હતા, તે અચાનક હું સાંભળી ગયો. એમની વાત ખોટી હોય નહિ.'

એ ધનિક કહે છે કે–'સારૂં, તો જેટલું અનાજ મળે તેટલું ભરી લો.'

આણે શેઠની વખારોમાં અનાજ ભર ભર કર્યું. શું કરવા ? મારે ને શેઠને સુખે ખવાશે, એ માટે નહિ ! પોતાના જીવનની ચિન્તા નહોતી; અનેકોને જીવાડવાની ચિન્તા હતી !

દુકાળ આવ્યો. ચોમેર ભૂખનું દુઃખ શરૂ થઈ ગયું. શેઠ તરફથી રસોડું ખોલાઈ ગયું. કહેવાઈ ગયું કે–'જેને ખાવાનું હોય નહિ, તે ચાલ્યા આવો. દાળ ને રોટલો અહીં મળી જશે.'

બે વિઘ્નસંતોષી માણસોથી આ ખમાણું નહિ. ગયા

રાજા પાસે. વાત કરી કે–'આવા સમયમાં એક વાણિયો આવું કરે, એમાં તો રાજાના ગૌરવને હીણપત લાગે. લોકમાં રાજાનું નામ હલકું પડે અને વાણિયાનું નામ આગળ આવે.'

રાજા કહે છે કે–'પણ એમાં તો આખા ગામનું અને મારા રાજ્યનું ગૌરવ છે ને?'

પેલા કહે છે કે–'આપ તો મોટા માણસ, એટલે આવો જ વિચાર કરો; પણ આમાં લોકના હૃદય ઉપર કેવી છાપ પડે?'

રાજા કહે છે કે–'એ જો આવું કરીને રાજા કહેવાતો હોય, તોય હું રાજી છું.'

તોય પેલા કહે છે કે–'આપનું અને આપના રાજ્યનું નામ ઊંચું રહેવું જોઇએ.'

પછી રાજાએ પેલા વાણિયાને બોલાવ્યો. રાજા શાણો હતો એટલે ગમે તેમ બોલે નહિ, પણ શાણપતથી વાત કરે છે. એ કહે છે કે–'તમે જે કામ શરૂ કર્યું છે, તે બહુ સારું કર્યું છે; પણ એ કામ કરતાં રાજ્યની આબરૂ ન ઘટે તેમ કરજો. એ માટે તમારે જેટલાં નાણાંની જરૂર હોય, તે આપણી તીજોરીમાંથી મંગાવી લેજો.'

શેઠિયાએ ઘરે આવીને વિચાર કર્યો કે–'બધાને દાળ ને રોટલો ખવડાવવામાં રાજ્યની આબરૂ ઘટે. માટે હવેથી લાપશી ને દાળ ખવડાવવી!'

બીજા દિવસથી લાપશી ને દાળ ખવડાવવાનું શરૂ થયું. એથી લોકમાં તો આની પ્રશંસા ઓર વધી ગઈ. આણે, તો, એ જ કહેવાનું રાખેલું કે–'આપણા રાજા સાહેબની

મહેરબાનીથી જ દુકાળ દેખાતો નથી.' પણ લોક તો જે દેખે તે કહે ને?

પેલાઓથી પાછું ખમાયું નહિ. વિઘ્નસંતોષિઓનો સ્વભાવ જ એવો. પોતે સારૂં કરવું નહિ અને કોઇ સારૂં કરે તેથી તેનું સારૂં બોલાય તો તે ખમાય નહિ. એટલે બીજાના સારા કામમાં પણ રોડાં નાંખવાનું જ એમને મન થાય. રાજાની પાસે જઈને એમણે રાજાને કહ્યું કે–'લોકો આપને ભૂલી ગયા છે અને ચારે કોર એનાં જ ગીત ગવાય છે.'

રાજાએ કહ્યું કે–'હું તપાસ કરીશ.'

રાજા ધારતો હતો કે–'વાણિયાએ રાજ્યની તીજોરી-માંથી પૈસા મંગાવ્યા હશે.' પણ તપાસ કરી તો જણાયું કે–એક પાઈ પણ એણે મંગાવી નથી.

રાજાએ એ શેઠને બોલાવ્યો અને હકીકત પૂછી. વાણિ-યાએ કહ્યું કે–'પહેલાં તો દાળ ને રોટલો અપાતાં હતાં, પણ આપે ફરમાવ્યું કે–રાજ્યની આબરૂ ન ઘટે તેમ કરજો, એટલે ત્યારથી લાપશી ને દાળ અપાય છે. આપની મહેરબાનીથી પ્રજા સુખે જીવી ગઈ અને પશુઓનું પણ રક્ષણ થઇ ગયું.'

રાજા પૂછે છે કે–'પણ તમે તીજોરીમાંથી નાણાં કેમ મંગાવ્યાં નહિ?'

શેઠ કહે છે કે–'મારૂં ધન એ પણ આપનું જ ધન છે. આપનું ધન ને મારૂં ધન જુદું નથી. બાકી તો, આ ધનના આપેય ટ્રસ્ટી છો અને હુંય ટ્રસ્ટી છું. આવા વખતે જો ધનને સંઘરી રાખીએ, તો પછી ધન રાખ્યું કામનું શું?'

રાજા શેઠની વાત સાંભળીને ખુશ થઇ ગયો. કહ્યું

કે–'તમે મારે કરવા લાયક કામ કર્યું છે. તમારા જેવાથી જ રાજ્ય આબાદ છે.'

જે દિ' આ દેશમાં અસદ્ વ્યયના પરિત્યાગનો અને સદા સ્થાને વ્યય કરવાનો સદાચાર આવી જશે, તે દિ' આવા ધનવાનો પાકશે. આજની સરકારને પણ સુધરવું પડશે. પ્રજા સુધરે તો રાજાને સુધરવું જ પડે. આવી દશા લાવશો, તો દુશ્મનોને દુશ્મનાવટ મૂકી દેવી પડશે. માટે પહેલાં પોતે સુધરવાની જરૂર છે. તમારી પાસે જો ધન હોય અને બીજાઓના ઉપર ઉપકાર કરવાની બુદ્ધિ હોય, તો ઉપકાર કરવાના બધા દરવાજા ઉઘાડા છે: કોઈનાય ઉપર ઉપકાર કરવાની ભાવના સૌએ કેળવવી જોઈએ. ઉપકાર થાય શક્તિ મુજબ, પણ ભાવના તો જોઈએ ને? ઉપકાર કરવાની ભાવના આવે એટલે ઉપકાર લેવાની ભાવના ભાગી જાય અને પોતે સહન કરીને પણ ઉપકાર કરવાનું મન થાય. ઉપકાર કરવાને માટે પણ અનીતિનો આશ્રય લેવો એ ખોટું છે. પ્રમાણિકપણે કમાતાં જે મળે, તેમાંથી આજિવિકાનો નિર્વાહ કરવામાં કૃપણ બનીને પણ ઉપકાર કરવાની ભાવના કેળવવી જોઈએ. આજે જેઓ બજારમાં જાય છે, તે ઉપકાર કરવા માટે નથી જતા. જે કમાય છે, તે પરોપકાર કરવાને માટે કમાતા નથી. જે ધંધા કરે છે, તે પરોપકારના હેતુથી કરતા નથી. એમાં કોઈ અપવાદ રૂપ હોય અને એમ કહેતો હોય કે–તે જે કાંઈ કરે છે તે પરોપકારને માટે જ કરે છે, તો તેની વાતનો ઈનકાર કરવો નથી, પણ એવી વાતને એમ ને એમ માની લેવાય નહિ.

## ૧૬. આપણે બગડ્યા માટે યુગ બગડ્યો :

આપણે અહીં મહત્ત્વની વાત તો એ હતી કે–તમે જો ટેક્ષ આપવો પડે–એટલું કમાઓ છો, તો ટેક્ષ આપવામાં વાંધો શો નડે છે? ટેક્ષ ન આપવો હોય, તો ન કમાવ. બધા બગડ્યા છે, એમ કહીને તમે તમારા ખરાબ વર્તનનો બચાવ કરો નહિ. સમજો કે–આપણે બગડ્યા, માટે યુગ બગડ્યો છે. આ સમજ આવે, તો ઝટ થાય કે–જો આપણે સુધર્યા, તો યુગ સુધરશે. બધા આત્મા સદાચારી બની જાય, તો યુગ બગડેલો રહે? પછી તો, આપણે જોઈ આવ્યા એવા દયાળુ સજ્જનો ઘણા પાકે ને? જેઓ એવા દયાળુ હોય, તેમને ખબર પડે કે–કોઈક રાજ્ય ચઢી આવે છે, રક્ષણની જરૂર છે, રક્ષણ માટે પૈસાની જરૂર છે, તે દિવસે એ શું કરે? આપ્યા વિના રહે નહિ! એમાંય જો એવી ખબર પડી જાય કે–રક્ષણ માટે લોક તરફડે છે, તો જે કોઈ રક્ષણ કરી શકે એવા હશે, તેમને એ પોતાનાં કપડાં પણ આપી આવશે.

વાત એ છે કે–આજે માનસ બહુ વિકૃત બની ગયું છે. મારી તો માનસ ફેરવવાની વાત છે. જો માનસ ફરી જાય અને સૌ મોક્ષમાર્ગના આરાધક બની જાય, તો ઘણી આપત્તિઓ ચાલી જાય. પછી તો, જે આ દેશને આપત્તિમાં

મૂકવાને આવશે, તે આ દેશના આધ્યાત્મિક સામર્થ્યને જોશે અને એની ભાવના બદલાઈ જશે. એના વિચારોમાં પરિવર્તન આવી જશે; અને કદાચ પરિવર્તન નહિ પણ આવે, તોય તે કાંઈ કરી શકશે નહિ. તમે આર્ય દેશના માનવી થઈને આધ્યાત્મિક બળની વાતને સમજો છો કે નહિ?

પહેલાં તો ભણવાની ચોપડીમાં એવા ભાવની એક વાત આવતી હતી કે—એક રાજા ફરવાને માટે નીકળ્યો. ફરતાં ફરતાં તે થાકી ગયો અને તૃષાતુર બની ગયો.

એક શેરડીનો વાઢ જોઈને તે એમાં પેઠો અને પાણી માગ્યું. રાજાને થાકેલો જોઈને, વાઢવાળાએ એને પાણીને બદલે શેરડીનો રસ પાવાનો વિચાર કર્યો.

શેરડીના સાંઠા ઉપર એક છરીનો જરા ઘા કર્યો કે—રસની શેરો ફુટી. તરત જ આખો ગ્લાસ ભરાઈ ગયો. રાજાને એ ગ્લાસ આપ્યો.

રાજા તરત જ આખો ગ્લાસ ગટગટાવી ગયો. એને રસ એટલો મીઠો લાગ્યો કે—એણે બીજો ગ્લાસ માગ્યો.

વાઢવાળો બીજો ગ્લાસ ભરવાને માટે ગયો. એ આમ ગયો ને રાજા જુદા વિચારે ચઢયો. 'આવી રસપૂર્ણ શેરડી અહીં પાકે છે, માટે આ લોકોને સારી આવક હોવી જોઈએ. આ લોકો પાસેથી જમીન મહેસુલ વધારે લીધું હોય, તો વાંધો આવે નહિ.'

રાજા આવો વિચાર કરતો હતો, ત્યાં વાઢવાળાએ શેરડીના સાંઠા ઉપર છરી મારી, પણ રસ નીકળ્યો નહિ.

વાઢવાળો તરત જ સમજી ગયો કે—કાંઈક કાળું છે. એણે

આવીને રાજાને કહ્યું કે–' ભાઈ! તારી બુદ્ધિ બગડી લાગે છે, કે જેથી મારી શેરડી પણ બગડી.'

રાજાએ કહ્યું કે–' તારી વાત સાચી છે. હવે ફરી જઈને ઘા કર; રસ જરૂર નીકળશે.' રાજાએ તરત જ પોતાના વિચારને બદલી નાંખ્યો અને શેરડીમાંથી રસ નીકળ્યો. પછી એણે ખુલાસો કર્યો કે–' હું રાજા છું અને મને તારી પાસેથી વધારે મહેસુલ લેવાનો વિચાર આવેલો.'

આ એક પ્રકારની આધ્યાત્મિક શક્તિ છે. સદ્‌વિચારની ને અસદ્‌વિચારની સામા ઉપર, સામી ચીજ ઉપર, વાતાવરણ ઉપર અસર થાય છે. સદ્‌વિચારો જેટલા ફેલાય તેમાં લાભ અને અસદ્‌વિચારો જેટલા ફેલાય તેમાં નુકસાન.

## ૧૭. મુસાભાઇનાં વા ને પાણી :

આમાં લોકને રાજી કરવા ખાતર ખોટાં પણ કામો કરવાં, એવી કોઈ વાત છે નહિ તેમ જ અજ્ઞાન અને દ્વેષી લોકોની વાતોને તાબે થઈ જઈને અવશ્ય હિતકારી એવાં કામોને કરતાં અટકી જવાની વાત પણ નથી. આ એવા જ લોકવ્યવહારના અનુપાલનની વાત છે, કે જે લોકવ્યવહાર

ધર્મનો વિરોધી ન હોય. લોકને રાજી કરવાની ખાતર ખોટાં કામો કરનારાઓ તો પાયમાલ થઈ જાય છે. જે લોકને રાજી કરવાને ખાતર ખોટાં કામ કર્યાં હોય, તે જ લોક પાછો પાછળથી એમની નિન્દા કરનારો બની જાય છે. જેમ કે-જમાડવા આદિના લોકવ્યવહારને અનુસરવા જતાં, કેટલાકો પાયમાલ થઈ જાય છે અને લોકમાં નિન્દાપાત્ર પણ બની જાય છે. શક્તિ હોય, ખવડાવી શકાય તેવી તાકાત હોય, તો ગૃહસ્થો આગળના કાળમાં અનેક પ્રસંગોને ઉભા કરીને જમણવારો કરતા, પણ કેવળ લોકરૂઢિમાં પડીને, પાસે કાંઈ ન હોય તો પણ ગમે તેમ કરીને ખવડાવવું, એ તો અનાચાર ગણાય. પોતાની શક્તિ, સ્થિતિ અને સંયોગો આદિને તપાસીને માણસે ચાલવું જોઈએ ને ? એ કાંઈ જોવું નહિ અને યેન કેન ભેગું કરીને લોકવ્યવહારનું અનુપાલન કર્યાનો દાવો કરવો, એ વ્યાજબી છે ? પારકા લાવીને પાછા આપવા નહિ અથવા પારકું લેણું ડૂબે એમ કરવું, એ શું લોકવ્યવહારથી વિરૂદ્ધ નું કામ ગણાય નહિ ?

તમે 'મુસાભાઈનાં વા ને પાણી' વાળી લોકમુખે કહેવાતી વાત તો જાણો છો ને ? કહેવાય છે કે-મુસાભાઈની કોઈ સ્થિતિ નહોતી અને એની જમાતના લોકો પાછળ પડ્યા કે-મુસાભાઈએ જમાતને જમાડવી તો જોઇએ જ. જે તે કહેવા લાગ્યા કે-આ તો આપણી જમાતનો વ્યવહાર છે, માટે ચાલે જ નહિ.

મુસાભાઇને પહેલાં તો ઘણી ચિન્તા થઈ કે-હવે કરવું શું ? પણ પછી મુસાભાઇએ નિર્ણય કરી લીધો કે-કાંઈ વાંધો

નહિ. ખવડાવું ને ખા ભુલાવું ત્યારે જ હું મુસાભાઈ ખરો!

જમાતને જમાડવાનો દિવસ નક્કી કર્યો અને જમણને માટે જેટલી ચીજો જોઈએ તે બધી ચીજો જમાતની દુકાનેથી લઈ આવ્યો.

બધા જમવાને બેસી ગયા. વાનગીઓ ઠીક ઠીક બનાવેલી અને વ્યવસ્થા સુન્દર રાખેલી, એટલે બધા ખુશ ખુશ થઈ ગયા. બધા કહેવા લાગ્યા કે–'મુસાભાઈ જબરા નીકળ્યા.'

મુસાભાઈ તો હાથમાં ઠંડું પાણી અને પંખો લઈને જમાતની વચ્ચે ફરે છે. ઠંડું પાણી પીવડાવે ને પવન નાંખે. જે કોઈ પ્રશંસા કરે, તેને કહે કે–'જમાતનું જમાત ખાય; મુસાભાઇનાં તો વા ને પાણી બે.'

મુસાભાઈ આ એકનું એક જ વાક્ય વારંવાર બોલતો જાય છે, પણ જમાતના લોકો કાંઈ સમજતા નથી. એ વખતે તો, જમાતના લોકોને એમ લાગે છે કે–મુસાભાઈ કેટલા બધા નમ્ર છે!

જમાત જમી ગઈ. કેટલાક દિવસો ગયા, એટલે જમાતની દુકાનેથી લોકો ઉઘરાણીએ મુસાભાઇની પાસે આવ્યા. મુસાભાઇએ તો જવાબ તૈયાર જ રાખ્યો હતો. કહે કે– "આમાં ઉઘરાણીએ શાના આવ્યા છો? જમાતનું જમાત જમી ગઈ. મેં તો તે જ વખતે કહ્યું હતું કે–'જમાતનું જમાત ખાય; મુસાભાઇનાં તો વા ને પાણી બે!' જમાતને જમવું હતું, તો જમાતને મેં જમાડી દીધી!" મુસાભાઈ પાસે હતું શું, કે જે જમાતવાળા લે?

એટલે, લોકવ્યવહારને અનુસરવાની વાત કાંઈ આવી

હોય? આવી રીતિએ જે લોકાચારનું પાલન કરે, તેની હાલત શી થાય? આપણને ખરાબ કરે, પાપમાં નાંખે અને ધર્મથી પતિત કરે–એવા લોકાચારોને અનુસરવાનું હોય નહિ. આ સાંભળીને ખવડાવવાની તાકાતવાળાઓ ખવડાવવાના આચારોને તાળાં મારતા નહિ. એવાઓ તો ન ખવડાવે, તે એમને માટે અનાચાર ગણાય. વાત એ છે કે–માણસે લોકમાં બની શકે ત્યાં સુધી એવી રીતિએ જીવવાનો પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી ધર્મની સાધનામાં લોક અન્તરાય કરનારો નીવડે નહિ, પણ સહાય કરનારો નીવડે. લોકવ્યવહારને સુયોગ્ય રીતિએ જાળવનારા જીવો, પોતાના બીજા પણ સારા આચારોથી, શિષ્ટ જનોને પ્રિય બને છે અને એના યોગે તેઓને માટે ધર્મની પ્રાપ્તિ તથા ધર્મની સાધના સુલભ બને છે; તેમ જ, તેઓ બીજાઓને પણ સારા માર્ગે સહેલાઇથી દોરી શકે છે.

*

## ૧૮. ચિત્રકારની ભૂમિશુદ્ધિ:

ઉપદેશકે હૈયાને ઘસવામાં સહાયક બને તેવી સામગ્રી પૂરી પાડવાની હોય અને શ્રોતાઓએ એ સામગ્રી દ્વારા પોતપોતાના હયાને ઘસીને નિર્મળ બનાવવાની મહેનત કર-

વાની હોય. આ રીતિએ જો ઉપદેશકનો અને શ્રોતાનો મેળ જામે, હૈયું જેવી રીતિએ ઘસાવું જોઈએ તેવી રીતિએ જો હૈયું ઘસાય અને એથી હૈયામાં નિર્મળતા પ્રગટે, તો ગુણો તો આપણા બાપના છે. એટલે કે—આપણા પોતાના જ છે. આપણે કાંઈ ગુણ માટે ભીખ માગવી પડે તેમ છે? ધન—ધાન્યાદિ માટે ભીખ માગવી પડે એમ છે—એવું જો તમે કહો, તો હું કહું કે—એ વાત ખરી છે; રૂપાદિ પાંચ માટે ભીખ માગવી પડે તેમ છે—એવું પણ જો તમે કહો, તોય હું કહું કે—એ વાત ખરી છે; પણ ગુણ માટે કાંઈ કોઈનીય પાસે ભીખ માગવાની જરૂર પડે એવું છે ખરૂં ? નહિ ! કેમ ?

સ૦ હૈયામાં છે માટે.

ગુણ હૈયામાં નહિ પણ આત્મામાં બેઠેલા જ છે માટે! આપણે પોતે સઘળાય ગુણોના માલિક છીએ. આપણો સ્વભાવ જ ગુણમય છે. પણ આજે તો એના ઉપર પડલ આવી ગયેલાં છે. અનાદિકાળથી આપણા ગુણો ઉપર પડલ આવી ગયેલાં છે અને એ પડલોને ઘસીને સાફ કરી નાંખવાની આપણે જેવી જોઇએ તેવી કાળજી કરી નથી, માટે હજુ આપણે સંસારમાં રખડીએ છીએ. થોડાં પણ પડલો ઘસાયાં, માટે આપણને ગુણો આપણામાં એટલે આત્મામાં પોતામાં જ છે—એવી પ્રતીતિ થાય છે. હવે તો આપણે ગુણોને સંપૂર્ણપણે પ્રગટ કરવા છે ને ? એ ગુણોને પ્રગટ કરવાની મહેનત કરવાને માટે અને કરેલી એ મહેનત સફળ બને એ માટે, તમારે તમારા હયાને ઘસી ઘસીને નિર્મળ બનાવવાની જરૂર છે.

એવી એક કથા કહેવાય છે કે—એક રાજાની સભામાં, એક માણસ, નજરાણું કરીને રાજાને ચરણે ભેટ ધરવાને માટે આવ્યો. તે એ રાજ્યનો જ વતની હતો, પણ કમાવાને માટે પરદેશ ગયો હતો. ઘણે ઘણે સ્થળે ફરીને અને કમાઇને એ પાછો આવ્યો હતો.

રાજાએ એની ખબર પૂછી અને 'ક્યાં ક્યાં ફરી આવ્યો?' તે જાણવા માગ્યું. એ માણસે પણ, પોતે જ્યાં જ્યાં ફર્યો હતો તેનું તથા ત્યાં ત્યાં જે મહત્ત્વનું જોયું હતું, તે વગેરેનું વર્ણન કર્યું.

રાજાએ પૂછ્યું કે—'તું બધે ફરી આવ્યો અને તેં બધું જોયું, પણ તું એ કહે કે—તેં બીજા રાજ્યમાં એવું શું સારૂં જોયું, કે જે આપણા રાજ્યમાં ન હોય?'

એ વખતે પેલાએ કહ્યું કે—'અમુક રાજ્યમાં મેં એવી ચિત્રસભા જોઇ, કે જે ક્યાંય બીજે જોઇ નથી અને આપણા રાજ્યમાં તેની ખામી છે.'

રાજાએ તરત જ પોતાના માણસોને હુકમ કર્યો અને તે રાજ્યમાં જે કારીગરોએ ચિત્રસભા બનાવી હતી, તેમાંના જ બે કારીગરોને બોલાવી મંગાવ્યા.

એ કારીગરો આવ્યા, એટલે રાજાએ એ કારીગરોને બોલાવીને હુકમ કર્યો કે—'તમે બન્ને થઈને એ રાજ્યમાં છે એથી પણ સુન્દર એવી ચિત્રશાળા છ મહિનામાં અહીં બનાવો અને એ માટે તમારે જે જોઈએ તે તમને મળશે.'

કરીગરો કામે લાગી ગયા. છ મહિના પૂરા થયા,

એટલે રાજાએ એ બન્ને કારીગરોને બોલાવ્યા અને પૂછ્યું કે–'તમે બન્નેએ તમારું કામ પૂરું કરી દીધું છે?'

એક કારીગરે કહ્યું કે–'મેં મારો ભાગ બરાબર ચિત્રમય બનાવી દીધો છે.'

બીજા કારીગરે કહ્યું કે–'મહારાજ, મેં તો હજુ પીંછી પણ હાથમાં નથી લીધી.'

રાજાએ પૂછ્યું કે–'તો પછી તમે અત્યાર સુધી કર્યું શું?'

પેલો કહે કે–'મેં તો માત્ર સફાઇનું જ કામ કર્યું છે. મેં શું કામ કર્યું છે, તે શબ્દોથી વર્ણવીને સમજાવી શકાય તેવું નથી. આપ ત્યાં જોવા પધારો, એટલે આપને ખ્યાલ આવી જશે.'

રાજા પોતાના પરિવાર સહિત નવી ચિત્રશાળાને જોવાને માટે ગયો. જુએ છે તો આખીય ચિત્રશાળા ચિત્રમય દેખાય છે.

આખી ચિત્રશાળાને ચિત્રમય જોઈને રાજા ખુશ થઈ જાય છે અને જે કારીગરે એમ કહ્યું હતું કે–મેં હજુ પીંછી પણ હાથમાં નથી લીધી, તે કારીગરને રાજા પૂછે છે કે–'તમે તો તમારું કામ પૂરું કરી લીધું છે, છતાં પીંછી હજુ હાથમાંય લીધી નથી–એમ કેમ કહ્યું હતું?'

પેલો કહે છે કે–'મહારાજ, મેં જે વાત કહી હતી તે સાચી જ છે. જુઓ.'

આ પ્રમાણે કહીને, એ કારીગરે ચિત્રશાળાના મધ્ય ભાગમાં જે પડદો હતો; તે નખાવી દીધો. વચ્ચે પડદો આવી ગયો, એટલે ચિત્રશાળાના એ અડધા ભાગની ભીંત કોરી કટ દેખાઈ.

રાજાએ પૂછ્યું કે–' આ શું ? '

કારીગર કહે છે કે–' આ જ મારૂં આજ સુધીનું કામ. હવે પીંછી હાથમાં લેવી ન પડે. વગર ચિત્રોએ આ ભીંત ચિત્રમય દેખાય. સામેનાં બધાં ચિત્રો આમાં પ્રતિબિમ્બિત થાય. જરાય ફેરફાર લાગે નહિ. જોનાર અજાયબી પામે.

આ રીતિએ અત્યાર સુધી તમારાં હૈયાંને ચોખ્ખાં કરવાની મહેનત કરવામાં આવી છે. તમારાં હૈયાં ચોખ્ખાં થયાં છે કે નહિ, એ તમારે કહેવું પડે. તમે જો ભેગો પરિશ્રમ કર્યો હશે, તો તમારા હયાની સફાઈ થઈ હશે. જ્યાં સુધી હયાની સફાઈ કરીએ નહિ, ત્યાં સુધી દોષ ટળે નહિ અને ગુણ પ્રગટે નહિ. એ માટે જ વાત કરી કે–માનવીએ એક માત્ર મોક્ષને જ પોતાના પરમ આદર્શ તરીકે નક્કી કરી લેવો જોઈએ. જેમણે મોક્ષને પરમ આદર્શ તરીકે સ્વીકારીને, સુદેવ–સુગુરૂ–સુધર્મને પોતાના હૈયામાં સ્થાપિત કર્યા હશે, તેમણે તો પોતાના હૈયાને એટલું નિર્મળ બનાવ્યું છે, પણ જેમણે તેમ નહિ કર્યું હોય, મોક્ષને પરમાદર્શ તરીકે નહિ સ્વીકાર્યો હોય અને મોક્ષને માટે સુદેવ–સુગુરૂ–સુધર્મનું પોતાના હયે સ્થાપન નહિ કર્યું હોય, તેમણે તો પોતાના હયાને મેલું જ રાખ્યું છે–એમ કહેવું પડે. આમાં દરેકે પોતાનો નિર્ણય પોતે જ કરી લેવાનો.

*

## ૧૯. શ્રી રાવણ અને શ્રી ધરણેન્દ્ર

આત્મલક્ષ્મી સિવાયની લક્ષ્મીનો ખપ લાગે એ જ ખોટું છે. કર્મને વશ જીવ છે, એટલે દુઃખ સહવું ભારે પડે એ બને, એથી અનેકવિધ વાંછિતો થાય એય બને અને બાહ્ય લક્ષ્મી મેળવવા આદિનો પ્રયત્ન થાય એય બને, પણ લક્ષ્ય કયું હોય? એને પૂછીએ કે–દુઃખથી ડરવા જેવું ખરૂં? તો કહે કે–ના, દુરિતથી જ ડરવા જેવું. વાંછવા જેવું શું? તો એ કહે કે–વાંછા જ ન થાય એવી સ્થિતિ! લક્ષ્મી કયી મેળવવા જેવી? તો એ કહે કે–આત્મલક્ષ્મી. એને લાગે કે–આ સિવાયનું હું જે કાંઈ પણ કરૂં છું, તે હું કર્મના બન્ધનમાં ફસાએલો છું માટે મારે કરવું પડે છે.

એટલે, શ્રી જિનના દર્શનમાં, શ્રી જિનના વન્દનમાં અને શ્રી જિનના પૂજનમાં એની નજર મોક્ષ ઉપર જ કેન્દ્રિત થયેલી હોય. શ્રી જિનના દર્શન, વન્દન અને પૂજન આદિના ફળ તરીકે એ ઈચ્છે તો મોક્ષને ઇચ્છે અને મોક્ષમાર્ગની આરાધનામાં જરૂરી અનુકૂળતાઓને ઈચ્છે. અસલ તો ફળની ઈચ્છા જ થવી નહિ જોઈએ, કારણ કે–શ્રી જિન એવા દોષરહિત ને ગુણસમ્પન્ન છે કે–એ પરમ તારકનું દર્શન આદિ કરનારને એ દર્શનાદિનું ફળ મળ્યા વિના રહેતું જ નથી. આમ છતાં પણ ફળની ઈચ્છા થઈ જાય તોય તે મોક્ષ અને

મોક્ષમાર્ગની આરાધનાથી વિપરીત કોટિની તો નહિ જ હોવી જોઇએ. મોક્ષમાર્ગની આરાધનાની અનુકૂળતામાં ઘણું સમાય છે, પણ એમાં મોક્ષને પામવાનો ભાવ પ્રધાન રહે છે; જ્યારે એની એ જ સામગ્રીની ઈચ્છા જો મોહથી થાય, તો તો એ શ્રી જિનના દર્શન આદિ સાથે સોદો કરવા જેવું થાય. એ ઇચ્છા મોક્ષમાર્ગની આરાધનામાં અન્તરાય કરનારી નીવડે. શ્રી જિનના સાચા ભક્તના મનમાં તો એવું હોય કે-શ્રી જિનની ભક્તિનું ફળ આપવામેં દુનિયામાં કોઈ સમર્થ નથી. શ્રી જિનનો ભક્ત, શ્રી જિનના ભક્તને આપે ખરો, શ્રી જિનના ભક્તનું દુઃખ દૂર કરવાને મથે ખરો, પણ શ્રી જિનનો ભક્ત શ્રી જિનની ભક્તિનું ફળ શ્રી જિનના ભક્ત પાસેથી પણ ઇચ્છે કે નહિ? તમારી શ્રી જિનભક્તિ જોઈને શ્રી જિનનો કોઈ ભક્ત ખુશ થઇ જાય અને તમને તમારી શ્રી જિનની ભક્તિને લક્ષ્યમાં રાખીને કાંઈક આપવાને ઈચ્છે, માગ્યું આપવાને ઈચ્છે, તો તમે એ વખતે શો જવાબ દો? આમાં પણ તમે તમારા માનસને પિછાની શકો એવું છે. માનસનું પરિવર્તન, એ અતિ અગત્યની વસ્તુ છે. વિપરીત ભાવથી ભરેલું માનસ પલટો ખાઈ જાય, તો શ્રી જિનને તમારે તમારા હૈયામાં ઘાલવા એ ખૂબ જ સુલભ બની જાય.

રામાયણમાં શ્રી રાવણનો એક પ્રસંગ આવે છે. પ્રસ્તુત બાબતમાં એ પ્રસંગ પ્રેરણા આપે એવો છે. શ્રી રાવણને તમે કેવાક માનો છો? એ સારા હતા કે ખરાબ જ હતા? એમનો કર્મોદય ઘણો ખરાબ, પણ એ વખતેય એમનામાં લાયકાત ઘણી પ્રગટેલી હતી, એ તમે જાણો છો? એ નરક-

ગામી હતા અને મરીને નરકે ગયા; પણ, તેમાં પ્રધાનતા ભૂતકાળની ભૂલની હતી. એમની વર્તમાનકાળની કારવાઈ જે બગડી, તે ભૂતકાળના ભયંકર કોટિના નિકાચિત પાપના ઉદયથી. બાકી એ આત્મા સારો હતો. ભૂતકાળમાં પાપ એવું ઉપાર્જેલું કે–વર્તમાનમાં પાપ કરાવ્યા વિના રહે નહિ; અને જ્યાં પાપનો ખ્યાલ આવે એટલે આત્મા સારો માટે દુઃખ અનુભવે. છતાં પાપોદયનું જોર એવું કે, એ એમને પાપમાં પ્રવર્તાવ્યા વિના રહે નહિ. એ નરકગામી હતા એટલે એમનાથી પાપ પણ એવાં જ થયાં છે, છતાં એમના જીવનમાં જોઇએ તો થાય કે–એ પાપ એમના પાપોદયના વશથી થયાં છે, પણ પાપ કરવાનું દિલ કરે એવો એમનો આત્મા નહિ હતો. કર્મનું બળ પણ જેવું તેવું નથી હોતું. કર્મના બળને તોડવાને ઇચ્છનારા બધા તરત જ કર્મના બળને તોડી શકે એવો નિયમ નહિ. કર્મ પછાડે અને પછડાવું પડે એવુંય બને. પણ જેને એક વાર કર્મના બન્ધનને તોડી નાંખવાનું મન થાય તે અન્તે ફાવ્યા વિના રહે નહિ. શ્રી રાવણ જેમ એ ભવમાં નરકગામી હતા, તેમ પછી મોક્ષગામી બન્યા વિના રહે નહિ એવા પણ એ હતા.

શ્રી રાવણ એક વાર નિત્યાલોકપુર જઈ રહ્યા હતા, એક કન્યાને પરણવાને માટે. એ જ વખતે શ્રી વાલી મુનીશ્વર શ્રી અષ્ટાપદગિરિ ઉપર કાયોત્સર્ગમાં સ્થિત હતા.

શ્રી રાવણનું વિમાન શ્રી અષ્ટાપદગિરિ ઉપરથી પસાર થતાં સ્ખલના પામ્યું. એથી ક્રોધે ભરાયેલા શ્રી રાવણે નીચે જોયું, તો કાયોત્સર્ગમાં રહેલ શ્રી વાલી મુનીશ્વરને જોયા.

શ્રી વાલી મુનીશ્વરને જોતાંની સાથે જ શ્રી રાવણનો ક્રોધ દમ વધી ગયો, કેમ કે–શ્રી વાલી જ્યારે રાજા હતા રે એમના હાથે શ્રી રાવણે હાર ખાધી હતી. અને અત્યારે ‘ એમણે જ મારા વિમાનને સ્ખલના પમાડી છે.’ એવું રાવણે માની લીધું.

ક્રોધના આવેશના અન્ધાપામાં શ્રી રાવણે નિર્ણય કરી ધો કે–‘ આ પર્વત સહિત આ વાલીને ઊંચકીને લવણ મુદ્રમાં પટકી દઉં ! ’

આવેશે ભાન ભુલાવ્યું છે, એટલે અત્યારે એમને જો કોઈ વિચાર જ આવતો નથી. શ્રી રાવણ તો પેઠા શ્રી ષ્ટાપદગિરિની નીચે. એથી આખો પર્વત ધ્રૂજી ઉઠયો.

શ્રી વાલી મુનીશ્વરે પોતાના અવધિજ્ઞાનથી શ્રી રાવ-ણની પ્રવૃત્તિને જાણી લીધી. તીર્થનો નાશ, અનેક પ્રાણિ-ઓનો સંહાર, એ વગેરે થતું અટકાવવાનો શ્રી વાલી મુનીશ્વરે નિર્ણય કર્યો.

શ્રી વાલી મુનીશ્વર તો અનેક લબ્ધિઓના સ્વામી હતા. શ્રી રાવણને શિક્ષા આપવાને માટે એમણે માત્ર પોતાના પગનો અંગુઠો જ દબાવ્યો. પણ એના પરિણામે શ્રી રાવણ પર્વત નીચે એવા તો ચગદાયા કે, લોહી વમતા થઈ ગયા અને મહા બળવાન છતાં રાડારાડ કરવા લાગ્યા. તરત જ શ્રી વાલી મુનીશ્વરે દયાથી પગનો અંગુઠો પૂર્વવત્ કરી દીધો.

શ્રી રાવણને પોતાની ભૂલનો હવે ખ્યાલ આવી ગયો , એટલે એમણે શ્રી વાલી મુનીશ્વરની પાસે આવીને સરળ-તાથી ક્ષમાયાચના કરી.

આ પછી શ્રી રાવણ શ્રી અષ્ટાપદગિરિ ઉપરના શ્રી જિનચૈત્યમાં દર્શનાદિ કરવાને ગયા. અહીં શ્રી જિનભક્તિ કરતાં જે પ્રસંગ બન્યો છે, તેની જ વિચારણા ચાલુ વિષયમાં ઉપયોગી છે.

શ્રી રાવણ નીકળ્યા છે શું કરવાને? નિત્યાલોકપુરના વિદ્યાધર રાજાની રત્નાવલી નામની કન્યાને પરણવાને માટે! એમાં વચ્ચે કષાયનું ભારે તાંડવ આવી જવા પામ્યું અને માની માણસ કદી ન ભૂલી શકે એવો પરાજય થયો. પણ શ્રી રાવણ એ પરાજયને ભૂલી ગયા. એમણે સરળતાથી મુનીશ્વરને ખમાવ્યા અને પછી ગયા શ્રી જિનમન્દિરમાં શ્રી જિનની ભકિત કરવાને માટે! જે સંયોગોમાં આ બની રહ્યું છે તે સંયોગોને ધ્યાનમાં રાખીને વાતનો વિચાર કરજો.

શ્રી જિનમન્દિરમાં પેસતાં પહેલાં શ્રી રાવણે સર્વ શસ્ત્રોને મૂકી દીધાં અને તે પછી તેમણે ભગવાન શ્રી ઋષભદેવસ્વામિજી આદિ ચોવીસેય ભગવન્તોનાં કાયપ્રમાણ શ્રી જિનબિમ્બોની અષ્ટપ્રકારી પૂજા કરી.

આવા વખતે અષ્ટપ્રકારી પૂજા કરવાનું સૂઝે ખરૂં? દર્શન કરવાને મંદિરમાં પેસે તોય ઝટપટ દર્શન કરીને નીકળવાની વેતરણ હોય? કે, અષ્ટપ્રકારી પૂજા કરવાની વેતરણમાં પડે? અહીં દરેકે પોતે વિચારવું જોઈએ કે— 'શ્રી રાવણની જગ્યાએ જો હું હોઉં તો એવા અવસરે મને શું કરવાનું મન થાય? મારૂં મન એવા વખતે શ્રી જિનની પૂજામાં લીન બને ખરૂં?'

શ્રી રાવણ તો બીજું બધું ભૂલી જઈને શ્રી જિન

પૂજામાં લીન બની ગયા. શ્રી જિનનો સેવક જ્યાં શ્રી જિનના દર્શનાદિમાં પ્રવૃત્ત થાય, ત્યાં એ બીજું બધું ભૂલી જ જાય ને? ગમે તે કામ લઈને નીકળ્યો હોય, પણ શ્રી જિનમન્દિરમાં પેસતાં તો એ પેલા કામના વિચારને મગજમાંથી કાઢી જ નાંખે ને? 'નિસિહી' બોલીને શ્રી જિનમન્દિરમાં પ્રવેશ કરવાનો છે ને? 'નિસિહી' માત્ર મોંઢેથી જ બોલવાનું વચન છે કે શ્રી જિનમન્દિરમાં પેસનારની પ્રતિજ્ઞા રૂપ એ વચન છે? શ્રી જિનદર્શનાદિ સિવાયની સઘળીય પ્રવૃત્તિઓના ત્યાગની પ્રતિજ્ઞા સ્વરૂપ એ વચન છે. આજે નિસિહી બોલનારા એ પ્રતિજ્ઞાને સમજે છે ખરા? અને એ પ્રતિજ્ઞાના પાલનની કાળજીવાળા હોય છે ખરા? નિસિહીની પ્રતિજ્ઞા કરનારા અને એનું પાલન કરવાની કાળજીવાળા કોઈક તો હશે ને? –એવું ન પૂછતા. એવા ભાગ્યવાનો નથી એમ નહિ, પણ તમે તમારી મનોદશાનો વિચાર કરજો. તમે જે કામે નીકળ્યા હો, તે જો ખાસ અગત્યનું લાગતું હોય તો એ કામ સારી રીતિએ જલદિથી થઈ જાય, એવું કહેવાને માટે જ મન્દિરમાં જવાય અથવા તો શ્રી જિનમન્દિરમાં જઇને એવા ભાવની પ્રાર્થના કરાય, આવું બની જાય છે કે નહિ? એટલે, લક્ષ્ય શ્રી જિનની ઉપાસના નહિ પણ પોતાના કામની સિદ્ધિ એ લક્ષ્ય, એવું પણ બને છે ને?

શ્રી રાવણ તો શ્રી જિનમન્દિરમાં પેસીને શ્રી જિનદર્શન અને શ્રી જિનપૂજનમાં એકતાન બની ગયા. અષ્ટપ્રકારી પૂજા કર્યા પછીથી, શ્રી રાવણે ભાવપૂજન આરંભ્યું. શ્રીમતી મંદોદરીએ પણ અષ્ટપ્રકારી પૂજા કરી લીધી અને ભાવપૂજન

આરંભ્યું. ભાવપૂજનમાં ભગવાન શ્રી જિનેશ્વરદેવોના ગુણોની સ્તુતિમય ગીત શ્રીમતી મંદોદરી ગાય છે અને શ્રી રાવણ વીણા વગાડે છે. સપ્ત સ્વરથી મનોરમ ભક્તિગીત ગાવામાં શ્રીમતી મંદોદરી અને ગ્રામરાગથી રમ્ય એવું વીણાનું વાદન કરવામાં શ્રી રાવણ એકતાન બની ગયેલ છે. આ ભાવપૂજનમાં સ્ખલના ન આવે એટલા માટે તો મહા સાહસિક શ્રી રાવણે પોતાના સ્નાયુતંતુને ખેંચી કાઢીને વીણાને પ્રમાર્જી લીધી છે. વિચારો, શ્રી જિનના ગુણોનું ગાન કરવામાં કેવી એકતાનતા આવી ગઈ હશે ?

આમ સ્તવના ચાલી રહી છે, એટલામાં ખુદ શ્રી ધરણેન્દ્ર દર્શન–વન્દન–પૂજનાર્થે આવી પહોંચે છે. શ્રી ધરણેન્દ્ર આવીને ભગવાન શ્રી જિનેશ્વરદેવોનાં બિમ્બો દ્વારા ભગવાન શ્રી જિનેશ્વરદેવોને પૂજે છે અને વન્દન કરે છે, છતાં શ્રી રાવણની ભાવપૂજાની–શ્રી જિનસ્તવનાની ચાલુ પ્રવૃત્તિમાં જરાય અન્તરાય પડતો નથી. શ્રી ધરણેન્દ્રે પણ એવી રીતિએ પૂજા–વન્દન કર્યું, કે જેથી શ્રી રાવણની ચાલુ સ્તવનામાં વિઘ્ન આવે નહિ. આજે તો કોઈ મજેથી સ્તવના કરી રહ્યું હોય, ત્યાં નવો આવેલો ઘોંઘાટ કરી મૂકે, એવું પણ બને છે ને !

શ્રી જિન પ્રત્યેના ભકિતભાવની જે તન્મયતાથી શ્રી રાવણ શ્રી જિનની સ્તવના કરી રહ્યા છે, એ જોઈને શ્રી ધરણેન્દ્ર પણ ખુશ ખુશ થઈ જાય છે. શ્રી ધરણેન્દ્ર શ્રી જિનની એ સ્તવનાથી એટલા બધા પ્રસન્ન મનવાળા બની જાય છે કે–આ રાવણ જે કાંઈ પણ મારી પાસે માગે, તે હું આને આપું, એવું શ્રી ધરણેન્દ્રના મનમાં ઉગે છે. શ્રી ધરણેન્

શ્રી રાવણને વાંછિત દેવાને તત્પર થઈ જાય છે. કેમ ? ભગવાનના એ પણ સાચા ભકત છે માટે ! શ્રી જિનનો ભકત શ્રી જિનના ભકતની ભક્તિને જોઈને તુષ્ટ થાય અને એને જે કાંઈ ખપતું હોય તે યથાશકય દેવાને તૈયાર થઈ જાય, એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ છે જ નહિ. ભગવાન ભક્તિથી ન રીઝે, પણ ભગવાનની ભક્તિથી ભગવાનનો ભકત રીઝયા વિના રહે નહિ. ભગવાનની ભકિત જોઈને ભગવાનના ભકતને ભકિત કરનારની ભકિત કરવાનું પણ મન થયા વિના રહે નહિ. શ્રી ધરણેન્દ્ર શ્રી રાવણને કહે છે કે–' જેવો તારો સુન્દર ભાવ છે, તેવું જ સુન્દર આ શ્રી જિનસ્તુતિ રૂપ ગીત છે. ગીત શ્રી જિનસ્તુતિમય છે અને તારો ભાવ શ્રી જિનભકિતમય છે. તારા આ ગાનથી હું તુષ્ટ થયો છું.'

શ્રી રાવણ કહે છે કે–' નાગેન્દ્ર ! દેવાધિદેવના ગુણોની સ્તવનાથી તમે તુષ્ટમાન થયા છો તે યોગ્ય જ છે. ભગવાન પ્રત્યે તમારા હૈયામાં જે ભક્તિભાવ છે, તેનું જ એ પ્રતિક છે.' એટલે કે–' ભગવાનનો ભક્ત ભગવાનના ગુણોની સ્તવનાથી તુષ્ટ થાય, એ કોઈ આશ્ચર્યકારક બીના નથી. એ તો તદ્દન સ્વાભાવિક બીના છે.'

ભગવાનની ભક્તિ કરીને શ્રી રાવણ ખૂબ રીઝયા છે, એમ લાગે છે ને ? ભક્તિય એમણે કરી અને રીઝયાય એ. ભગવાન રીઝયા નહોતા, પણ ભગવાનની ભક્તિ કરી શકવાના પ્રતાપે શ્રી રાવણ પોતે રીઝયા હતા. અહીં તો શ્રી રાવણ જેમ ભકિત કરીને રીઝયા હતા, તેમ શ્રી ધરણેન્દ્ર પણ શ્રી રાવણની શ્રી જિનભકિત જોઈને રીઝયા હતા. આથી જ શ્રી

ધરણેન્દ્રે શ્રી રાવણને કહ્યું કે–'જો કે ભગવાન શ્રી અરિહન્ત-દેવોના ગુણોની સ્તુતિનું મુખ્ય ફળ મોક્ષ છે, તો પણ ઇન્દ્ર એવો હું તને શું આપું તે તું જ કહે!'

જવાબમાં શ્રી રાવણ કહે છે કે–'તમે આ વરદાન કરો છો એથી તમારી શ્રી જિનભક્તિ ઉત્કર્ષને પામે છે; પરન્તુ હું જો તેનો સ્વીકાર કરૂં, તો તેથી મારી શ્રી જિન-ભક્તિ અપકર્ષને જ પામે.'

છે ને બન્નેય ખરેખરા શ્રી જિનભક્તો? એક કહે છે કે–'તું માગ, તું જે માગે તે હું આપું!' ત્યારે બીજો કહે છે કે–'મારે જોઈએ નહિ. તું આપે એમાં તારી ભક્તિ તો વૃદ્ધિ પામે, પણ હું લઉં એમાં મારી ભક્તિની સાવ હીનતા જ થઈ જવા પામે.'

શ્રી ધરણેન્દ્ર શ્રી રાવણની આવી નિરાકાંક્ષતા જોઇને વિશેષ તુષ્ટ થઈ જાય છે અને શ્રી રાવણને અમોઘવિજયા નામની શક્તિનું તથા રુપવિકારિણી નામની વિદ્યાનું સાદર સમર્પણ કરીને પોતાના સ્થાને ચાલ્યા જાય છે.

આ પ્રસંગ વિવેકપૂર્વક વિચારનારને ઘણી રીતિએ ઉપકારક નીવડે એવો છે. શ્રી ધરણેન્દ્ર પણ પહેલું તો એ જ કહે છે કે–શ્રી જિનભક્તિનું મુખ્ય ફળ તો મોક્ષ જ છે. સાચી શ્રી જિનભક્તિથી પરમ્પરાએ પણ પ્રાપ્ત થનારૂં પ્રધાન ફળ તો મોક્ષ જ છે, એ વાત ધ્યાનમાં રહેશે? શ્રી જિનનું દર્શન પણ મોક્ષના હેતુએ કરવાનું, શ્રી જિનનું વન્દન પણ મોક્ષના હેતુએ કરવાનું અને શ્રી જિનનું પૂજન પણ મોક્ષના હેતુએ કરવાનું. શ્રી જિનભક્તિ કરવાથી મને

મોક્ષ મળે એટલી પણ ઇચ્છા ન રહે તો એ સૌથી સારૂં. શ્રી જિનભકિતથી મોક્ષ મળ્યા વિના રહે જ નહિ—એવો શ્રદ્ધાભાવ પ્રગટે અને પછી મોક્ષફળની પણ ઇચ્છા કર્યા વિના જ શ્રી જિનભકિત કરાય, એ ઘણી ઉંચી કક્ષા છે. પણ ફળની ઇચ્છા થાય, ફળની અપેક્ષા રખાય, તો પણ તે મોક્ષફળ સિવાયની ઇચ્છા ન રખાય, તોય તે ઘણું ઘણું છે. મોક્ષફળની ઇચ્છા હોવા છતાં પણ મોક્ષમાર્ગની સારી રીતિએ આરાધના કરી શકાય એ હેતુથી જરૂરી અનુકૂળતાઓની ઇચ્છા થાય એ પણ બનવાજોગ છે, પણ એમાં તો મોક્ષનો હેતુ જળવાઈ રહે છે. પણ મોક્ષનો હેતુ પેદા થવો એ સહેલી વાત નથી. જીવ વિવેકી બને અને વિચારક બને તો એને મોક્ષ સિવાયનું કાંઈ પણ ઇચ્છવા જેવું છે જ નહિ એમ જરૂર લાગે, પણ વિવેકપૂર્વકની સૂક્ષ્મ વિચારણા આવે એ માટેય આત્મામાં લાયકાત પ્રગટવી જોઈએ છે. જો આટલી બધી ઉત્તમ ધર્મસામગ્રી પામ્યા પછીથી પણ એ લાયકાત આત્મામાં પ્રગટે નહિ, તો ભારે કર્મીપણું છે એમ તો અવશ્ય માનવું પડે. તમારા જેવાને માટે એ એકદમ માની લેવાય એવું છે ? તમે તો શ્રી જિનભક્તિના રસવાળા છો ને ? શ્રી જિનભક્તિનો રસ, એટલે શ્રી જિને કહેલા મોક્ષમાર્ગને સેવવાનો રસ. તમને ભગવાને કહેલો માર્ગ તો ગમે છે ને ? શ્રી ધરણેન્દ્ર જેવાને પણ શ્રી જિનભકિત કરવાનું મન થાય, તો તમારા જેવાને તો વધારે મન થવું જોઈએ ને ? શ્રી ધરણેન્દ્રની પાસે સુખસામગ્રી વધારે કે તમારી પાસે સુખસામગ્રી વધારે ?

*

## ૨૦. બાપને બાપ કહેતાં શરમાતો શિક્ષક :

આર્ય દેશના માનવના જીવનમાં, સ્વાભાવિક સંસ્કારોથી સિદ્ધ કયી વસ્તુ હોય, કે જે વસ્તુના યોગે, જે જીવને યોગમાર્ગને પામવાની ઈચ્છા થાય તે જીવ યોગમાર્ગને સહેલાઈથી પામી શકે, એની આજે વાત કરવી છે. તેમાં પહેલો ગુણ એ કહ્યો છે કે–'गुरुदेवादिपूजनम् ।' સંસારમાં જન્મેલાને માટે પહેલા ગુરૂ કોણ? ગુરૂ એટલે જેમનું ગૌરવ કરવા યોગ્ય હોય તે! આ દૃષ્ટિએ, સંસારમાં જેવો માણસ જન્મે તેવા તેના પહેલા ગુરૂ કોણ હોય છે?

સ૦ માતા–પિતા.

સૌથી પહેલા ગુરૂ તરીકે તો પ્રાપ્તિ માતા–પિતાની જ થાય ને? માતા–પિતા ગુરૂસ્થાને છે, એનો ખ્યાલ તમને તો હશે ને? આ આર્ય દેશની વાત છે. આર્ય દેશમાં માનવજન્મ અનન્ત પુણ્યે મળે છે. આર્ય દેશમાં અનન્ત પુણ્યે માનવજીવનને પામેલા અને તેમાં પણ ઉત્તમ કુળને પામેલા જે જીવો, તે જીવોનું જીવન પ્રાયઃ યોગને પમાડે એવું હોય છે. જીવને જે પરમાદર્શ રૂપ પરમ પદની સાથે યોજે, તેને યોગ કહેવાય છે. આર્ય દેશમાં ઉત્તમ કુળમાં જન્મેલા માનવીનું જીવન એ યોગને પમાડે તેવું હોય, એવું મહાપુરૂષોનું માનવું છે. તમારૂં શું માનવું છે? એટલે મહાપુરૂષો

કહે છે કે–એનામાં પહેલો ગુણ ગુરૂવર્ગનું પૂજન કરવાનો તથા દેવાદિનું પૂજન કરવાનો હોય. ગુરૂવર્ગમાં પહેલાં માતા-પિતા છે, કેમ કે–માણસ જેવો જન્મ્યો, એટલે તરત પહેલો યોગ માતા–પિતાનો થાય છે. પછી કલાચાર્યનો નંબર આવે છે. તે પછીથી માતા–પિતા અને કલાચાર્યનાં ભાઈ–ભગિની આદિનો નંબર આવે છે. અને ત્યાર બાદ ધર્મનો અને નીતિનો બોધ આપનારા જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ વડિલ જનોનો નંબર આવે છે. આ ક્રમે જીવને ગુરૂવર્ગનો યોગ થાય છે.

જે જીવ આ દેશમાં માનવ તરીકે જન્મે તેના પહેલા ગુરૂ માતા–પિતા છે, આ સંસ્કાર આજે જીવતો છે કે મરી ગયો છે? આ સંસ્કાર આ આર્ય દેશમાં એક કાળે ઘણો વ્યાપક હતો અને હજુય આ સંસ્કાર અમુક અંશે પણ દેખાય છે ખરો, પણ આપણે તો આપણી જાત તરફ નજર રાખીને વિચાર કરવાનો છે. તમે એમ વિચારો કે–'આપણને આપણાં માતા–પિતા સૌથી પહેલાં ગુરૂસ્થાને લાગે છે?' અહીં ભેગા થયેલા સૌનો, પોતપોતાનાં માતા–પિતા પ્રત્યેનો વર્તાવ, ટીકાપાત્ર ગણાય તેવો તો નહિ જ હોય ને? તમારા કુળમાં હમણાં આ રીતિ ચાલે છે ખરી? આર્ય દેશની આ સ્વભાવસિદ્ધ વસ્તુ નાશ પામી હોય, તેવું મોટે ભાગે થઈ જવા પામ્યું છે. મૂળમાં યોગ્યતા ન હોય તો એને પરમાદર્શ તરીકે પરમ પદના નિર્ણય સુધી લઈ જવો, તે પરમ પદને આંખ સામે રાખીને કેવું ત્યાગવાળું કે મર્યાદિત જીવન જીવવું જોઈએ–એ જચાવવું, એ માર્ગને પામવાને

માટે કેવા દેવ-ગુરૂની ઉપાસના કરવી જોઈએ-એમ કહીને એને સાચા દેવ-ગુરૂનો શોધક બનાવવો, સદ્‌ગુરૂઓની પાસે યોગના માર્ગને સાંભળવાની ઈચ્છાવાળો બનાવવો અને પછી તે યોગના માર્ગનો પોતાના જીવનમાં યથાશક્તિ પણ અમલ કરવાને માટે પ્રયત્ન કરનારો બનાવવો, એ શું શક્ય છે? જ્યાં સુધી એ યોગ્યતાય ન હોય અને યોગ્યતા પ્રગટવા જોગી સ્થિતિ પણ ન હોય, ત્યાં સુધી એ બધી વાતોનું ફળ આવે ક્યાંથી? એ બધાના મૂળમાં, આ નહિ જોઈએ? ફળમાં તો તે જ આવે ને, કે જે બીજમાં હોય? જે બીજમાં ન હોય, તે ફળમાં પણ આવે જ નહિ. બાવળ વાવો તો આંબો ઉગે? નહિ જ, કેમ કે-બીજમાં નથી. બીજમાં જે ન હોય તે ફળમાં આવી શકતું નથી, માટે તો આપણે આ વાત લીધી છે. યોગની પૂર્વભૂમિકા કહો કે યોગનું બીજ કહો, તે અહીંથી શરૂ થાય છે. ક્યાંથી? માતા-પિતાનું ગૌરવ કરવાની વાતથી!

યોગની પૂર્વભૂમિકાના ગુણો જેમનામાં સ્વભાવસિદ્ધ હોય છે અથવા તો આ ગુણોને સાંભળીને આ ગુણોને કેળવવાનું જેમને મન થાય છે, એવા જીવો જો બુદ્ધિશાલી હોય છે, તો તેઓ કોઈપણ બાબતમાં આંધળાની માફક દોરાનારા નથી રહેતા. દેવાદિના સ્વરૂપની વાતમાં અને પરમાદર્શને સાધવાના ઉપાયની વાતમાં, તેઓ પોતે જે માનતા હોય તે જ સાચું છે અને એથી ઉલટું બધું ખોટું છે-એવું માનનારા નથી હોતા, પણ વાતના મર્મને શોધનારા હોય છે. સદ્‌ગુરૂનો યોગ મળી જાય, તો એમને એ બહુ જ પ્રેમપૂર્વક

સાંભળે. પ્રેમપૂર્વક એમની વાતને સાંભળીને, એનો સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરે. સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરીને, એ કરવા યોગ્ય અગર નહિ કરવા યોગ્યનો શક્ય નિર્ણય પણ કરે. અને એ નિર્ણયને અમલી બનાવવામાં પણ ઉપેક્ષા સેવે નહિ. એમ એ કેવા દેવ-ગુરૂને પસંદ કરે, એ વાત પણ કહેવા જેવી છે; પણ તમે તૈયાર થાવ ત્યારે એ વાત કહેવાય. એ માટે માતા-પિતાની વાત પહેલી લીધી છે.

બધાને માતા-પિતા તો ખરાં ને ? બધાને પોતપોતાનાં માતા-પિતાનાં નામ તો યાદ હશે જ ને ? કોઈનાં માતા-પિતા જીવતાં હશે, તો કોઈનાં માતા-પિતા મરી ગયાં હશે; પણ બધાને માતા-પિતા તો ખરાં જ. તો તમને તમારાં માતા-પિતાનાં નામ તો યાદ છે ને ? કે, એય ભૂલી ગયા છો ? 'તમારી માતા કોણ ?' 'તમારા પિતા કોણ ?'-એમ જો કોઈ પૂછે, તો તમે 'એ અમે નથી જાણતા.'-એમ તો ન જ કહો ને ? યોગને પામવાને માટે જે લાયક જીવ છે, તેના હૈયામાં માતા-પિતા વિષે કેવો ભાવ હોય છે અને એથી એનો એનાં માતા-પિતા પ્રત્યે કેવો વર્તાવ હોય, એ વાત શાસ્ત્રમાં લખેલી છે અને એ વાત મારે તમને કહેવી છે, એટલે આ વાત પૂછું છું. 'માતા-પિતાની પૂજા કરવામાં શું તત્ત્વ છે અગર શું ફળ છે ?'-આવી આજની હવા તમને લાગી છે કે નહિ ? 'માતા-પિતા સ્વાર્થી હતાં; એમને માટે વળી કરવાનું શું હોય ?'-આવા વિચારોવાળું તો હૈયું નથી બની ગયું ને ? ત્યારે તમારાં માતા-પિતા પ્રત્યે ખરેખર તમારા હૈયામાં ગુરૂભાવ જન્મેલો છે ને જીવતો છે ?

ગુરૂભાવ એટલે ઉપકારી તરીકેનો ભાવ; એ મારાં ઉપકારી છે, માટે મારે માટે એ પણ પૂજન યોગ્ય છે, આવો ભાવ. આવો ભાવ હોય, તો જેઓનાં માતા-પિતા જીવતાં હશે, તેઓ તો રોજ ત્રણેય કાળ એમનાં ચરણોમાં માથું મૂકતા હશે ને?

**સ૦** એમ કરવું એ કૃત્રિમ લાગે છે માટે નથી કરતા, બાકી મનમાં તો માતા-પિતા પ્રત્યે બહુમાન રાખે છે.

નોકર શેઠને સલામ ભરે છે, તે અકૃત્રિમ કે કૃત્રિમ?

**સ૦** કૃત્રિમ.

અકૃત્રિમ સલામ ભરનારા નહિ જ હોય? ઉપકારીને સલામ કરવી, હાથ જોડવા કે પગે પડવું, એમાં કૃત્રિમતા શાની? જેના હૈયે ઉપકાર વસ્યો ન હોય અને એથી જેના હૈયે બહુમાન ન હોય, તેને માટે એ કૃત્રિમ છે, પણ હૈયે ઉપકાર જો બરાબર વસ્યો હોય, તો એમાં અકૃત્રિમતા જ લાગે! પણ આજે આ દેશમાંય અનાર્ય દેશની હવા ચાલી રહી છે. પહેલાં આ દેશમાં આવી હવા ચાલતી નહોતી. માણસ કદાચ એમ કહી શકે કે-'હું દેવને ઓળખતો નથી.' પણ ગમે તેવોય માણસ એમ કહી શકે ખરો કે-'હું મારાં મા-બાપને ઓળખતો નથી?' ત્યારે જેને મા કહેવી પડે, બાપ કહેવા પડે, તેને નમસ્કાર કરવામાં શરમ આવે, તે લાયકાત છે કે નાલાયકાત?

આગળ તો શિક્ષણ આદિમાંય આ વાતનું પ્રાધાન્ય હતું. આ એક સાંભળેલી વાત છે. કોઈ એક શિક્ષક એવો

હતો, કે જે પોતાના બાપને બાપ કહેતાં, પોતાના બાપને બાપ તરીકે ઓળખાવતાં શરમાતો હતો.

એ વાતની ગામના આગેવાન લોકોને જ્યારે ખબર પડી ગઈ, ત્યારે એ લોકોને એમ થઈ ગયું કે–'આવા શિક્ષકને આપણાં છોકરાં સોંપાય કેમ? આવો શિક્ષક છોકરાંઓના હૈયામાં કેવા સંસ્કારો નાંખે?'

એક વાર એ ગામમાં શાળાનો પરીક્ષક આવ્યો. ગામના આગેવાન લોકો ભેગા થઈને એ પરીક્ષકને મળ્યા અને એને પૂછ્યું કે–'આ શાળા છોકરાંઓને માત્ર અક્ષરજ્ઞાન આપવાને માટે જ છે કે સારા સંસ્કારો આપવાને માટે પણ છે?'

પરીક્ષક તો આવા પ્રશ્નથી વિચારમાં પડી ગયો. એણે પૂછ્યું કે–'તમારે આવો પ્રશ્ન કેમ પૂછવો પડે છે?'

એ લોકોએ કહ્યું કે–આ શાળામાં જે શિક્ષક છે, તે એમના બાપને બાપ કહેતાં શરમાય છે, એટલે બાપનેય એ બાપ નથી કહેતા.'

પરીક્ષક કહે છે કે–'એ વાતની તપાસ કરીએ.'

પછી બધાએ મળીને એવી ગોઠવણ કરી કે–પરીક્ષા પતી ગયા બાદ ઇનામ વહેંચવાનો જે મેળાવડો થાય, તેમાં એ શિક્ષકના બાપને પણ લઈ આવવો. એ ગોઠવણ મુજબ અમુક માણસો એ મેળાવડામાં એ શિક્ષકના બાપને લઈ આવ્યા.

જુના જમાનાના માણસો જુની ઢબે ટૂંકું પોતિયું વગેરે પહેરે ને? પોતાના પિતાને જોઈને, એ શિક્ષકને થયું કે–'અહીં આ ડોસો ક્યાંથી આવ્યો?' પણ બધાની વચ્ચે એ કહે પણ શું અને કરે પણ શું?

આવનારાઓને ક્યાં કેમ બેસાડવા, એની વ્યવસ્થા શિક્ષક કરતો હતો. એને આ ડોસાને ક્યાં બેસાડવો ?—એની ચિન્તા થઈ પડી, એટલે એને જગ્યા આપવામાં જરા વાર લાગી અને અહીં તો અગાઉથી યોજના ઘડાએલી હતી, એટલે ઝટ પેલા પરીક્ષકે આ શિક્ષકને પૂછ્યું કે—'આ ગૃહસ્થ કોણ છે?'

શિક્ષક કહે છે કે—'સાહેબ! એ તો ગામનો વાણિયો છે.'

ડોસાથી આટલા બધાની વચ્ચે પોતાનો છોકરો પોતાની આવી ઓળખ આપે તે ખમાયું નહિ, એટલે ડોસાએ કહ્યું કે—'પરીક્ષક સાહેબ! હું ગામનો વાણિયો તો છું જ, પણ આ તમારો શિક્ષક એ વાત વિસરી ગયો છે કે—હું એની માનો માંટી પણ થાઉં છું!'

પેલા પરીક્ષકે એ શિક્ષકને એજ વખતે પૂછ્યું કે—'તમે તમારા પિતાને તમારા પિતા તરીકે ઓળખાવતાં પણ શરમાઓ છો? તો પછી તમે તમારી પાસે ભણતાં છોકરાંઓને શું ભણાવી શકશો?' પછી ખાનગીમાં કહ્યું કે—'તમે આવું વર્તન રાખશો, તો તમારી નોકરી જશે.' એટલે એ શિક્ષકે નોકરી ખાતર બાપને બાપ કહેવાનું કબૂલ કર્યું.

તેમ, તમે પણ તમારાં માતા-પિતાને માતા-પિતા તરીકે ઓળખો છો કે નહિ?

સ૦ હમણાં તો કોઈ ભાઈ કહે છે, કોઈ કાકા વગેરે કહે છે, પણ બાપા ઓછા કહે છે અને માને બેન વગેરે કહે છે.

એ વાત જુદી છે. એ તો રિવાજ ઉપર આધાર રાખે છે. બાપાને ભાઈ કહે, કાકા કહે કે બીજું કાંઈ જે કહેવાતું

હોય તે કહે, પણ એ કહેનારાના હૈયામાં એવો ભાવ નથી કે-'આ મારા પિતા નથી !' ઘરમાં વડીલ આદિ હોય, એટલે મર્યાદાને અંગે પણ એમ બોલાય છે, પણ હૈયામાં તો 'આ મારા બાપા.'-એવી ભાવના હોય છે. જો કોઈ પૂછે છે કે-'તારા ભાઈ અગર તારા કાકા એટલે ?' તો એ ઝટ કહે કે-'મારા બાપા !' અહીં તો એ વાત છે કે-તમારાં માતા-પિતા તમને તમારાં માતા-પિતા તરીકે, તમારાં ઉપકારી તરીકે યાદ છે કે નહિ ? માતા-પિતાદિને ઉપકારી માનવાં, એ તો આ આર્ય દેશનાં સંસ્કારી કુળોનો સ્વભાવ-સિદ્ધ ગુણ છે. જે જન્મદાતા છે, પાલક છે, પોષક છે, તેમનો ઉપકાર માનવા જોગી અને તે મારાં માતા-પિતા છે એવું સૌ જાણી શકે એવી રીતિએ વર્તવા જોગી લઘુતા જેનામાં ન હોય, તે શું આર્ય દેશનો માનવી ગણાવાને લાયક છે ? બીજા જે ગુણોની વાત કરવી છે, તે સર્વ ગુણોનું મૂળ અહીં છે.

કોઈએ આપણા ઉપર સહેજ પણ ઉપકાર કર્યો હોય, તોય તેને નહિ ભૂલવો જોઈએ-એવી મહાપુરૂષોની આજ્ઞા છે. આર્ય દેશમાં આવી માન્યતા પણ ખૂબ પ્રચલિત હતી. ઉપકાર કરનારે ઉપકાર ગમે તે હેતુથી કર્યો હોય, સ્વાર્થને વશ જ કર્યો હોય, પણ જો તેનો આપણા ઉપર ઉપકાર થયો હોય, તો તેને કદી પણ વિસરવો જોઈએ નહિ. અપકાર ગમે તેણે કર્યો હોય, તોય તેને ભૂલી જવો જોઈએ. કોઈએ આપણો ગમે તેવો ભયંકર કોટિનો પણ અપકાર કર્યો હોય, પણ તેને આપણે ભૂલી જ જવો જોઈએ અને કોઈ એ

આપણા ઉપર નાનો સરખો પણ જો ઉપકાર કર્યો હોય, તો તેને કદી પણ નહિ ભૂલવો જોઇએ. મા-બાપનો ઉપકાર નાનોસૂનો છે? જેણે આપણા ઉપર ઉપકાર કર્યો, તે સ્વાર્થી છે કે નહિ, તે જોવાનું કામ તો હલકા માણસોનું છે. એનો હેતુ સ્વાર્થયુક્ત છે કે નહિ, તે નહિ જોવાનું અને ઉપકારને યાદ રાખવાનો. મા-બાપનો હેતુ ગમે તે હોય, પણ એમનો આપણા ઉપર ઉપકાર છે તેમાં તો શક જ નથી. બાપ ગમે તેવો ગાંડો હોય અને મા ગમે તેવી ઘેલી હોય, પણ કોઈ પૂછે કે-'તમારાં મા-બાપ કોણ?' તો એમનું નામ દીધા વિના કાંઈ ચાલશે? તો પછી જેમને મા-બાપ તરીકે ઓળખાવવાં પડે તેવી સ્વભાવસિદ્ધ સ્થિતિ છે, તેમને બહુમાનપૂર્વક મા-બાપ કહેતાં, એમની આગળ જે જાતિની નમ્રતા જોઇએ તેવી નમ્રતાને આચરતાં, શરમાવાનું કારણ શું છે? જો પાંચ પૈસા કમાવી આપે એવાને, એ ગમે તેવો નાલાયક હોય તો પણ, શેઠ કહેવો જ પડે છે અને જેનામાં કોઈ પ્રકારની યોગ્યતા નથી એમ લાગે, એવાનેય સાહેબ કહીને સલામ ભરવી પડે છે; તો પછી, આપણાં જે પાલક છે, પોષક છે, જન્મ આપનાર છે, ઉછેરનાર છે, તેને મા-બાપ કહેવાનું મન થાય નહિ? તેમને જોતાંની સાથે જ હાથ જોડાઈ જાય નહિ?

જેને મા-આપને મા-બાપ કહેતાં પણ શરમ આવે અને મા-બાપને હાથ જોડતાં સંકોચ થાય, એવાની આગળ પરમ પદ એ પરમાદર્શ છે અને એ પરમ પદને સાધવાને માટેની અમુક અમુક ભૂમિકાઓ છે-એ વગેરે વાતો કરીએ,

તો તે સફળ થાય ખરી? મને તો લાગે છે કે–એને ને પરમ પદને લાગે–વળગે છે જ શું?

*

## ૨૧. મરણ સુધર્યું ને રંક સંપ્રતિ બન્યો:

જેનું મરણ બગડે, તેની મરણ બાદ સદ્‌ગતિ થાય નહિ. જેટલું મરણ સારૂં, તેટલી ગતિ સારી અને જેટલું મરણ ખરાબ, તેટલી ગતિ ખરાબ! બહુ સારી રીતિએ મૃત્યુ પામીને સારા સ્થાને જન્મ પામનારા જીવો, જો તેમની ભવિતવ્યતા સારી હોય, તો ક્રમે કરીને બહુ જ સારી પ્રગતિ સાધનારા બની શકે છે. તેઓનું જીવન પણ સુધરે છે અને તેઓનું મરણ પણ સુધરે છે. એવા જીવોનાં પૂર્વકૃત અશુભ કર્મો મોટે ભાગે નિર્જરી જાય છે અથવા તો તે કર્મોનું અશુભ-પણું ટળી જાય એવું પણ કેટલીક વાર બને છે. એ જીવોનાં જે અશુભ કર્મો નિર્જરતાં નથી તેમ શુભપણામાં પરિણમી જતાં નથી, તે અશુભ કર્મો પણ ઉદયમાં આવીને એ જીવોને વસ્તુતઃ હાનિ કરી શકતાં નથી, પરન્તુ તે અશુભ કર્મોના ઉદયને પણ એ જીવો વિપુલ કર્મનિર્જરાની સાધનાનું નિમિત્ત બનાવી દઈ શકે છે. આ રીતિએ એ જીવોની સુખ-

પરંપરા સર્જાય છે. એ જીવો કાં તો નિર્જરાને સાધે, કાં તો શુભ કર્મને બાંધે, આવું જ પ્રાયઃ બન્યા કરે છે; અને એથી, એ જીવો જ્યાં સુધી સંસારમાં હોય ત્યાં સુધી પણ સુખ એમની પૂંઠે ફર્યા કરે છે અને અન્તે એ જીવો મોક્ષને પામે છે. આ જીવનમાં સુન્દર પ્રકારે સર્વવિરતિની આરાધના કરતે કરતે પંડિત મરણને પામનારા પુણ્યાત્માઓ પણ આ રીતિએ સુખપરંપરાને પામનારા બને છે અને એથી એ આત્માઓ વિરતિમાંથી અવિરતિને પામતા હોવા છતાં પણ, એમનું મરણ મહોત્સવ રૂપ મનાય છે; કારણ કે–મરણ તો અવશ્યંભાવી છે, પણ પંડિત મરણની પ્રાપ્તિ એ અતિશય દુર્લભ છે. એટલે, ભવિષ્યની અવિરતિની પ્રાપ્તિના નામે, એ પુણ્યાત્માઓના મરણના એ અતિ ઉત્તમ પ્રકારની અનુમોદના નહિ કરતાં એની નિન્દા કરવી, એ હિતાવહ નથી. સુજ્ઞ જનોએ તો એવો વિચાર કરવો જોઇએ કે–એ પુણ્યાત્માઓના મરણનો એ ઉત્તમ પ્રકાર, ભવિષ્યમાં પણ એમને વિરતિ બહુ જલદીથી અને બહુ સારી રીતિએ પમાડશે; અથવા તો, એ પુણ્યાત્માઓના મરણનો એ ઉત્તમ પ્રકાર, એમને માટે શ્રી જિનશાસનની પ્રાપ્તિને અને શ્રી જિનશાસનની આરાધનાને સુલભ બનાવશે.

મરણને સુધારવું, એ તો એટલું બધું આવશ્યક છે કે–એના વિના, આરાધનાની કે સુખની અભિલાષા, પ્રાયઃ સફલ નીવડી શકતી નથી. મરણ સુધરવાના યોગે, સારી અને અનુકૂળ સામગ્રી મળે; અને, આરાધના માટે તેમ જ સુખ માટે સારી અને અનુકૂળ સામગ્રીની અપેક્ષા રહે છે જ. જીન્દગી-

ભર આરાધના કરી હોય અથવા તો પોતાના જીવનને છેક સુધી ઉત્તમ પ્રકારે પસાર કર્યું હોય, પરન્તુ જો કોઈ પણ નિમિત્તવશ મરણ બગડી જવા પામે, તો એ આરાધનાથી અને એ ઉત્તમ-જીવીપણાથી જે ફળ તાત્કાલિક મળવું જોઇએ, તે ફળની પ્રાપ્તિ વિલંબમાં પડી ગયા વિના રહે નહિ; એટલું જ નહિ, પણ પુનઃ આરાધનાની પ્રાપ્તિ દુર્લભ બની જવા પામે, તો એ પણ શક્ય છે.

જેઓએ પોતાના મરણને સુધારવું હોય, તેઓએ પોતાના જીવનને સુધારવાનો પ્રયત્ન અવશ્ય કરવો જોઈએ. જીવનને સુધારવાનો પ્રયત્ન કર્યા વિના મરણને ન જ સુધારી શકાય-એમ તો ન જ કહેવાય, પરન્તુ જેઓ જાણવા છતાં પણ જીવનને સુધારવાનો પ્રયત્ન કરવાની બાબતમાં ઉપેક્ષા સેવે છે અને મનમાં એમ સમજે છે કે-મરણને સુધારી લઈશું, તેઓ ભાગ્યે જ પોતાના મરણને સુધારી શકે છે. જેઓ પોતાના જીવનને સુધારવાનો પ્રયત્ન કરે છે, તેઓ મોટે ભાગે સહનશીલ બની જાય છે. રોગાદિકની પીડાઓને તેમ જ અપમાન આદિને તેઓ સારી રીતિએ સહી શકે, એ ખૂબ જ શક્ય છે. આરાધક ભાવે આરાધના કરનારાઓને ઘણી સહનશીલતા પ્રાપ્ત થવી, એ સુશક્ય છે. મરણ વખતે જીવને કેવી કેવી પીડાઓ ભોગવવી પડે છે, એ શું તમારાથી સાવ અજાણ્યું છે? મરણ વખતે બાહ્ય પીડાઓની સાથે આન્તરિક પીડન પણ સંભવિત છે. એવા સમયે, સમાધિભાવને જાળવવાને માટે, સહન કરવાની શક્તિની પણ ખૂબ જ જરૂર પડે છે. જીવનને સુધારનારાઓની એ શક્તિ કેળવાતી

જાય છે. આ ઉપરાન્ત, મરણને સુધારવાની વૃત્તિવાળાઓએ, કોઈ પણ ઇષ્ટ કે અનિષ્ટ પ્રસંગ, પોતાને જેમ બને તેમ અસર કરે નહિ, એવા મનોભાવને કેળવ્યા કરવાની પણ તકેદારી રાખવી જોઈએ. ઇષ્ટ કે અનિષ્ટ પ્રસંગ પોતાને અસર કરી જાય, તેની સાથે જ એ અસરને ભૂંસી નાંખવાના વિચારોમાં લીન બની જવું જોઈએ અને રોજ મનને એવા પરિશીલનમાં યોજવું જોઈએ કે–'કોઈ પણ પ્રસંગ મને અસર કરવો જોઈએ નહિ! કોઈ પણ પ્રસંગ મારી સ્વસ્થતાનો ભંગ કરનારો બનવો જોઈએ નહિ!' આ વસ્તુ સહેલી નથી, પણ આ વસ્તુની અગત્યતા પણ ઘણી જ છે. આટલી કાળજી રાખવા છતાં પણ, મરણ સમયે ભૂલ થઈ જવા પામે તો ભવિતવ્યતાને દોષ દઈ શકાય, પણ જેણે જરૂરી કાળજી રાખી જ નથી, તે ભવિતવ્યતાને દોષ શી રીતિએ દઈ શકે?

પોતાના મરણને સુધારવાની વૃત્તિવાળાઓએ તો હરપળે સજાગ બન્યા રહેવાનો પ્રયત્ન કર્યા કરવો જોઈએ, કારણ કે–મરણ ક્યારે આવશે અને ક્યાં આવશે, તેનું જ્ઞાન નથી! મરણ ક્યાં ન આવે? અથવા, મરણ ક્યારે ન આવે? કોઈ કાળ કે કોઈ સ્થાન એવું છે ખરું, કે જે કાળે મને મરણ નહિ આવે અથવા જે સ્થાને મને મરણ નહિ આવે, એવું તમે તમારે માટે ખાતરીથી કહી શકો? સવારે, બપોરે, સાંજે કે રાતે, ગમે ત્યારે મરણ થાય–એવું બને ને? ઘરેય મરણ આવે અને પેઢીએય મરણ આવે–એવું ય બને ને? પરણતી વેળાએય મરણ આવે અને પરણાવતી વેળાએય મરણ આવે, એવું પણ બને ને? રોગીય મરે અને નીરોગીય મરે, એવું

પણ બને ને ? આવા મરણ વિષે સાવધગીરી કેટલી બધી રાખવી જોઈએ ? જેણે મરણને સુધારવું હોય, તેણે તો સદા અને સર્વત્ર સાવધ બની જવું જોઈએ, એમ તમને લાગે છે ને ?

અનન્ત ઉપકારિઓએ, જીવો પોતાના મરણને સુધારી શકે એ માટે, પોતાના દુષ્કૃતની નિન્દા અને સુકૃત માત્રની અનુમોદના આદિનો વિધિ પણ વિસ્તારથી દર્શાવેલો છે. તમે જો પુણ્ય પ્રકાશનું સ્તવન પણ જાણતા હો, તો એમાંથી પણ તમને મરણને સુધારવાનો ઉપાય મળી આવે તેમ છે.

જેણે પોતાના મરણને સુધારવું હોય, તેણે સ્વસ્થ બન્યા રહેવાનો અભ્યાસ કેળવ્યા કરવો જોઈએ. રાગનું જોર અગર દ્વેષનું જોર આત્માને હર્ષ–શોકમાં ગરકાવ બનાવી દઈ શકે નહિ, તે માટે સતત્ કાળજી રાખીને પરિશ્રમ કર્યા કરવો જોઈએ. સંયમમય જીવન, એ આ પ્રકારના પરિશ્રમમાં ખૂબ જ સહાયક બને છે, પરન્તુ સંયમને સ્વીકારવાને અસમર્થ એવા પણ વિવેકી અને જ્ઞાનસંપન્ન જીવોય, આ પરિશ્રમ કરી શકે છે. તમે સંયમને સ્વીકારી શકો અને સંયમનો નિર્વાહ કરી શકો, તો તો ઘણું સારૂં; પણ આજે તમે સર્વવિરતિનો સ્વીકાર કરી શકો, એ તમને તમારે માટે શક્ય લાગતું નથી ને ? અને તેમ છતાં પણ, તમારે તમારા મરણને સુધારવું છે–એ તો ચોક્કસ જ ને ? તો પછી, તમારે શું કરવું જોઇએ ? તમારે વિવેકી અને જ્ઞાનસંપન્ન બનવું જોઇએ. વિવેકી અને જ્ઞાનસંપન્ન બનીને, તમે, તમારા વિવેકના તથા તત્ત્વસ્વરૂપના સમ્યગ્જ્ઞાનના પ્રતાપે, તમારૂં રાગનું જોર કે

દ્વેષનું જોર, તમને હર્ષ-શોકમાં ગરકાવ બનાવી દે નહિ-એવી સ્થિતિને જરૂર પ્રાપ્ત કરી શકો. આત્માને સ્વસ્થ રહેવાની ટેવ પાડવાનો આ ઉપાય છે. આમાં માનસિક સમતુલા જાળવવાની છે. આ રીતિએ માનસિક સમતુલાને જાળવવાને માટે, વિષયોની અભિલાષા ઉપર અને કષાયોની પરિણતિ ઉપર કાબૂ મેળવવો પડે; તેમ જ, વચનને અને કાયાને પણ નિયન્ત્રણમાં મૂકવાની જરૂર પડે.

જીવાજીવાદિ તત્ત્વોના સ્વરૂપનો શ્રદ્ધાપૂર્વકનો અભ્યાસ, આમાં ઘણો જ ઉપયોગી નીવડે છે. તત્ત્વસ્વરૂપનું શ્રદ્ધાપૂર્વકનું સમ્યક્ કોટિનું જ્ઞાન, આમાં ખૂબ મદદગાર નીવડે છે. એનાથી, આરાધનાની ક્રિયાના અભાવમાં પણ આરાધકભાવમાં આત્માને રમતો રાખી શકાય છે. અવિરતિની અવસ્થામાં પણ, આત્મા આ જ્ઞાનના પ્રતાપે, અવિરતિની ક્રિયામાં રસહીનતા અનુભવી શકે છે. આવો અભ્યાસ, અન્ત સમયે, મરણને સુધારી લેવા માટે ઘણો જ ઉપયોગી છે. મરણને સુધારવાને માટે, વસ્તુતઃ તો, આત્માએ પોતે જ પોતાના ગુરૂ બની જવું જોઇએ. મરણ ક્યાં અને ક્યારે આવશે, તે તો જ્ઞાની જાણી શકે. એ વખતે આપણને ઉપયોગ આપે એવા સુગુરૂ કે સાધર્મિક આદિનો સુયોગ મળી જ રહેશે, એમ કહી શકાય નહિ. એવો સુયોગ મળી પણ જાય, તોય ઇન્દ્રિયોની શિથિલતા આદિના કારણે એમના ઉપકારને આપણે ઝીલી શકીએ નહિ, એમ પણ બને. અથવા તો, એ સમયે આપણને કુયોગ પ્રાપ્ત થઈ જાય, એવું પણ બને. દુન્યવી મમત્વભાવને ઉશ્કેરે એવી કોઈક સ્થિતિ પ્રાપ્ત થઈ જાય; એવું પણ બને. એવા સંયો-

ગોમાં પણ જો આપણે ધારીએ તો આપણી આત્મ-પરિણતિને બગડવા દઈએ નહિ, એટલું જ્ઞાન અને એટલું રટણ આપણને હોવું જોઈએ ને? એટલે, મરણને સુધારવાની ઈચ્છાવાળાઓએ, દરેક વાતમાં તત્ત્વસ્વરૂપનું ચિન્તન કરવાની ટેવ પાડવી જોઈએ અને એ માટે તત્ત્વસ્વરૂપનું શ્રદ્ધાપૂર્વકનું સમ્યગ્જ્ઞાન આવશ્યક છે. એ જ્ઞાન હોય અને તત્ત્વસ્વરૂપના ચિન્તનની ટેવ પાડેલી હોય, તો ગમે ત્યારે, ગમે ત્યાં અને ગમે તેવી અવસ્થામાં પણ મૃત્યુ આવી લાગે, તો પણ આપણે આપણા મરણને સુધારી શકીએ ને? આ, આત્માને પોતાને પોતાના ગુરૂ બનાવવાનો ઉપાય છે. જે આત્મા પોતે જ પોતાનો સાચો ગુરૂ બને છે, તે આત્મા ગમે તેવા પાપોદયના સમયે પણ નિર્જરાને સાધનારો બની શકે છે. ભવિતવ્યતાદિ અંગે કાંઈ જુદું બની જવા પામે અને ઉપયોગમાં પલટો આવી જવા પામે-એ જુદી વાત છે, પરન્તુ સામાન્ય રીતિએ તો એમ કહી શકાય કે-આવો આત્મા પોતાના મરણને સુધારીને સુખપરંપરામાં પોતાને જોડનારો બને છે. એટલે, સમ્યક્ચારિત્રને નહિ સ્વીકારી શકનારાઓએ પણ, સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનનો એવો ઉપયોગ કરી લેવો જોઈએ, કે જેથી સમ્યક્ચારિત્ર લાંબા સમયને માટે છેટું રહી શકે નહિ અને એથી મોક્ષ પણ લાંબા સમયને માટે છેટો રહી શકે નહિ.

જેઓનું મરણ સુધરી જાય છે, તેઓને કેવો લાભ થઈ જાય છે, એ માટે શ્રમણોપાસક શ્રી સંપ્રતિ મહારાજાના જીવનું ઉદાહરણ પણ ધ્યાનમાં રાખવા જેવું છે. સંપ્રતિનો જીવ, સંપ્રતિના ભવની પૂર્વેના ભવે એક રંક હતો, એ તો તમે

સાંભળ્યું છે ને? એ રંકનો જીવ, અવ્યક્ત સામાયિકના યોગે રાજઋદ્ધિને પામ્યો હતો; પણ તેનું મરણ સુધરી જવા પામ્યું હતું, એ વાત તમારા ખ્યાલમાં આવેલી છે ખરી?

એ મર્યો હતો વેદનાથી, એના શ્વાસના રૂંધાવાથી, પણ મરણ સમયે એ હાય-વોયના ભાવમાં નહિ હતો, પરન્તુ મધ્યસ્થભાવમાં હતો. જો એ હાય-વોયના ભાવમાં મર્યો હોત, તો એની ગતિ કયી થાત, એ તો જ્ઞાની જ કહી શકે; પરન્તુ, એ જો હાય-વોયમાં મર્યો હોત, તો મરીને એ જે રાજપુત્રપણાને પામ્યો, તેને તો એ પામત જ નહિ, એ ચોક્કસ વાત છે.

એ પ્રસંગ એવો બન્યો કે-એક વાર શ્રીમદ્ આર્ય સુહસ્તિજી નામના આચાર્ય ભગવાન, વિહરતા વિહરતા, કૌશામ્બી નામની નગરીમાં પધાર્યા. એ વખતે એ નગરીમાં દુષ્કાળ પ્રવર્તી રહ્યો હતો અને એથી રંક જનોને સામાન્ય ભોજન પણ મળવું દુર્લભ બની ગયું હતું. દુષ્કાળની એવી તંગ હાલતમાં પણ સુશ્રાવકો, સુસાધુઓને ખૂબ જ ભક્તિભાવ પૂર્વક વહોરાવતા હતા.

શ્રીમદ્ આર્ય સુહસ્તિજી મહારાજાના સાધુઓ ભિક્ષાના અવસરે નગરીમાં ભિક્ષાર્થે ભ્રમણ કરી રહ્યા હતા. એક શ્રેષ્ઠિના ઘરમાં પ્રવેશતા એ સાધુઓને એક રંકે જોયા. એ રંક પણ એ સાધુઓની પૂંઠે પૂંઠે એ શ્રેષ્ઠિના ઘરમાં પેઠો. એટલે એને કોઈએ અટકાવ્યો નહિ અને સાધુઓની પૂંઠે પૂંઠે જ એ રંક પણ એ ઘરમાંથી બહાર નીકળી ગયો.

શ્રેષ્ઠિના ઘરમાં એણે જોયું હતું કે-સાધુઓનો સારે

સત્કાર કરાયો હતો અને મોદકાદિ વિવિધ પ્રકારની ઉત્તમ ભોજ્યસામગ્રી સાધુઓને વહોરાવવામાં આવી હતી. આથી, તેને એમ થયું કે-ભીખ માગવાને બીજે ભટકવાને બદલે, આ સાધુઓની પાસેજ હું ભોજનની યાચના કરૂં!

સાધુઓ તો ભિક્ષા લઇને વસતિ તરફ જઈ રહ્યા હતા. પેલા રંકે પણ તેમની પાછળ પાછળ ચાલવા માંડયું અને થોડેક દૂર જઇને તે સાધુઓને તેણે કહ્યું કે-'મને ભોજન આપો!'

સાધુઓ શાણા હતા. પોતાની મર્યાદાને એ જાણતા હતા અને એ મર્યાદાનું પાલન કરવામાં પણ એ દત્તચિત્ત હતા. ભોજનની યાચના કરતા રંકને તેમણે કહ્યું કે-'એ તો અમારા ગુરૂ મહારાજા જ જાણે; અમે તો એમને આધીન છીએ; એટલે, અમારાથી તને કાંઈ પણ આપી શકાય તેમ નથી.'

એ રંકને પણ લાગ્યું કે-'સાધુઓનું કહેવું વ્યાજબી છે. જે ગુરૂ મહારાજની આજ્ઞાથી તેઓ ભિક્ષાર્થે નીકળ્યા છે, તે ગુરૂ મહારાજની આજ્ઞા વિના તેઓ બીજાને કાંઈ પણ કેમ જ આપી શકે?' રંકને એમ નથી લાગ્યું કે-'આ સાધુઓને આપવાની ઇચ્છા નથી, માટે આ સાધુઓ પોતાને પોતાના ગુરૂ મહારાજાને આધીન જણાવે છે.' જો એમ લાગ્યું હોત, તો તો રંક બીજો વિચાર કરત, પણ એને સાધુઓનો જવાબ વ્યાજબી લાગ્યો; એટલે એ પણ સાધુઓની પૂંઠે પૂંઠે ચાલ્યો અને એ સાધુઓ જે વસતિમાં પેઠા, તે વસતિમાં એ પણ પેઠો.

વસતિમાં પેસતાંની સાથે જ એ રંકને ખબર પડી ગઈ કે–આટલા બધા સાધુઓમાં ગુરૂ મહારાજા કોણ છે? કારણ કે–સાધુઓ પોતપોતાની મર્યાદાના પાલનમાં દત્ત-ચિત્ત હતા.

દીનાત્મા એવા એ રંકે ગુરૂ મહારાજાને પિછાની લઈને, તેમની પાસે ભોજનની યાચના કરી. ભિક્ષાર્થે જઈ આવેલા સાધુઓએ પણ ગુરૂ મહારાજાને કહ્યું કે–'ભગવન્! રસ્તામાં આણે અમારી પાસે ભોજનની જોરદાર યાચના કરી હતી.'

ગુરૂ મહારાજા વિશિષ્ટજ્ઞાની હતા. જ્ઞાનબળે તેઓ ભાવીને પણ જાણી શકતા હતા. એમણે ઉપયોગ મૂકયો અને એથી એમણે જાણ્યું કે–'આ રંક ભવાન્તરમાં શ્રી જિનપ્રવચનનો આધાર બનવાનો છે.' આથી, એમણે તરત જ એ રંકને મીઠાં વચનોથી બોલાવ્યો અને કહ્યું કે–'જો તું સાધુ–દીક્ષાને ગ્રહણ કરે, તો તને ભોજન મળે.'

એ વખતે પેલા રંકે પણ વિચાર કર્યો કે–'મારે કયું કષ્ટ નથી? હું તો સર્વકષ્ટમય છું! માટે, વ્રતજનિત કષ્ટ તો સારૂં છે, કે જે કષ્ટ ઇષ્ટ એવા ભોજનનો લાભ કરાવનારૂં છે!' આવો વિચાર કરીને, એ રંકે સાધુ–દીક્ષાને ગ્રહણ કરવાની તૈયારી બતાવી અને વિશિષ્ટ જ્ઞાની ગુરૂ મહારાજાએ તેને તરત જ સાધુ–દીક્ષા દઈ દીધી.

એ રંકને સાધુ–દીક્ષા આપીને, તરત જ ગુરૂ મહા-રાજાએ એને ગૌચરી વાપરવાને માટે બેસાડી દીધો અને તેને તેની રૂચિ મુજબ તેને ઇષ્ટ એવું મોદકાદિનું ભોજન કરાવ્યું.

એક તો ભોજન મળ્યું, તે પણ આવું સ્વાદિષ્ટ ભોજન મળ્યું અને પાછું જેટલું ખાવું હોય તેટલું છૂટથી ખાવાનું મળ્યું, પછી એ રંકનો જીવ અકરાંતિયાની જેમ ખા-ખા કરે, એમાં નવાઈ પામવા જેવું નથી. જ્યારે એ કોઈ પ્રકારે ખાઇ શકવા જોગી સ્થિતિમાં રહ્યો નહિ, ત્યારે જ એણે ખાવાનું છોડયું.

પરિણામ એ આવ્યું કે-શ્વાસ લેવો અને મૂકવો, એ પણ એને માટે અતિશય મુશ્કેલ બની ગયું. તે જ દિવસે રાત્રિના સમયે તેનો શ્વાસ રૂંધાઈ જવા પામ્યો અને તેથી તેનું મરણ નીપજવા પામ્યું.

જે વખતે એના શ્વાસો રૂંધાવા માંડયા હતા, તે વખતે એ રંકનો જીવ મધ્યસ્થભાવમાં વર્તતો હતો અને મધ્યસ્થ-ભાવમાં વર્તતે વર્તતે જ તે કાલધર્મને પામ્યો હતો.

મૃત્યુ-સમયે તે મધ્યસ્થભાવમાં વર્તતો હતો, તેથી તે ત્યાંથી મરીને રાજકુલમાં મનુષ્યપણાને પામ્યો.

**સ૦** ગુરૂ મહારાજે એમને એટલું બધું ખાતાં અટકાવ્યા કેમ નહિ હોય?

ગુરૂ મહારાજા વિશિષ્ટજ્ઞાની હતા. ભાવીમાં શું બનવાનું છે, તે એ જાણતા હતા. કદાચ એમાં જ એ મહાપુરૂષે લાભ જોયો હોય.

આ ઉદાહરણ ઉપરથી વિચારવાનું એ છે કે-છેલ્લે છેલ્લે પણ મરણ સુધર્યું, તો કેવું સુન્દર પરિણામ આવ્યું? એ જીવ રાજકુલમાં જન્મીને મહારાજા સંપ્રતિ થયો. એક વાર ગુરૂદર્શનને નિમિત્તે, એને જાતિસ્મરણ જ્ઞાન થયું એથી એ જીવ સદ્ગુરૂના સુયોગને સફલ કરતો થકો, સમ્યગ્દર્શન-

સહિતના દેશવિરતિપણાને પામ્યો. જીવનમાં એણે ઘણી ઘણી શાસનપ્રભાવના કરી. ત્યાંથી મરીને એ દેવલોકને પામ્યો અને ક્રમે કરીને એ શ્રી સિદ્ધિપદને પામશે.

આ રીતિએ એ રંકનો જીવ પણ એનું મરણ સુધરી જવાને પરિણામે સુખપરંપરામાં યોજાઈ ગયો, એમ કહી શકાય. મરણને સુધારવાની જરૂર કેટલી બધી છે અને મરણને સુધારવાના યોગે જીવને લાભ કેટલો બધો થાય છે, એ વાતને તમે વારંવાર વિચારો. આ વાતને વારંવાર વિચારવાના યોગે પણ મરણને સુધારવાને માટે પરિશ્રમશીલ બનવાનો ઉત્સાહ જાગશે. મરણને સુધારવું એ જેમ મુશ્કેલ છે, તેમ જો તત્ત્વસ્વરૂપના સમ્યક્ કોટિના ચિન્તનપૂર્વક સ્વસ્થ બન્યા રહેવાનો સ્વભાવ કેળવવામાં આવે, તો મરણને સુધારવું એ સહેલું પણ છે. દરેક જીવે પોતે જ એવા તૈયાર થઈ જવું જોઈએ, કે જેથી કોઇની પણ સહાય વિના, ગમે ત્યારે અને ગમે ત્યાં આવેલા મરણને પણ એ સુધારી શકે. આમાં તત્ત્વસ્વરૂપનું અધ્યયન માત્ર કામ લાગે નહિ. એનું ચિન્તન જોઇએ અને એ ચિન્તન પણ પોતાના દરેકે દરેક અનુકૂળ ને પ્રતિકૂળ સંયોગમાં ઘટાવતાં આવડવું જોઈએ. એ માટે, મમત્વભાવ ઉપર કાપ મૂકવો જોઈએ અને વારંવાર વોસિરાવવાની ટેવ પાડવી જોઈએ. જીવનભરને માટે વોસિરાવી શકાય નહિ તોય મર્યાદિત સમયને માટે વારંવાર વોસિરાવી શકાય, એમ તો બને ને? એટલે, આસક્તિ નબળી પડી ગયા વિના રહે નહિ. આ અભ્યાસ કર્યો હોય, તો અન્ત સમયે સર્વને સર્વથા વોસિરાવતાં પણ વિલંબ થાય નહિ.

★

## ૨૨. પેથડ શાએ બંધાવેલું શ્રી જિનમન્દિર :

શ્રી જિનેશ્વરદેવને જે ઓળખે, તેને એ તારકની પૂજા કર્યા વિના ચેન પડે? જેના નામસ્મરણથી તરવું હોય, જેના વચનના આલંબનથી ભવસાગરથી પાર ઉતરવું હોય, ત્યાં કેટલો પ્રેમ હોય? એ તારકનો આકાર જોઈને, ભક્તાત્મા કેટલો ઝુકે? કેમ ઝુકે? પરમ સ્નેહિનો, એનો સતત વિરહ હોય ત્યારે, આકાર જોઈને પણ કેવો ઉછાળો આવે છે? રાગનો અતિરેક હોય છે ત્યાં છબીને પણ ભેટવાનું-હેયે લગાવવાનું મન થઈ જાય છે: તેમ, જ્યાં એમ માન્યું કે-આ ત્રણ લોકના નાથ છે, અમારા અને સૌના તારક છે, એ જ શરણભૂત છે, એ પછી એમના આકારનું દર્શન કરવાનું મન ન થાય, એ બને? એમને સ્પર્શવાનું મન ન થાય, એ બને? એમની આગળ, એમની સેવામાં, ઉત્તમમાં ઉત્તમ વસ્તુ મૂકવાનું મન ન થાય, એ બને? નહિ જ.

એ જાતિની શ્રી જિનેશ્વરદેવો પ્રત્યે સૌની ભક્તિ હોય, તો શ્રી જિનમન્દિરોની આ હાલત હોય? જયાં ત્રીસ હજાર જેટલા જૈનોની વસતિ હોય, એમાં અનેક શ્રીમંતો હોય, ત્યાં શ્રી વીતરાગનું મન્દિર કેવું જોઈએ? શ્રી જિનમન્દિર એટલે? અનેક આત્માઓને બોધિ પામવાનું સ્થળ. અનેક આત્માઓ, એ આલંબનને પામીને, પોતાના બોધિને નિર્મળ

બનાવે. એ સ્થળ એવું સુન્દર ને એવું આકર્ષક જોઈએ કે-દુનિયાના જીવો સ્હેજે ખીંચાઈ આવે અને શ્રી વીતરાગ પરમાત્માની મૂર્તિનાં દર્શન કરી જાય. એ બંધાવનારમાં ઉદારતા કેટલી જોઈએ ? એનો મહિમા વધારવા અનુકંપા કેટલી જોઈએ ? કોઈ પણ કારીગર નાખુશ થઈને નહિ જવો જોઈએ, પણ ખુશ થઈને જવો જોઈએ. શ્રી જિનમૂર્તિ ભરનારનું પણ ઉત્તમ પ્રકારે સન્માન કરવાનું વિધાન છે. એના સોદા ન હોય. જ્યાં એ મૂર્તિ ઘડતો હોય, ત્યાં ઘીના દીપક બળતા હોય અને સુગંધી દ્રવ્યોની સુવાસ મહેંકતી હોય. એવી એવી અનેક પ્રકારની ઉત્તમ રીતિએ કારીગર પ્રફુલ્લતાથી શ્રી વીતરાગ પરમાત્માની મૂર્તિ ઘડે, તો એ કેવીક બને ? દર્શન કરનારનાં નેત્રો ઠરે. શ્રી જિનમન્દિર, એ તો સંસારના જીવોને સંસારસાગરથી તરવા માટેનું જહાજ છે. એમાં જેટલી લક્ષ્મી વપરાય, તે એ લક્ષ્મીનો પ્રશસ્ત ઉપયોગ છે. શુભ ભાવપૂર્વક એ વસ્તુઓ કરાવવી જોઈએ.

પેથડ શા મંત્રિને તો જાણો છો ને ? એમણે દેવગિરિમાં શ્રી જિનમન્દિર કયી રીતિએ બંધાવ્યું છે ? ઉદારતાનો ગુણ ન હોત અને શ્રી જિનભક્તિ ન હોત, તો પેથડ શા દેવગિરિમાં શ્રી જિનમન્દિર બંધાવી શકત નહિ. દેવગિરિમાં બ્રાહ્મણોનું એકછત્રી સામ્રાજ્ય હતું. ત્યાં કોઈ શ્રી જિનચૈત્ય કરાવે, તો બ્રાહ્મણો તેને બળાત્કારે પણ રોકતા હતા. પેથડ શાને તે હકીકત જાણવા મળી; અને તેમણે મનમાં નિશ્ચય કરી લીધો કે-એ જ દેવગિરિમાં મારે શ્રી જિનમન્દિર બંધાવવું.

એ હકીકતને જાણીને, પેથડ શા મંત્રિએ વિચાર કર્યો

છે કે-" એ નગરી આમ તો ઇન્દ્રપુરી જેવી છે, પરન્તુ મિથ્યાત્વ રૂપ અંધકારથી છવાએલી છે. આવી નગરીમાં જો શ્રી જિનચૈત્ય કરાવ્યું હોય, તો તે અમાવાસ્યાના અંધકારમાં દીવો પ્રગટાવવા જેવું બને : અથવા તો, માનો કે-લવણસમુદ્રમાં અમૃતનો કુવો હોય તેવું બને : આમ હોવાથી, જો કોઈ પણ પ્રકારે એ નગરીમાં હું શ્રી જિનચૈત્ય કરાવી શકું, તો એથી મને અને દુનિયાના પ્રાણિઓને મહા લાભ થાય : તેમ જ, શ્રી જિનશાસનની પ્રભાવના પણ ઉત્તમ પ્રકારે થાય ! "

આમ વિચાર તો કર્યો કે-શ્રી જિનચૈત્ય બંધાવવું, પણ એ બને ક્યારે ? દેવગિરિનો રાજા કાંઈ ગમે તેટલી લક્ષ્મીનું ભેટણું ધર્યે માને એવો હતો નહિ. પ્રજા સર્વથા વિરોધી. પેથડ શાએ નક્કી કર્યું કે-એના હેમાદ્રિ નામના મંત્રિની સાથે મૈત્રી કરવી જોઇએ. એ વિના આ બને નહિ.

હવે, હેમાદ્રિની સાથે મૈત્રી કરવી શી રીતિએ ? ' એને એવા ઉપકારના બોજાની નીચે નાંખી દેવો જોઇએ કે-એના દ્વારા કાર્ય સિદ્ધ થઈ શકે. '-આવો વિચાર કરીને, પેથડ શા મંત્રિએ ઓંકાર નગરમાં એક મોટી દાનશાળા બાંધી. એ દાનશાળામાં, સ્નાન-ભોજનની ઉત્તમમાં ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી. દાનશાળાની પાસે શ્રી જિનચૈત્ય રાખેલું, જેથી સૌ કોઈ શ્રી અરિહંત ભગવાનની પ્રતિમાનાં દર્શન કરીને જમે. ખોરાક એવો મિષ્ટ અને સ્નિગ્ધ કે-ભલભલાને ખાવાનું મન થાય. પાણી પણ શીતળ અને સુગંધવાળું. ભોજન ઉપર પાન-સોપારી. સૂવા-બેસવા માટે સુંદર પલંગો.

દેવગિરિમાં શ્રી જિનધર્મનો પાયો નાંખવો છે, માટે પહેલી યોજના આ. દાનશાળા ઉપર નામ પણ કોનું ? પોતાનું નહિ, પણ હેમાદિ મંત્રિનું. ત્યાં એક વાર પણ આવી ગયેલો મુસાફર, એવી ઉત્તમ સેવા ભોગવીને જાય કે—એ હેમાદિની દાનશાળાને ભૂલે નહિ અને જે મળે તેની પાસે એની પ્રશંસા કર્યા વિના રહી શકે નહિ.

આ પ્રમાણે પેથડ શા મંત્રિએ ત્રણ વર્ષ સુધી એ દાનશાળા ચલાવ્યા કરી. કેટલી નિઃસ્પૃહતા હશે ? કેટલી ભક્તિ હશે ? ધર્મભાવના કેટલી હશે ? જરા માપ કાઢી જોજો અને પોતાની દશા વિચારી જોજો ! પછી, નહિ જેવા દાનમાં દાનવીર કહેવડાવવાની, થોડું આપીને ઘણું કહેવડાવવાની, આપેલું પોતાની જાતે જ વારંવાર કહ્યા કરવાની દુર્વૃત્તિ હૈયામાં નહિ રહે. ધર્મનાં કામ વસ્તુતઃ ઉદારતાદિ ગુણો વિના થતાં નથી. પરવા કીર્તિની નહિ, પણ ધર્મની જોઇએ. અહીં બુદ્ધિ એક જ હતી કે—'પરરાજ્યના મંત્રિની કીર્તિ વધારીને પણ મિથ્યાત્વ રૂપ અંધકારથી વ્યાપ્ત નગરીમાં શ્રી જિનમન્દિર રૂપ મહા દીપક ખડો કરીને સમ્યક્ત્વ રૂપ રોશની પ્રગટાવવી !' ધીમે ધીમે, દાનશાળાની વાત પ્રસરતી પ્રસરતી હેમાદિના કાને જાય છે. ભાટચારણો હેમાદિની મુક્તકંઠે પ્રશંસા કરે છે. હેમાદિને એ સાંભળીને એમ થાય છે કે—'મારી અને દાનશાળા ?'

હેમાદિ મંત્રી એવો કૃપણ છે કે—એણે જીંદગીમાં યાચકોને ગાળો સિવાય કાંઈ આપ્યું નથી. એને એવી કલ્પના થાય છે કે—'આ વાત ખોટી છે.' વળી પાછો એ વિચાર

કરે છે કે–' આટલાં બધાં માણસો આ રીતિએ જે વાત કરે છે, તે સાવ ખોટી તો ન હોય; માટે હું તપાસ તો કરાવું ! '

આવો વિચાર કરીને, હેમાદિએ પોતાના એક ખાસ માણસને ઓંકારપુરમાં તપાસ કરવાને માટે મોકલ્યો. એ માણસ પણ ત્યાંથી આવીને કહે છે કે–" હે મંત્રીશ્વર ! સ્વાદિષ્ટ અને રસવાળું ભોજન જો કોઈ પણ સ્થળે હોય, તો તે આપની જ દાનશાળામાં છે. જે કોઈ આપની દાનશાળામાં જમવા આવ્યો, તે સંતોષ પામ્યા વિના જતો નથી. ત્યાં કામ કરનારા એવા વિવેકી છે કે–કોઈ પણ આવનાર અવજ્ઞા પામીને જતો નથી. અને ખરૂં કહું ? ત્યાં એવી ઉમદા સગવડ છે કે–આવનાર આપની ભારોભાર પ્રશંસા કર્યા વિના જતો નથી. મને ખબર પડી છે કે–ત્રણ વર્ષમાં આપને કુલ સવા કરોડનો ખર્ચ થયો છે, પણ મને લાગે છે કે–એથી આપનો યશ એટલો બધો થયો છે અને આપનું પુણ્ય પણ એટલું બધું થયું છે કે–જે કરોડ કલ્પાંત કાળ સુધી પહોંચે ! "

હજુ તો શ્રી જિનમન્દિર બંધાશે ત્યારે બંધાશે, પણ તે પહેલાં પેથડ શાને સવા કરોડનો ખર્ચ થઈ ગયો. આ ખર્ચ કરવા જેવો કે નહિ કરવા જેવો ? વાણિયાશાહી હિસાબ ગણનારાઓ, આ ખર્ચની વાસ્તવિક કિંમતને નહિ આંકી શકે. શ્રી જિનમન્દિર બંધાવતાં પણ હિસાબની કચ–કચ કરનારા, કારીગરોની સાથે ઝગડા કરનારા, આ વસ્તુ કરી શકે ? આવી વસ્તુઓ તો શ્રી જિનમન્દિરના ઈતિહાસને ઉજ્વળ બનાવનારી છે. અનેક આત્માઓને ધર્મમાર્ગે પ્રેર-

નારી છે. શ્રી જિનમન્દિર કેવા સ્થળે બાંધવું છે ? જ્યાં મિથ્યાત્વનું સામ્રાજ્ય એકછત્રી છે ત્યાં. માટે, આ તો એની ભૂમિકા માત્ર છે.

હેમાદ્રિ મંત્રી, પોતે મોકલેલા માણસના મોઢથી એ હકીકત સાંભળીને તાજ્જુબ થાય છે. એનું રોમેરોમ ખડું થઈ જાય છે. જાતે ઓંકારપુરમાં જાય છે. બધી હકીકત સાચી માલૂમ પડે છે. પછી અધિકારિને ખાનગીમાં લઈ જઈને પૂછે છે. પહેલાં તો પેલો કહે છે કે–' આ દાનશાળા હેમાદ્રિની છે.' પણ હેમાદ્રિ કહે છે કે–' હું જ હેમાદ્રિ મંત્રી છું; મારી દાનશાળા નથી; માટે ખરો માલિક કોણ છે, એ કહે.' હેમાદ્રિને ખબર પડે છે કે–આ દાનશાળા પેથડ શા મંત્રી ચલાવે છે.

કૃપણમાં કૃપણ એવા પણ હેમાદ્રિ મંત્રિને, એ જાણ્યા પછીથી એમ થાય છે કે–" તે પુણ્યવતી સ્ત્રીને ધન્ય છે, કે જેણે પેથડ શા રૂપી રત્ન ઉત્પન્ન કર્યું છે. આવો લોકોત્તર ગુણવાળો પુત્ર જે સ્ત્રીને હોય, તે સ્ત્રી ખરેખર ગર્વ કરવાને લાયક છે. બીજાના ધનથી પોતાનું નામ પ્રસિદ્ધ કરનારા તો જગતમાં ઘણા લોકો હોય છે, પણ પોતાના ધન વડે બીજાની પ્રસિદ્ધિને કરનારા તો આ એક પેથડ શા જ છે !"

હવે હેમાદ્રિ મંત્રી સમજી ગયો કે–' આમ કરવામાં પેથડ શા મંત્રિનો જરૂર કોઈ ખાસ ઈરાદો હોવો જોઈએ; અને મારે પણ તેનું કાર્ય સિદ્ધ કરી આપવું જોઈએ.'

આવો વિચાર કરીને, હેમાદ્રિ મંત્રી, ઓંકારપુરથી નીકળીને માંડવગઢ ગયો. પેથડ શા મંત્રિને તો અગાઉથી

ખબર મળી જ ગયા છે. એ તો જાણે છે કે, ધારેલી તક નજદીક આવતી જાય છે; એટલે, પેથડ શા મંત્રી, હેમાદિ મંત્રિનો હર્ષથી સત્કાર કરે છે. સત્કાર સારામાં સારી રીતિએ કરે છે; એમાં જરાય ઉણપ આવવા દેતા નથી; પણ કશી માગણી કરતા નથી.

છેવટે હેમાદિ મંત્રિને પૂછવું પડે છે કે—"મારા નામે આવી ઉત્તમ દાનશાળા ખોલવાનું જે કોઈ કારણ હોય, તે પ્રસન્નતાથી કહો. જો કે—તમે મારા ઉપર જે ઉપકાર કર્યો છે, તેનો તો હું બદલો વાળી શકું તેમ નથી, પરન્તુ તમે મને મારે લાયક કાર્ય બતાવો, જેથી મને આનંદ થાય."

જ્યારે કામ બતાવાનો હેમાદિ મંત્રિએ ખૂબ જ આગ્રહ કર્યો, ત્યારે પેથડ શા મંત્રિએ કહ્યું કે—"વિના વિલંબે જો કાર્યસિદ્ધિ થાય તેમ હોય, તો હું કહું."

હેમાદિ મંત્રી, ઉપકારના ભાર નીચે એટલો બધો દબાઈ ગયો છે કે—એ પેથડ શા મંત્રિનું ગમે તેવું કામ કરવાને પણ આતુર છે; એટલે, પેથડ શાને એ કહે છે કે—"વધારે તો શું કહું? તમે મારી પાસે જે કાર્ય કરાવવાને ઇચ્છતા હો તે ખુશીથી કહો, કારણ કે—જો એ કાર્ય ધનથી કરવાનું હશે, તો તે હું ધનથી કરીશ; બળથી કરવાનું હશે, તો તે હું બળથી કરીશ; અને યાવત્ શરીરથી કરવાનું હશે, તો તે હું શરીરથી કરીશ!"

હવે પેથડ શાએ જોયું કે—આને કહેવામાં વાંધો નથી; કામ જરૂર થવાનું. એટલે કહે છે કે—"જ્યારે તમે એમ જ કહો છો, તો હું કહું છું કે—બીજું તો મારે તમારી પાસે

કાંઈ કામ કરાવવાનું નથી, પણ એક કામ છે અને તે એ કે–તમારી દેવગિરિ નગરીમાં મારે શ્રી જિનચૈત્ય બંધાવવું છે, તો એને લાયક મોટી જગ્યા આપો."

હેમાદિ મંત્રિને લાગ્યું કે–આમાં ધન, બળ કે શરીરનો ભોગ આપવાનો નથી, છતાં પણ આ કાર્ય દુષ્કર છેઃ કારણ કે–દેવગિરિના બ્રાહ્મણોની ઉદ્ધતાઈ તેના ખ્યાલ બહાર નહિ હતી. બીજી તરફ, પેથડ શાને ના પણ કેમ પડાય? એટલે, પેથડ શાના મોટા ઉપકારની નીચે દબાયેલા હેમાદિ મંત્રિએ તે કાર્ય સ્વીકાર્યું.

જોયું, ઉદારતાનું પરિણામ? પેથડ શા મંત્રીશ્વરે સો, હજાર, લાખ કે કરોડનો હિસાબ ગણ્યા કર્યો હોત તો? પણ નહિ, એ આત્માઓ માનતા કે–આવા કામની પાછળ કરોડો ખર્ચાઈ જાય તોય તે લેખે છે.

ત્યાર પછી, તે બન્ને મંત્રિઓ પરિવારની સાથે દેવ ગિરિ નગરીમાં આવ્યા. પેથડ શાને મનોહર હવેલીમાં ઉતારો આપીને, હેમાદિ મંત્રિએ કહ્યું કે–"તમે હવે બેફીકર રહો. ચૈત્યની ભૂમિને માટે રાજાને હું જ વિનંતિ કરીશ."

હવે હેમાદિ મંત્રી યોગ્ય અવસરની રાહ જુએ છે. એક વાર પ્રસન્ન થઈને રાજાએ હેમાદિ મંત્રિને વરદાન માગવાનું કહ્યું. મંત્રિએ જોયું કે–મજેનો અવસર આવી લાગ્યો છે. કહ્યું કે–"મારો એક બંધુ છે, જે આ નગરીમાં એક મનોહર ચૈત્ય કરાવવાને ઇચ્છે છે, તો આપ એ માટે એના મનોવાંછિત સ્થળે જોઇતી વિશાળ જગા આપો."

રાજાને પણ આવી માગણી સાંભળીને વિચાર થઈ પડ્યો;

કારણ કે–બ્રાહ્મણોની અપ્રીતિ થાય તેમ છે, એ રાજા જાણે છે. વિચારો કે–બ્રાહ્મણોની ત્યાં કેટલી બધી પ્રબળ સત્તા હશે ? રાજા કહે છે કે–"જો કે–તેમ કરવાથી બ્રાહ્મણોની અપ્રીતિ થશે, તો પણ મારે તમને પૃથ્વી આપવી જ છે. કહો, તમારો એ બંધુ કોણ છે? એનું નામ શું ? અને, એ રહે છે ક્યાં ?"

હેમાદિ મંત્રિએ ખુશ થઈ જઈને કહ્યું કે–" હે સ્વામિન્ ! એ અવંતિદેશનો મંત્રી છે: તેનું નામ પેથડ શા છે: અને તે મારો જીભનો માનેલો બંધુ છે. અવંતિદેશનો જયસિંહ રાજા તો માત્ર બિમ્બ રૂપ છે, જ્યારે ખરો રાજા તો આ છે. પ્રાતઃકાળે તે આપને પ્રણામ કરવાને માટે આવશે, તો તે આપના દ્વારા અવંતિના સ્વામિને છાજતી રીતિએ સત્કારવા યોગ્ય છે."

બીજે દિવસે પેથડ શા મંત્રી રાજાની પાસે જાય છે. ખાલી હાથે નહિ, પણ થાળમાં સોનામહોરો ભરાવીને તેના ઉપર શ્રીફળ મૂકાવીને તે સાથે લઈને જાય છે અને રાજાને ભેટ ધરે છે. રાજા પણ પેથડ શા મંત્રિનો યોગ્ય સત્કાર કરે છે, કુશળ પૂછે છે અને ભેટ ધરેલા થાળમાંથી માત્ર શ્રીફળ જ ગ્રહણ કરે છે. બાકીનું ભેટણું પાછું આપે છે અને ઉપરથી પહેરામણી પહેરાવે છે.

આ પછી રાજા સ્વયં પેથડ શા મંત્રિને મનપસંદ જગ્યા આપવાને માટે નગરમાં જાય છે. બજારના મધ્યભાગમાં પેથડ શા જમીન માગે છે. બ્રાહ્મણોને દુભવીને પણ રાજા તે જગ્યા પેથડ શાને આપે છે. પેથડ શા મંત્રી જુએ છે કે–કામ

ઉત્તમ કરવું છે, તો બ્રાહ્મણો દુભાય તે ઠીક નહિ. આથી, પોતે ભેટણામાં આણેલી સોનામહોરોનું ત્યાં નગરીના લોકોને દાન દઈ દે છે! અને મહોત્સવ કરે છે!!

આ પછી, ત્યાં પાયો ખોદાવ્યો. પાયો ખોદાતાં, એ જગ્યામાંથી એવું સ્વાદિષ્ટ જળ નીકળ્યું, કે જેવું કોઈ પણ જળાશયમાં નહિ હતું. પુણ્યશાલી છે અને વળી ભાવના પણ ઉત્તમ છે! જ્યાં આ વાતની ખબર બ્રાહ્મણોને પડી, એટલે અત્યંત ઈર્ષ્યાવાળા તેઓ, ઉત્સુકતાપૂર્વક સાયંકાળે રાજાની પાસે પહોંચ્યા. બીજી રીતિએ તો વિરોધ થઈ શકે તેમ હતું નહિ, એટલે આ નિમિત્તને આગળ કર્યું. રાજાને વિનંતિ કરી કે–"હે રાજન્! આ નગરીમાં કોઈ પણ ઠેકાણે અત્યાર સુધીમાં સ્વાદિષ્ટ પાણી નીકળ્યું નથી: તે આજ આપના પરમ ભાગ્યે ચૈત્ય માટે આપેલી પૃથ્વીમાંથી નીકળ્યું છે: તો આપ એ જગ્યાએ વાવ કરાવો: કારણ કે–આપ વાવ કરાવશો, તો અઢારે વર્ણના તરસ્યા થયેલા માણસો ત્યાં પાણી પીશે, જેથી આપને પાર વિનાનું પુણ્ય પ્રાપ્ત થશે. આપ પુણ્યશાલી છો, તો ચૈત્યને માટે તેને બીજી યોગ્ય જગ્યા આપો, પણ તે ઠેકાણે મોટી વાવ ખોદાવીને મોટું પુણ્ય આપ ઉપાર્જો!

હૈયામાં મિથ્યાત્વના યોગે ઈર્ષ્યા પણ છે અને અજ્ઞાન પણ છે, એટલે આવી વિનંતિ કરે તેમાં નવાઇ નથી. રાજાએ પણ કહ્યું કે–"સવારે હું જાતે આવીને પાણી ચાખી જોઈશ અને જો એ પાણી સ્વાદિષ્ટ હશે તો ત્યાં વાવ કરાવીશ!"

બ્રાહ્મણો સાથે જ્યારે આ વાત થઇ, ત્યારે રાજાનો

જ એક હજામ ત્યાં હાજર હતો. એ પણ પેથડ શા મંત્રિની ઉદારતાથી બાકાત નહોતો રહી ગયો. એ ઝટ રાજા પાસેથી નીકળીને પેથડ શા મંત્રિની પાસે આવ્યો; અને ત્યાં તેણે રાજાને બ્રાહ્મણો સાથે થયેલી વાત કહી સંભળાવી. બસ, પછી શું જોઈએ ? પેથડ શાએ તેનું ઉચિત કરીને તેને રવાના કરી દીધો અને તે પછી તેમણે તે જ રાત્રિમાં પોતાનો લવણનો પરવાનો દ્વારપાળને આપી, લવણની પોઠ મંગાવી જળમાં નખાવી અને રાતોરાત પાણી ખારૂં કરી દીધું ! પછી પોતે નિરાંતે સૂઇ ગયો. આરાધનાની તીવ્ર ભાવનાથી ઉત્પન્ન થયેલી ઉદારતા વગેરે વિના આ બને ? નહિ જ.

સવારે રાજા જાતે આવ્યો. પાણી ચાખ્યું અને પાણી ખારૂં લાગ્યું, એટલે રાજાએ માન્યું કે–' બ્રાહ્મણોએ ઈર્ષ્યાથી ખોટી વાત કરી તથા એમ માનીને બ્રાહ્મણોને ઠપકો આપ્યો અને પેથડ શા મંત્રિનું સન્માન કર્યું.

આ પછીથી, પેથડ શા મંત્રિએ ભવ્ય જિનપ્રાસાદ બંધાવ્યો. ભાગ્યયોગે શ્રી જિનમન્દિરને બાંધનાર સૂત્રધાર પણ ઉત્તમ મળી ગયો. સિદ્ધરાજે બંધાવેલા રૂદ્ર મહાલયને બાંધનારની પાંચમી પેઢીએ એ સૂત્રધાર થયો હતો. ચાર પેઢીથી, ઉત્તમ ચૈત્યને બાંધવાની પ્રતિજ્ઞા, એ કુટુંબમાં ચાલી આવતી હતી. એ પ્રતિજ્ઞાની પૂર્તિ કરવાની ઈચ્છાથી તે સર્વત્ર ફરતો હતો.

પેથડ શા જેવા લક્ષ્મી ખર્ચનાર અને આવો કારીગર–એ બેનો યોગ થાય; પછી શ્રી જિનમન્દિરની ભવ્યતામાં શી ખામી રહે ?

આ પછીથી પ્રતિષ્ઠા સમયે પણ પેથડ શા મંત્રિએ છૂટે હાથે દાન દીધું છે. એથી, દ્વેષિઓ પણ મિત્ર જેવા બન્યા છે. દાનગુણમાં એ તાકાત છે કે–દુશ્મન પાસે પણ એ ગુણ ગવડાવે અને કૃપણતામાં એ દોષ છે કે–સ્નેહિની પાસે પણ એ દોષ બોલાવે.

મૂળ વાત તો એ છે કે–પ્રશસ્ત સ્થળે વપરાએલાં દ્રવ્યો પણ મંગળમય બને છે.

*

## ૨૩. વિનયરત્ન :

દીક્ષા લેવાને માટે આવેલો પ્રશ્નશુદ્ધ જણાયા પછીથી તે પુણ્યાત્માને જેમ સાધ્વાચારનું કથન કરવું જોઈએ, તેમ તે પછીથી તેની પરીક્ષા પણ કરવી જોઇએ. પછી પરીક્ષા શા માટે? શાસ્ત્રકાર મહાત્માઓએ એનું કારણ પણ દર્શાવ્યું છે. પરીક્ષા કરવાની આવશ્યકતાને જણાવતાં, શાસ્ત્રકાર મહાત્માઓ સ્પષ્ટ શબ્દોમાં ફરમાવે છે કે–'અસત્ય સત્ય જેવા અને સત્ય અસત્ય જેવા, એમ વિવિધ ભાવો જણાય છે; માટે પરીક્ષા કરવી એ યુક્ત છે: જેમ ચિત્રકર્મને જાણનારા જનો ચિત્રમાં નીચા–ઉંચાપણાને જણાવે છે, તેમ અતિ કુશળો અતથ્યોને પણ તથ્યો તરીકે દેખાડે છે: આ કારણથી, સાધ્વા-

ચાર કહ્યા પછીથી પણ, દીક્ષા લેવાને આવેલાની પરીક્ષા પણ કરવી જોઇએ.'

જો કે-પરીક્ષા કરવા છતાં પણ કોઈ અતિ કુશળ દુષ્ટને દીક્ષા ન જ દેવાઈ જાય, એમ પણ નથી. કેટલાક એવા લૂચ્ચાઓ હોય છે. કે-તેમની કુશળતાના યોગે, પરીક્ષા કરવા છતાં પણ 'તેઓ યોગ્ય છે.'-એમ જણાય: પરન્તુ તે તો નિરૂપાય દશા છે! છતાં, આરાધક આત્માઓને એવું થઈ જાય તોય તેવું બની જવા બદલ પશ્ચાત્તાપ થયા વિના રહેતો નથી. જેમ 'ઉદાયી' નામના નરપતિનું ખૂન કરનારા વિનયરત્નને દીક્ષા આપનારા સૂરિમહારાજાને કારમો પશ્ચાત્તાપ થયો હતો! એ વિનયરત્ને શા માટે દીક્ષાને ગ્રહણ કરી હતી, એ જાણો છો?

એણે જોયું કે-બીજી કોઈ પણ રીતિએ ઉદાયી નૃપતિનું ખૂન કરવાનો અવસર મળે તેમ નથી: તેમ જ, એણે એ પણ જોયું કે-જૈન મુનિઓનું ઉદાયી રાજાની પાસે એકાન્તમાં અસ્ખલિત ગમન છે! આથી તેણે વિચાર્યું કે-ઉદાયી રાજાનું ખૂન કરવું હોય, તો જૈન મુનિ બનવું જોઇએ.

આવો વિચાર કરીને, તેણે એક સૂરિમહારાજાની પાસે દીક્ષા ગ્રહણ કરી. આવા દુષ્ટ ઈરાદાથી પ્રવ્રજ્યા લીધા પછીથી પણ, માયાથી વ્રતનું અનતિચાર પાલન કરતા તેણે, મુનિઓની પણ એવી રીતિએ અને એટલી બધી આરાધના કરી, કે જેને લઈને મુનિઓ પણ તન્મય બની ગયા! અર્થાત્ અન્ય મુનિઓ પણ તેને જ એક વિનીત મુનિ તરીકે માનતા

થઈ ગયા ! એથી, બધા મુનિઓમાંથી કોઈ પણ મુનિ એ જાણી શક્યા નહિ કે–એનું શ્રામણ્ય દંભ–પ્રધાન છે.

રાજા ઉદાયી અષ્ટમી અને ચતુર્દશીના દિવસે રાત્રિ-પૌષધ કરતા અને સૂરિમહારાજા ધર્મકથાર્થે તેમની પાસે જતા. જે સૂરિમહારાજા વડે પેલો માયાવી દીક્ષિત કરાયો હતો, તે સૂરિ મહારાજા અન્યદા પૌષધદિને વિકાળે રાજકુળ પ્રત્યે ચાલ્યા.

સૂરિમહારાજાએ સંરમ્ભ સાથે પેલા માયાવી મુનિને કહ્યું કે–' હે ક્ષુલ્લક ! ઉપકરણ લે : આપણે રાજકુળમાં જઈએ ! '

ભક્તિ રૂપ નાટકને કરતો એવો તે માયાવી મુનિ, છળની લિપ્સાથી, ઉપકરણ લઈને આગળ થયો.

સૂરિમહારાજાએ તો માનેલું કે–આ લાંબા કાળથી દીક્ષિત થયેલો છે, એટલે આને શમ પરિણત થયો હશે; એથી એને સાથે લઈને તેઓ રાજકુળમાં ગયા : જ્યારે પેલો માયાવી તો લાંબા કાળથી છૂપાવી રાખેલી કર્તિકાને લઈને ઉદાયીનું ખૂન કરવાની ઈચ્છાથી સૂરિમહારાજાની સાથે રાજકુળમાં ગયો.

રાત્રે તે દુરાત્મા માયાશ્રમણ જાગતો જ પડયો રહ્યો હતો, કારણ કે–રૌદ્રધ્યાનવાળાઓને નિદ્રા પણ આવતી નથી. રાત્રિ ઘણી વીતી અને જ્યાં રાજા ઉંઘી ગયા, એટલે તે માયાશ્રમણે પેલી કર્તિકા રાજાના ગળામાં ખોસી દીધી અને રાજાના ગળાને કાપી નાંખ્યું. એમ રાજાના ગળાને કાપીને, તે માયાશ્રમણ, કાયચિન્તાના બહાને ત્યાંથી ભાગી ગયો.

વિનયરત્ન તો માત્ર રાજાનું જ ખૂન કરીને ભાગી ગયો,

પણ એ એક ખૂને બીજા પણ ખૂનને સર્જ્યું. વિનયરત્નના પાપે, શાસનના એક પરમ પ્રભાવક પુણ્યપુરૂષ સૂરિમહારાજાને પણ આત્મહત્યા કરવી પડી. સાધારણ સંયોગોમાં જે વસ્તુ અશક્ય પણ ગણાય અને તદ્દન હેય કોટિની પણ ગણાય, એ વસ્તુનો–આત્મહત્યા જેવી અતિ ભયંકર પ્રવૃત્તિનો, શ્રી જિન–શાસનના મર્મજ્ઞાતા એવા એ સૂરિમહારાજાને આશ્રય લેવો પડ્યો. કેવો વિચિત્ર સંયોગ?

બન્યું એવું કે–રાજાના ગળાને કાપી નાંખીને વિનયરત્ન ભાગી ગયો; તે પછીથી, રાજાના દેહમાંથી નીકળી રહેલું લોહી, વહેતું વહેતું સૂરિમહારાજાના સંથારા પાસે આવી પહોંચ્યું. રાજાના રૂધિરે સૂરિમહારાજાના સંથારાને ભીંજવી દીધો. સૂરિમહારાજા જાગી ગયા. પોતાનો સંથારો શાથી ભીંજાયો છે, તેની તપાસ કરતાં સૂરિમહારાજાએ લોહી જોયું, અને, એ લોહી ક્યાંથી આવ્યું છે, તેની તપાસ કરતાં સૂરિમહારાજાએ રાજા ઉદાયીનું ગળું કપાયેલું જોયું. સૂરિમહારાજાએ જરા પણ ધીરજ ગુમાવી નહિ. પ્રસંગ એવો હતો કે–ભલભલાને કંપારી છૂટે અને ગમે તેવો ધીર પણ ધીરજ ગુમાવી દે, પણ આ તો સમર્થ મહાપુરૂષ હતા. એ મહાપુરૂષ વિવેકી પણ હતા અને શાસ્ત્રજ્ઞ પણ હતા. ઉદાયી રાજાના ગળાને કપાઈ ગયેલું જોવા છતાંય, એ મહાપુરૂષે, એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. એ મહાપુરૂષે જોયું કે–વિનયરત્નનો સંથારો આદિ જેમનું તેમ પડ્યું છે અને વિનયરત્ન ગેરહાજર છે. સૂરિમહારાજાએ કલ્પના કરી લીધી કે–' આ પરમ સુશ્રાવક રાજાનું ખૂન કરીને વિનયરત્ન ભાગી ગયો

છે.[૧] આ પછી, સૂરિમહારાજાએ, વર્ત્તમાન સંયોગોમાં પોતાનું કર્ત્તવ્ય શું છે, એનો વિચાર કરવા માંડ્યો. સૂરિમહારાજાને પહેલાં તો એ વાતનો પશ્ચાત્તાપ થયો કે–વિનયરત્ન જેવા ક્રૂર સ્વભાવના નાલાયક આત્માને પોતે દીક્ષિત બનાવ્યો. વિનયરત્નને દીક્ષિત બનાવતાં પૂર્વે પણ તેની અયોગ્યતાને પોતે જાણી શક્યા નહિ અને તેને દીક્ષિત બનાવ્યા બાદ વર્ષો પર્યન્તના પરિચયમાં પણ તેની અયોગ્યતાને પોતે જાણી શક્યા નહિ, એ વાતનું સૂરિમહારાજાને દુઃખ થયું. રાજાના નિવાસસ્થાને વિનયરત્નને સાથે લાવવાથી કેવું ગંભીર પરિણામ નીપજ્યું–એનો વિચાર કરતાં, રાજા ઉદાયી જેવા પ્રભુશાસનના આરાધક અને પ્રભાવક પુણ્યાત્માનું ખૂન થયું એથી એ સૂરિમહારાજાને ખૂબ જ લાગી આવ્યું. પછી, સૂરિમહારાજાએ નિર્ણય કર્યો કે–હવે પ્રભુશાસનની અપભ્રાજના થતી અટકાવવાને માટે, મારે જ મારી હત્યા કરવી જોઈએ. આવો નિર્ણય કરીને, સૂરિમહારાજાએ, દુરાત્મા માયાશ્રમણ વિનયરત્ને જે કર્ત્રિકાથી રાજા ઉદાયીના ગળાને કાપી નાંખ્યું હતું, તે જ કર્ત્રિકાને પોતાના હાથમાં ઉઠાવી અને તેના વડે પોતે જ પોતાના ગળાને કાપી નાંખ્યું.

આ રીતિએ આત્મઘાત કરવા દ્વારા, સૂરિમહારાજાએ, શાસનનો અપયશ થતો અટકાવી દીધો. સૂરિમહારાજાએ જો આત્મહત્યા કરી ન હોત, તો રાજાના ખૂનના આરોપી તરીકે સૌથી પહેલી ધરપકડ એ સૂરિમહારાજાની થઈ હોત. રાજહત્યાના આરોપી તરીકે એક જૈનાચાર્યની ધરપકડ, એ સામાન્ય કોટિની શાસનની અપભ્રાજના નથી. આ તો રાજા અને

ધર્માચાર્ય–બન્નેનું ખૂન થયાનું ગણાયું અને એથી ધર્મ પ્રત્યે લોકમાં અરૂચિભાવ કે દ્વેષભાવ પેદા થવાની જે તક હતી તે ટળી ગઈ. શાસનના મર્મને જાણનારા અને શાસનની આરાધના તથા પ્રભાવનાને માટે જ જીવિતને ધરનારા મહાપુરૂષોને, આવા સંયોગોમાં, સામાન્યતઃ નિષિદ્ધ ગણાતી ક્રિયા પણ આચરવી પડે છે. જેમ ઉત્સર્ગમાર્ગના સમયે અપવાદમાર્ગનું સેવન–એ દોષ રૂપ જ છે, તેમ જ, અપવાદમાર્ગના સમયે ઉત્સર્ગમાર્ગનું સેવન–એ પણ દોષ રૂપ જ છે. પોતપોતાના સમયે ઉત્સર્ગમાર્ગ અને અપવાદમાર્ગ–બન્નેની બલવત્તા છે. એવો પણ સમય આવે કે–એ સમયે વિહિત ક્રિયાનું આચરણ દોષ રૂપ બને અને નિષિદ્ધ ક્રિયાનું આચરણ ગુણ રૂપ બને. શાસનને પામેલા, શાસનની આરાધનામાં રક્ત અને શાસનના મર્મને જાણનારા મહાપુરૂષો જે કાંઈ આચરે, તે સ્વ–પરના હિતને આશ્રયીને જ આચરે. એવા પુણ્યપુરૂષોએ આચરેલું જે કાંઈ હોય, તે એમના સંયોગોમાં આચરણીય જ હતું–એમ માનવું જોઈએ. આવી વાતોનો ગેરલાભ લેનારાઓ પણ નથી હોતા એમ નહિ. પાપાત્માઓ બીજું કરે પણ શું ? એવાઓ તો પોતે ડૂબે અને બીજાઓને ડુબાવે. અયોગ્ય આત્માઓ તો, ગમે તેવી ઉત્તમ પણ વસ્તુનો સ્વ–પરના નાશમાં જ ઉપયોગ કરે છે. વિનયરત્ને જે દીક્ષા લીધી હતી, તે રાજા ઉદાયીનું ખૂન કરવાની તક મેળવવાના આશયથી; એણે જે વિનય આચર્યો, તે પણ રાજા ઉદાયીનું ખૂન કરવાની તક મેળવવાના આશયથી; અને, વર્ષો પર્યન્ત એણે સંયમ-ક્રિયાઓને ખૂબ ખૂબ બાહ્ય શુદ્ધિથી આચરી, તે પણ રાજા

ઉદાયીનું ખૂન કરવાની તક મેળવવાના આશયથી! આમ, ઉત્તમ વસ્તુનો દુરૂપયોગ કરનારાઓ પણ હોઇ શકે છે અને એથી કલ્યાણના અર્થી આત્માઓએ સદાને માટે સાવધ જ રહેવું જોઈએ.

આ વિનયરત્નને આપણે એ માટે યાદ કર્યો હતો કે–દીક્ષા ગ્રહણ કરવાને માટે ઉપસ્થિત થયેલો આત્મા પ્રશ્નશુદ્ધ અને કથાશુદ્ધ જણાય–તે પછી પણ, તેની યથાશક્ય પરીક્ષા કરવી જોઈએ–એવું શ્રી જૈન શાસ્ત્રોનું વિધાન છે; અને એ વિધાનનું દીક્ષાદાતા ગુરૂમહારાજાએ પાલન કર્યું હોય તે છતાંય, છદ્મસ્થતાદિના યોગે ભૂલ થઈ જવાનો સંભવ છે, એ વસ્તુ તમારા લક્ષ્યમાં રહે. જેમ ભૂલ થઈ જવાનો સંભવ છે માટે પરીક્ષાની ઉપેક્ષા થઈ શકે નહિ, તેમ ગીતાર્થ મહાત્માએ જેને દીક્ષા દીધી હોય તે જો અયોગ્ય નીવડે, તો એટલા માત્રથી 'દીક્ષાદાતા ગીતાર્થ મહાત્માએ તેની પરીક્ષા કરી નથી.'–એમ પણ કહી શકાય નહિ.

★

## ૨૪. અસ્પૃશ્યતા અને શ્રી જૈન શાસન :

શ્રી જૈન શાસન અસ્પૃશ્યતાને પણ એક પ્રકારની કર્મોદય-જનિત સ્થિતિ માને છે. એટલે, શ્રી જૈન શાસન અસ્પૃશ્યતાનું જો અસ્તિત્વ હોય, તો તેને માન્ય રાખવાનો નિષેધ કરતું નથી અને અસ્પૃશ્યતાનું અસ્તિત્વ જો ન હોય અથવા તો અસ્પૃશ્યતાનું અસ્તિત્વ જો નાબૂદ થઈ ગયું હોય, તો અસ્પૃશ્યતાનું અસ્તિત્વ રહેવું જ જોઇએ અથવા તો અસ્પૃશ્યતાનું અસ્તિત્વ પેદા થવું જ જોઇએ, એવું પણ શ્રી જૈન શાસન માનતું નથી. સઘળીય કર્મોદયજનિત અવસ્થાઓને માટે, શ્રી જૈન શાસન આવું માને છે. શ્રી જૈન શાસન ફરમાવે છે કે–સંસારનું અસ્તિત્વ જ કર્માધીન છે. કોઈ પણ જીવ જો કર્મના યોગથી લેપાએલો હોય નહિ, તો સંસારનું અસ્તિત્વ જ હોઈ શકે નહિ.

આ જગતમાં, જીવ અને જડ, એ બે જ મુખ્ય પદાર્થો છે. જગતમાં જીવો અનન્તાનન્ત છે. પ્રત્યેક જીવ અનાદિ-કાળથી જડ એવા કર્મના યોગથી લેપાએલો હોય છે. કર્મનો યોગ જીવના જે મૂળભૂત અનન્ત જ્ઞાનાદિ ગુણો છે, તે ગુણોને આવરવાનું અને જીવને સંસારમાં રાખવાનું તથા જીવને સંસારમાં રઝળાવવા વગેરેનું કામ કરે છે; તેમ જ, શુભ કર્મનો યોગ ઉદયગત બનીને જીવને અનુકૂળ સામગ્રી પમાડે

છે અને અશુભ કર્મનો યોગ ઉદયગત બનીને જીવને પ્રતિકૂળ સામગ્રી પમાડે છે. પ્રત્યેક જીવનું અસ્તિત્વ શાશ્વત છે અને તેમ છતાં પણ જીવને જન્મવું પડે છે ને મરવું પડે છે. એ પ્રતાપ કર્મના યોગનો છે. યશ–અપયશ આદિની પ્રાપ્તિ પણ જીવને પોતપોતાના કર્મના તેવા તેવા પ્રકારના વિવિધ ઉદયથી જ થાય છે. એટલે, જીવનાં સર્વ દુઃખોનું જો કોઈ વાસ્તવિક મૂળ હોય, તો તે જીવનો પોતાનો કર્મનો યોગ છે. કોઈ પણ જીવ, કદી પણ એવા કર્મના યોગવાળો બની શકતો જ નથી, કે જેથી એ કર્મના ઉદયને પ્રતાપે એ જીવ સદા કાળને માટે એકસરખી રીતિએ સુખનો ભોક્તા બન્યો રહી શકે, કારણ કે–દરેક કર્મ અમુક કાળ પૂરતું જ આત્માની સાથે જોડાઈ રહી શકે છે. જુનાં કર્મો જાય ને નવાં કર્મો બંધાય એવું બને છે, પણ એકનું એક જ કર્મ કદી પણ કોઈ પણ જીવની સાથે શાશ્વત સ્થિતિવાળું બની શકતું નથી. વળી, 'જીવ વિષયજનિત અને કષાયજનિત સુખની સામગ્રી પોતાના શુભ કર્મના ઉદયથી જ પામી શકે છે, પણ એ સુખનો રસ અને એ સુખનો રસપૂર્વકનો ભોગવટો, આત્માની સાથે અશુભ કર્મોની પરંપરાને યોજી આપે છે. એટલે, થોડાક કાળના સુખના ભોગવટાને પરિણામે જીવ ઘણા કાળના દુઃખને પામે છે. આમ હોઇને, કોઈ પણ જીવ, કર્મના યોગ દ્વારા જ સદાને માટે સુખી બની શકતો નથી અને જેટલો કાળ એનો શુભ કર્મના ઉદય યોગે સુખમાં જાય છે, તે કાળમાં પણ તેનું સુખ સર્વથા દુઃખરહિત તો હોતું જ નથી. ઉપરાન્ત, મરણ તો નક્કી જ છે.

આ તાત્ત્વિક વિષય છે અને તે સમજાવવાને માટે તો ખૂબ જ વિસ્તાર કરવો પડે; જે આ સ્થાને શક્ય નથી. એટલે, અહીં તો એટલું જ કહેવું પર્યાપ્ત છે કે–જીવનાં સર્વ દુઃખોનું મૂળભૂત કારણ કર્મનો યોગ જ છે.

જીવનાં સર્વ દુઃખોનું કારણ જેમ કર્મનો યોગ છે, તેમ જીવના સઘળાય સુખનું વાસ્તવિક કારણ જીવનું પોતાનું કર્મના યોગથી સર્વથા રહિતપણું છે. જીવ કર્મના યોગથી સર્વથા રહિત બનતાં, શરીર માત્રના યોગથી પણ રહિત બની જાય છે અને તેમ છતાં પણ શરીર અને બીજી બાહ્ય સામગ્રીના યોગ વિના પણ તે અનુપમ કોટિનું સુખ ભોગવી શકે છે, કારણ કે–સુખ, એ આત્માનો પોતાનો સ્વભાવ છે. આપણે જોઇએ છીએ કે–આ દુનિયામાં પોતાની પાસે વિપુલ અનુકૂળ સામગ્રી હોવા છતાં પણ, કેટલાક જીવો અન્તરમાં દુઃખ અનુભવતા હોય છે અને પોતાની પાસે વિપુલ પ્રતિકૂળ સામગ્રી હોવા છતાં પણ, કેટલાક જીવો અન્તરમાં સુખ અનુભવતા હોય છે. એક ચીજ એક વેળા સુખ આપનારી નીવડે છે અને એ જ ચીજ બીજી વેળા એ જ જીવને દુઃખ આપનારી નીવડે છે. આથી અનુમાન થાય છે કે–સુખ એ બાહ્ય સામગ્રીની વસ્તુ નથી, પણ આત્મિક વસ્તુ છે. આથી જ, જીવ, કર્મના યોગથી સર્વથા રહિત બનીને શાશ્વતું અનુપમ સુખ ભોગવી શકે છે.

આ જ કારણે, જ્યારે ભગવાન્ શ્રી જિનેશ્વરદેવોના આત્માઓમાં પોતાના અન્તિમ ભવથી ત્રીજા ભવે ભાવદયાનો અતિશય જોરદાર ભાવ પ્રગટે છે, ત્યારે એ પુણ્યાત્માઓને

એમ જ થાય છે કે-'સંસારના સર્વ જીવોએ સુખી થવાને માટે પોતાની કર્મના યોગથી રહિત એવી સિદ્ધાવસ્થા જ પ્રાપ્ત કરવી જોઇએ.' એટલે કે-સૌએ પોતાનો મોક્ષ સાધવો જોઇએ. મોક્ષ શબ્દનો અર્થ આમ તો છૂટવું, મુક્તિ આદિ થાય છે, પરન્તુ શ્રી જૈન શાસનમાં, કર્મના યોગથી સર્વથા રહિતપણાને પ્રાપ્ત કરવું, એ અર્થમાં મોક્ષ શબ્દ વપરાએલો છે.

ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને પોતાના અન્તિમ ભવથી ત્રીજા ભવે તો એવો ખ્યાલ અવશ્ય આવે છે કે-'જગતના સર્વ જીવો સુખી થવાને ઇચ્છે છે અને સુખી થવાને માટે સર્વ જીવો પ્રયત્ન પણ કરે છે, પરન્તુ તેઓ પોતાના ઇચ્છિત સુખને એટલા જ માટે પામી શકતા નથી કે-તેઓ કર્માધીન છે. આ જીવો જો પોતાના મોક્ષને સાધે તો જ સાચા સુખને પામી શકે. મોક્ષને સાધ્યા વિના, લાખ પ્રયત્ને પણ, કોઈ પણ જીવ સદાને માટે સુખી બની શકે જ નહિ.'

પછી એ તારકોના આત્માઓ વિચારે છે કે-'આ બધાય જીવોમાં જો મોક્ષની રૂચિ જન્મે, મોક્ષની રૂચિ જન્મ્યા પછીથી પણ જો આ બધા જીવોને મોક્ષના સાચા ઉપાયનો ખ્યાલ આવે અને મોક્ષના સાચા ઉપાયનો ખ્યાલ આવ્યા પછીયા પણ આ બધા જીવો જો મોક્ષના સાચા ઉપાયના રસિક બને, તો જ આ બધા જીવો એ ઉપાયને સેવે અને તો જ આ બધા જીવો મોક્ષને પામે.'

આથી જ, પરમ તારક ભગવાન શ્રી જિનેશ્વરદેવોના

આત્માઓ એવી ભાવનાથી તરબોળ અન્તઃકરણવાળા બને છે કે-'ક્યારે મારામાં એવી શક્તિ આવી જાય અને ક્યારે હું સર્વ જીવોને શ્રી જિનશાસનના રસિક બનાવી દઉં! જો મારામાં શક્તિ આવે અને જો મારૂં ધાર્યું થઈ શકે, તો હું જીવ માત્રને શ્રી જિનશાસનના રસિક બનાવી દઉં!'

આ વાત આટલા વિસ્તારથી પણ એટલા જ માટે જણાવી છે કે-વાંચકોને એ વાતનો બરાબર ખ્યાલ આવી જાય કે-શ્રી જૈન શાસન કોઈ પણ જીવ કર્માધીન અવસ્થામાં અથવા તો કહો કે કર્મોદયજનિત અવસ્થામાં રહે, એવી ઇચ્છાવાળું જ નથી. શ્રી જૈન શાસન જીવોને કર્મના યોગથી મુક્ત બનાવવાને માટે જ છે. એટલે કર્મોદયના યોગે જનિત એવી અસ્પૃશ્યતાને જગતમાં ટકાવી જ રાખવી જોઇએ અને જગતમાંથી તે નાબૂદ થતી હોય કે તે નાબૂદ થઈ હોય તો તેને પેદા કરવી જોઇએ, એવું શ્રી જૈન શાસન માનતું જ નથી. આમ છતાંય, શ્રી જૈન શાસન અસ્પૃશ્યતામાં માને છે અને તેનું કારણ એટલું જ છે કે-તેવા પ્રકારના કર્મના ઉદયને કારણે જીવને અસ્પૃશ્યાવસ્થાની પ્રાપ્તિ થવી, એ પણ સંભવિત છે, એવું શ્રી જૈન શાસન માને છે. જેમ રોગ, દારિદ્ર, ઇન્દ્રિયવિકલપણું, અસૌભાગ્ય વગેરે તેવા તેવા પ્રકારના અશુભ કર્મોદયે જીવને પ્રાપ્ત થવાં એ સંભવિત છે, તેમ લોકો અસ્પૃશ્ય માને એવી અવસ્થા જીવને તેવા પ્રકારના અશુભ કર્મોદયે પ્રાપ્ત થવી, એ પણ સંભવિત છે. જેમ રોગાદિક કોઇને પણ આવે એમ ઇચ્છાય નહિ અગર તો કોઇના પણ રોગાદિક ટળો નહિ એમ ઇચ્છાય નહિ, તેમ

કોઇને પણ અસ્પૃશ્યતા પ્રાપ્ત થાઓ એમેય ઇચ્છાય નહિ. અને કોઇની પણ અસ્પૃશ્યતા ટળો નહિ એમેય ઇચ્છાય નહિ. એ જ રીતિએ, રોગાદિકને ટાળવાને માટે જો કોઈ ગેરવ્યાજબી પ્રયત્ન કરતો હોય, તો તેના પ્રયત્નમાં જેમ સાથ અપાય નહિ કે તેના તે પ્રયત્નની અનુમોદના પણ થાય નહિ, તેમ અસ્પૃશ્યતાને ટાળવાને માટે જો કોઈ ગેરવ્યાજબી પ્રયત્ન કરતો હોય, તો તેના તે પ્રયત્નમાં પણ સાથ અપાય નહિ તેમ જ તેના તે પ્રયત્નની પણ અનુમોદના થઈ શકે નહિ. રોગાદિના કારણે જેમ કોઈનું પણ અપમાન કે તિરસ્કાર આદિ થઇ શકે નહિ, તેમ અસ્પૃશ્યાવસ્થાને કારણે પણ કોઈનુંય અપમાન કે તિરસ્કાર થઈ શકે નહિ. રોગાદિકને કારણે જેમ રોગી આદિને આઘા રાખીને પણ તેમની દવા વગેરે તેમને નજદીકમાં વસવા લાયક બનાવવાને માટે થઈ શકે છે, તેમ અસ્પૃશ્યાવસ્થાને પામેલા જીવોને પણ આઘા રાખીને એવા પ્રયત્નો થઈ શકે છે, કે જેથી તેઓ તદ્દન નજદીકમાં વસવા લાયક બને. એ રીતિએ આઘા રાખવામાં પણ દયાનો જ ભાવ રહેલો હોઈ શકે છે. શ્રી જૈન શાસન એમ માનતું જ નથી કે–અસ્પૃશ્ય જાતિને પમાડનારૂં કર્મ એ જન્મમાં પણ મરણ પર્યન્ત ઉદયમાં અવશ્ય રહે છે. એટલે, શ્રી જૈન શાસનનું અસ્પૃશ્યતા સંબંધી દૃષ્ટિબિન્દુ કેવા પ્રકારનું છે, એને સમજવાની જરૂર છે. બ્રાહ્મણો વગેરે જે પ્રકારે અસ્પૃશ્યોને ધર્મને માટે નાલાયક જ માને છે અને તેમને તિરસ્કારપાત્ર માને છે, તે રીતિએ શ્રી જૈન શાસન અસ્પૃશ્યોને ધર્મને માટે નાલાયક અગર તો તિર-

સ્કારપાત્ર માનતું જ નથી. શ્રી જૈન શાસન તો માને છે કે-અસ્પૃશ્ય જાતિમાં જન્મેલા આત્માઓ પણ જો કર્મલઘુતા અને કર્મક્ષયોપશમાદિ દ્વારા પોતાની લાયકાત મેળવી શકે, તો તેઓ શ્રી જિનશાસનની સુન્દરમાં સુન્દર પ્રકારે પણ આરાધના કરી શકે છે અને કેવલજ્ઞાનને ઉપાર્જીને તેઓ મોક્ષને પણ પ્રાપ્ત કરી શકે છે.

શ્રી જૈન શાસનનાં જાતિ-કુળ સંબંધી ઉચ્ચતા અને અને નીચતા જરૂર સ્વીકારાએલી છે, પરન્તુ જાતિ-કુળ સંબંધી ઉચ્ચતા માત્રથી જ તે જીવ દરેક પ્રકારે ઉચ્ચ મનાય અને જાતિ-કુળ સંબંધી નીચતા માત્રથી જ તે જીવ દરેક પ્રકારે નીચ મનાય, એવું શ્રી જૈન શાસને કદી પણ સ્વીકાર્યું નથી. જાતિ-કુળ સંબંધી ઉચ્ચતાને પામેલો જીવ પણ, બીજા પ્રકારોનાં દુષ્કર્મોના ઉદય યોગે મહા નીચ ગણાય-એવી અવસ્થાને પણ પામી શકે છે અને જાતિ-કુળ સંબંધી નીચતાને પામેલો જીવ પણ, કર્મલઘુતા તથા કર્મના ક્ષયોપશમાદિના યોગે મહા ઉચ્ચ ગણાય-એવી અવસ્થાને પણ પામી શકે છે, એવું શ્રી જૈન શાસનનું માનવું છે. ઉચ્ચ જાતિ-કુળમાં જન્મ થવો, એ શુભ કર્મના ઉદય યોગે બને છે; અને નીચ જાતિ-કુળમાં જન્મ થવો, એ અશુભ કર્મના ઉદય યોગે બને છે. ઉચ્ચ જાતિ-કુળમાં જન્મેલાને માટે કલ્યાણકારી સંસ્કારો અને કલ્યાણકારી સંસર્ગો જેટલા સુલભ હોય છે, તેટલા તે કલ્યાણકારી સંસ્કારો અને કલ્યાણકારી સંસર્ગો નીચ જાતિ-કુળમાં જન્મેલાને માટે પ્રાયઃ સુલભ હોતા નથી. વળી, ઉચ્ચ જાતિ-કુળમાં જન્મેલો માનવી ખરાબ

સંસર્ગોના યોગે ખરાબે ચઢી ગયો હોય, તોય તેને કોઈક વખતે એવો વિચાર આવવાનો સંભવ છે કે–'મારૂં જાતિ–કુળ કયું અને આ મારૂં વર્તન કેવું ?' અને એમાંથી તેનામાં સુધારો આવવો સંભવિત છે. ઉચ્ચ જાતિ–કુળવાળાને ઠપકો આપતાં પણ એમ કહી શકાય કે–'તેં તારા જાતિ–કુળને કલંકિત કર્યું ! તારે તારા જાતિ–કુળ તરફ જોઈને પણ આવું ખરાબ કામ કરવું જોઈતું નહોતું.' અને, આવા પ્રકારનો ઠપકો પણ મોટે ભાગે અસરકારક નીવડે છે. ઉચ્ચ જાતિ–કુળમાં જન્મેલા માનવીને, પોતાના જાતિ–કુળની ઉચ્ચતાનો ખ્યાલ પણ કેટલીક વાર ખરાબ કામ કરવામાંથી ઉગારી લે છે. એનામાં લજ્જાદિ ગુણો હોવાનો ઘણો સંભવ છે. આજે સ્થિતિમાં ઘણો બિગાડ થઈ ગયો છે, છતાં પણ કેટલીક વાર આપણે કુળની ખાનદાની ઉપર ભાર મુકાતો જોઇ શકીએ છીએ. આવું બધું નીચ જાતિ–કુળમાં જન્મેલાઓને માટે શકય નથી; તેમ જ નીચ જાતિ–કુળમાં જન્મવાથી જન્મ થાય ત્યારથી કુસંસ્કારો અને કુસંસર્ગો મળવાનો ઘણો મોટો સંભવ છે. એથી, કુશીલપણા આદિ પ્રત્યે નફરતનો ભાવ તેઓમાં ભાગ્યે જ પેદા થઈ શકે છે અને ભાગ્યે જ તે ભાવ પોષાઈ શકે છે. આવી બધી બાબતોને લક્ષ્યમાં લઈને, શ્રી જૈન શાસને જાતિ–કુળના ઉચ્ચપણાને મહત્ત્વ જરૂર આપ્યું છે, પણ નીચ જાતિ–કુળવાળાઓ ગુણસમૃદ્ધિને પામી શકે જ નહિ, એવું કહ્યું નથી. નીચ જાતિ–કુળમાં જન્મેલા આત્માઓ પણ જો ગુણસમૃદ્ધિને પામી જાય, તો તેઓને તે તે ગુણસમૃદ્ધિને અનુસારે ઉચ્ચ

માનવાને માટે પણ શ્રી જૈન શાસન સદા સજગ રહ્યું છે. ગુણ અને કુળ, એ બેમાં પ્રધાનપણું કુળનું નથી, પણ ગુણનું જ છે. જો ગુણ ન હોય અગર ગુણ પમાય નહિ, તો જાતિ–કુળની ઉચ્ચતાની વસ્તુતઃ કોઇ જ કિંમત નથી. તાત્ત્વિક દૃષ્ટિએ જોવાય, તો ગુણપ્રાપ્તિ અને ગુણસ્થિરતાને આશ્રયીને જ જાતિ–કુળની ઉચ્ચતાનું મહત્ત્વ છે. એટલે, વસ્તુતઃ તો ગુણને અંગે જ શ્રી જૈન શાસનમાં જીવની ઉચ્ચતાને સ્વીકારવામાં આવી છે.

આમ હોઈને જ, શ્રી જૈન શાસનનાં શાસ્ત્રોમાંથી ચણ્ડાલ અથવા માતંગ (હરિજન) તરીકે જન્મેલા આત્માઓ પણ જો આરાધક બન્યા, તો તેઓ આરાધ્ય બન્યા, એવો ઉલ્લેખ મળી આવે છે. તેમ જ માતંગ કુળમાં જન્મેલા પણ આવા ગુણવાન બન્યા, એવું કહીને ઉચ્ચ કુળવાળાઓને આરાધનામાં લગ્ન અને મગ્ન થઈ જવાની પ્રેરણા કરવામાં આવેલી છે. પણ મારી જાણ મુજબ કોઇ પણ હરિજન જૈનાચાર્ય બન્યાનો ઉલ્લેખ શ્રી જૈન શાસ્ત્રોમાં નથી. હરિજન કુળમાં જન્મેલા એવા જે કેટલાક મુનિવરો થયા છે, તેમાંના બે મુનિવરો એક શ્રી મેતાર્ય મુનિવર અને બીજા શ્રી હરિકેશી મુનિવર–આ બન્નેય મુનિવરોને જૈન મુનિપણાની પ્રાપ્તિ કેવા પ્રકારે થવા પામી, એ હકીકતને સમજવી જરૂરી છે, કે જેથી એ વાત ખ્યાલમાં આવે કે–અસ્પૃશ્ય ગણાતા કુળમાં થયેલો તેમનો જન્મ, તેમને જૈન મુનિપણું પમાડવામાં શાથી બાધક નીવડ્યો નહિ. આથી, અત્રે એ સંબંધી બહુ જ ટૂંકમાં હકીકત રજૂ કરવામાં આવે છે.

## શ્રી મેતાર્ય મુનિવર :

શ્રી મેતાર્ય મુનિવર પોતાના તે ભવના પૂર્વભવે પુરોહિતપુત્ર હતા. આ પુરોહિતપુત્ર અને રાજપુત્ર વચ્ચે ગાઢ સ્નેહ હતો. પુરોહિતપુત્ર અને રાજપુત્ર–બન્ને મળીને, જો કોઈ પણ સાધુ તેમના જોવામાં આવી જાય, તો તે સાધુને તેઓ થાય તેટલા હેરાન કરતા હતા.

એમાંથી એક વાર એવું બન્યું કે–શ્રી સાગરચન્દ્ર નામના એક સમર્થ અને શાસ્ત્રોના પારગામી મુનિવરને, એક સાધુએ, રાજપુત્ર અને પુરોહિતપુત્ર કેવા પ્રકારે સાધુઓને હેરાન–પરેશાન કરે છે તે હકીકત જણાવીને, તે માટે ઉચિત કરવાની વિનંતિ કરી.

આથી, શ્રી સાગરચન્દ્ર મુનિવર પોતે જ ઉજ્જયિની નગરી, કે જ્યાં પેલા રાજપુત્ર અને પુરોહિતપુત્ર હતા, ત્યાં પધાર્યા. રાજપુત્રે અને પુરોહિતપુત્રે, એ મુનિવરને પણ હેરાન કરવાનો પ્રયત્ન કરતાં, એ મુનિવરની પાસે મલ્લયુદ્ધ કરવાની માગણી કરી. મુનિઓની થતી આશાતનાને અટકાવવાને માટે અને મુનિઓ નિર્ભયપણે વિચરી શકે તથા સુખે સંયમનું પાલન કરી શકે એ માટે, શ્રી સાગરચન્દ્ર મુનિવરે, તેમની એ નહિ કબૂલવા લાયક અને અયોગ્ય એવી પણ માગણીને કબૂલ કરી.

શ્રી સાગરચન્દ્ર મુનિવર પૂર્વાવસ્થામાં રાજા હતા અને મલ્લયુદ્ધકળામાં પણ પ્રવીણ હતા. આથી તેમણે મલ્લયુદ્ધ દરમ્યાન રાજપુત્ર અને પુરોહિતપુત્રના શરીરના સાંધાઓને

એવા છૂટા કરી નાંખ્યા, કે જેથી એ બન્નેને ભારે વેદના થવા માંડી.

રાજાએ જ્યારે એ હકીકત જાણી, ત્યારે રાજા શ્રી સાગરચંદ્ર મુનિવરની પાસે આવ્યો. શ્રી સાગરચન્દ્ર મુનિવરે મુનિઓની કરાતી હેરાનગતિની હકીકત રાજાને જણાવી. રાજાએ 'ક્ષમા કરીને પેલા બન્નેનાં હાડકાં ઠેકાણે લાવવાની' વિનંતિ કરી. શ્રી સાગરચન્દ્ર મુનિવરે, રાજપુત્ર અને પુરોહિતપુત્ર—એ બન્નેય જો મુનિ બનવાને તૈયાર હોય, તો તેમને સાજા કરવાનું કહ્યું. વાત એ પણ હતી કે—એ બન્નેય મુનિ બને, તો મુનિવરોને હેરાન કરવાનો સંભવ ટળે.

રાજપુત્ર અને પુરોહિતપુત્ર આ રીતિએ સાધુ બન્યા. તેઓ ઉદ્ધત બની ગયા હતા, પણ મૂળ હતા તો કુલીન જ, એટલે તેમણે શ્રી જિનશાસનના સંયમનું સુન્દર પ્રકારે પાલન કરવા માંડ્યું. એમાં, દોષ માત્ર એટલો જ આવી જવા પામ્યો કે—પુરોહિતપુત્ર બ્રાહ્મણ હોઇને, જાતિમદના પાપથી તે નિર્લેપ રહી શક્યો નહિ અને જાતિમદના પાપની આલોચના કર્યા વિના જ, તે દેહાવસાનને પામ્યો.

રાજપુત્ર અને પુરોહિતપુત્ર, સંયમની આરાધનાના યોગે પુણ્યોપાર્જન કરીને, દેહાવસાન પામતાં સ્વર્ગલોકમાં ઉત્પન્ન થયા. ત્યાં પણ તેઓ વચ્ચે ગાઢ સ્નેહસંબંધ રહ્યો. સ્વર્ગવાસી દેવોને એવું જ્ઞાન હોય છે, કે જેથી તેઓ પોતાના પૂર્વભવોની હકીકતોને પણ અમુક મર્યાદા સુધી જાણી શકે. એ બન્નેએ પોતાના જ્ઞાનથી જાણ્યું કે—પોતે પૂર્વભવમાં

સાધુ હતા અને જીવે જો પોતાનું સાચું કલ્યાણ સાધવું હોય, તો સાધુપણાને જ જીવનમાં જીવવું જોઈએ.

સ્વર્ગલોકમાં સાધુપણાનું પાલન શક્ય નહિ હોવાને કારણે, તે બન્નેએ નિશ્ચય કર્યો કે-' આ સ્વર્ગલોકમાંથી પહેલો ચ્યવીને આપણા બેમાંથી જે કોઈ મનુષ્ય થાય, તેને સ્વર્ગલોકમાં રહેલા બીજાએ પ્રતિબોધ પમાડવો.' અર્થાત્- ' તેને જૈન મુનિ બનવાની પ્રેરણા કરવી.'

આ પછી, પુરોહિતપુત્રનો જીવ પહેલો ચ્યવ્યો. એ જીવે જાતિમદ કરવા દ્વારા જે પાપકર્મ ઉપાર્જેલું, તે તે જ વખતે ઉદયમાં આવ્યું. એના યોગે એ જીવ એક ' મેતી ' નામની ચાણ્ડાલિણીની કુક્ષિથી જન્મ્યો.

આમ એ પાપકર્મે પોતાનો ભાવ ભજવી લીધો, પણ સાથે જ એ જીવે જે પુણ્યકર્મ ઉપાર્જેલું, તેણે તેને સારી સ્થિતિમાં મૂકી દીધો. બન્યું એવું કે-એક શેઠની વહુને મરેલાં છોકરાં જ જન્મતાં હતાં. તે શેઠાણીને ' મેતી ' નામની પેલી ચાણ્ડાલિણીની સાથે ગાઢ મૈત્રી હતી. એ બન્નેને વાત થતાં, મેતીએ કહેલું કે-જો મારે પેટે છોકરો અવતરશે, તો હું તે છોકરો તમને આપીશ. એ દરમ્યાનમાં જ પેલા પુરોહિતપુત્રનો જીવ મેતીની કુક્ષિથી પુત્રપણે અવતર્યો અને મેતીએ ગુપ્તપણે તે પુત્ર પેલી શેઠાણીને દઈ દીધો.

આથી, તે શેઠને ત્યાં જ એ ઉછર્યો અને તે ઉમ્મર લાયક થતાં, તેને વિવિધ ઉપાયો દ્વારા, સ્વર્ગલોકમાં રહેલા રાજપુત્રના જીવે પ્રતિબોધ પમાડ્યો. તે પછી તેણે ભગવાન

શ્રી મહાવીર પરમાત્માની પાસે દીક્ષાને ગ્રહણ કરી અને એ જ ભવને અન્તે તે પુણ્યાત્માએ પોતાના મોક્ષને સાધ્યો.

શ્રી મેતાર્ય મુનિવરના આ વૃત્તાન્તથી સમજી શકાશે કે–પૂર્વભવની સંયમની આરાધના આદિ કારણે જ, તેમને તેમનું હરિજન કુળ સંયમની પ્રાપ્તિમાં બાધાકારી નીવડ્યું નહિ.

## શ્રી હરિકેશી મુનિવર :

શ્રી હરિકેશી મુનિવરનો જીવ પણ પૂર્વના ભવમાં પુરોહિત હતો. તેણે પણ, એક નિમિત્તને પામીને પ્રતિબોધ પામતાં જૈન દીક્ષાને ગ્રહણ કરી હતી. દીક્ષાને ગ્રહણ કરીને ચારિત્રાચારોનું સુન્દર પ્રકારે પાલન કરવા છતાં પણ, તે મુનિ બ્રાહ્મણપણાના ગર્વથી જાતિમદજનિત પાપ ઉપાર્જતા રહ્યા. આથી, ત્યાંથી મરણને પામીને તેઓ દેવગતિમાં તો ગયા, પણ દેવગતિમાંથી ચ્યવીને તેઓ એક ચાણ્ડાલિણીની જ કુક્ષિથી પુત્રપણે ઉત્પન્ન થયા. એક પ્રસંગને પામીને, સંસારના સ્વરૂપનું ચિન્તન કરતે કરતે, તેઓ જાતિસ્મરણ જ્ઞાનને પામ્યા. જ્ઞાનબળે તેમણે પોતાના પૂર્વભવના સાધુપણાને અને જાતિમદના ફળને જાણ્યું અને એથી વૈરાગ્યને પામીને તેમણે જૈન દીક્ષા સ્વીકારી લીધી. એ મહાત્મા પણ, મહા તપને તપીને અને પોતાનાં સઘળાંય કર્મોને સર્વથા ક્ષીણ કરી નાંખીને, એ જ ભવને અન્તે મોક્ષને પામ્યા.

આ ઉદાહરણ ઉપરથી પણ સમજી શકાય છે કે–પૂર્વભવની સંયમની આરાધના અને અન્તિમ ભવમાં ઉપજેલું

જાતિસ્મરણ જ્ઞાન, એના જ કારણે તેમનું હરિજન કુળ તેમને સંયમની પ્રાપ્તિમાં બાધાકારી નીવડ્યું નથી.

**મદનનું ઉદાહરણ :**

આ સ્થલે એક વાતની ચોખવટ કરી લેવી, એ આવશ્યક છે. હરિજન કુળમાં જન્મ પામેલાને ખુદ ભગવાને અને અન્ય અતિશયજ્ઞાનિઓએ દીક્ષા આપેલી છે, પરન્તુ અતિશયજ્ઞાની નહિ એવા શ્રુતજ્ઞાનિઓને માટે હીન જાતિવાળાઓને દીક્ષા આપવાની શાસ્ત્રોમાં મનાઈ કરવામાં આવેલી છે. હીન જાતિવાળાઓને દીક્ષા આપવાની મનાઇ કરવામાં આવી છે, એનો અર્થ એ નથી કે–માત્ર અસ્પૃશ્ય ગણાતાઓને જ દીક્ષા આપવાની મનાઈ કરવામાં આવી છે. સ્પૃશ્ય ગણાતા પણ અમુક અમુકોને દીક્ષા આપવાની શાસ્ત્રોમાં મનાઇ કરાએલી છે. મદન નામના એક વેશ્યાપુત્રનું શ્રી પુષ્પમાલા બૃહદ્વૃત્તિ નામના શાસ્ત્રમાં ઉદાહરણ આપવામાં આવેલું છે, જે અત્રે ઉપયોગી છે.

મદન નામનો એ વેશ્યાપુત્ર સુરૂપસંપન્ન પણ હતો, શ્રેષ્ઠ કલાસંપન્ન પણ હતો અને વિનયશીલ પણ હતો, પરન્તુ તે વેશ્યાપુત્ર હોવાના એક માત્ર કારણથી લોકો તેની ખૂબ જ અવજ્ઞા કરતા હતા. મદનને પોતાનું આ દુર્ભાગ્ય બહુ સાલતું હતું અને એથી તે ભારે માનસિક વેદના અનુભવતો હતો. એક વાર, એ જ દુઃખના વિચારમાં ગરકાવ બની ગયેલો તે મદન, ફરતો ફરતો એક ઉદ્યાનમાં રહેલા કેવળજ્ઞાની મુનિવરની પાસે જઈ ચડ્યો. એ મુનિવરના

શ્રીમુખેથી ધર્મશ્રવણ કરતાં, તે હર્ષિત બન્યો અને તેણે પૂછ્યું કે-હું આટલો બધો રૂપાદિથી સંપન્ન છું, છતાંય મારૂં એવું તે કયું પાપ છે, કે જે પાપના યોગે મને આવું જાતિહીનપણું પ્રાપ્ત થયું છે? શ્રી કેવલજ્ઞાની મુનિવરે કહ્યું કે-પૂર્વે તેં તારા બ્રહ્મદેવ તરીકેના બ્રાહ્મણના ભવમાં જાતિ-મદ કરેલો. તે પાપનું જ આ પણ એક પરિણામ છે. પછીથી શ્રી મદને વૈરાગ્યને પામીને એ મુનિવરની પાસે એવી માગણી કરી કે-'આપને જો હું યોગ્ય લાગતો હોઉં, તો આપ મને દીક્ષા આપો!' એ વખતે કેવલજ્ઞાની મુનિ-વરે કહ્યું કે-'જો કે ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ સિદ્ધા-ન્તમાં હીન જાતિવાળા આદિને માટે દીક્ષાનો પ્રતિષેધ કરેલો છે, તો પણ મારા અતિશયજ્ઞાનથી હું જોઉં છું કે-તું શ્રેષ્ઠ કોટિનું આરાધન કરી શકવાનો છે, આથી તું દીક્ષા લેવામાં પ્રતિબંધ કરીશ નહિ.'

એ વેશ્યાપુત્ર કાંઇ અસ્પૃશ્ય જાતિનો નહિ હતો, પણ હીન જાતિનો હતો, માટે જ શ્રી કેવલજ્ઞાની મુનિવરે એવો ખુલાસો કર્યો. એટલે, ઙ્કતવ્યવહારી મહાત્માઓને માટે તો જૈન શાસ્ત્રોમાં જેમ અસ્પૃશ્યોને દીક્ષા દેવાની મનાઇ કર-વામાં આવી છે, તેમ સ્પૃશ્યોમાંના પણ અમુક અમુકોને દીક્ષા દેવાની મનાઇ કરાએલી છે. જાતિજુંગિતોની જેમ કર્મજુંગિતો આદિને પણ દીક્ષા નહિ દેવી, એવું શ્રી જૈન શાસ્ત્રોમાં ફરમાવેલું છે.

શ્રી જૈન શાસનમાં કેવલજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની, અવ-ધિજ્ઞાની ચૌદ પૂર્વના જ્ઞાનવાળા, દશ પૂર્વના જ્ઞાનવાળા

અને નવ પૂર્વના જ્ઞાનવાળા જે મહાત્માઓ, તે સર્વેને અતિશયજ્ઞાની કહેવાયા છે. એ સિવાયના જૈન મુનિવરો, ચાહે તેટલા જ્ઞાની હોય તો પણ, તેમને અતિશયજ્ઞાની કહેવાતા નથી. જે મુનિવરો અતિશયજ્ઞાની હોય છે, તેઓને આગમવ્યવહારી કહેવાય છે અને બાકીના મુનિવરોને શ્રુતવ્યવહારી કહેવાય છે. શ્રુતવ્યવહારિઓ જો શ્રુતમાં નિષિદ્ધ એવું આચરણ આચરે, તો તેથી તેઓ શ્રી જિનાજ્ઞાના ભંગ રૂપ દોષને પાત્ર બની જાય છે, જ્યારે શ્રુતમાં નિષિદ્ધ એવું પણ આચરણ જો આગમવ્યવહારી આચરે, તો તેઓ શ્રી જિનાજ્ઞાના ભંગ રૂપ દોષને પાત્ર નથી બનતા અને એનું કારણ એ મહાત્માઓનો જ્ઞાનાતિશય છે. પોતાના જ્ઞાનબળે તેઓ ક્યારે અને ક્યાં, શું કરવા લાયક છે અને શું કરવા લાયક નથી, તેનો સ્વતન્ત્રપણે નિર્ણય કરી શકે છે અને એથી જ તેઓને એવી છૂટ અપાએલી છે. આમ છતાં પણ, એ અતિશયજ્ઞાનિઓ શ્રુતવ્યવહારનો વિલોપ થઈ જવા પામે નહિ અગર તો શ્રુતવ્યવહારના સંબંધમાં આરાધક જીવો શંકિત બની જવા પામે નહિ; તેની કાળજી તો રાખે જ છે. આ વાતને અત્રે એટલા જ પૂરતી ચર્ચવામાં આવી છે કે—શ્રી મેતાર્ય મુનિવર અને શ્રી હરિકેશી મુનિવરના ઉદાહરણથી ગેરસમજ પ્રગટવા પામે નહિ. એ બન્નેયને દીક્ષિત બનાવનારા અતિશયજ્ઞાની હતા તેમ જ ઉપર જણાવેલા શ્રી મદનને દીક્ષિત બનાવનારા પણ અતિશયજ્ઞાની હતા. એટલે, આ કાળના આચરણ માટે તેઓનાં ઉદાહરણોને આગળ ધરવાં એ યોગ્ય નથી.

## માતંગોનો સંઘ :

હરિજન કુળમાં જન્મેલાઓમાંથી કોઈ કોઈ જેમ જૈન શ્રમણો થયેલા છે, તેમ શ્રાવકો પણ થયેલા છે. માતંગોનો સંઘ શ્રી સિદ્ધગિરિજીની યાત્રાએ આવેલો અને એ સંઘ ગિરિરાજ ઉપર નહિ ચઢતાં, માત્ર ગિરિરાજને પ્રદક્ષિણા દઈને પાછો ફરેલો. શ્રી શત્રુંજય તીર્થની યાત્રાર્થે નીકળેલા સંઘોની યાદીમાં, માતંગોનો સંઘ પણ શ્રી શત્રુંજય તીર્થની યાત્રાર્થે આવ્યો હતો, એમ જણાવેલું છે. એથી પણ એ સૂચિત થાય છે કે—એ સંઘ કાઢનાર અને એ સંઘમાં આવેલા માતંગો જૈનો જ હતા, અર્થાત્—જૈન ધર્મનું પાલન કરનારાઓ જ હતા. તેઓ જૈન ધર્મનું પાલન કરનારા હતા, માટે જ તેઓ શ્રી શત્રુંજય મહાતીર્થની યાત્રાર્થે આવ્યા હતા. એ માતંગોને શ્રી ગિરિરાજ ઉપર નહિ ચઢવાને માટે જૈન આગેવાનોએ સમજાવ્યા, એ વગેરે હકીકત શ્રી વીરબાળના અનુમાનની જ લાગે છે, કારણ કે—ત્યાં તો મલિનતાને કારણે માતંગોનો સંઘ ઉપર ચઢ્યો નહિ, એવી હકીકત છે. અત્રે એ વાત પણ ધ્યાન બહાર નહિ જવી જોઈએ કે—શ્રી શત્રુંજય ગિરિવર પોતે જ તીર્થસ્વરૂપ ગણાય છે. એના કાંકરે કાંકરે અનન્તા સિદ્ધ થયા, એ એનું માહાત્મ્ય છે. એ ગિરિરાજ ઉપર શ્રી જિનમન્દિરો છે, માટે જ એ તીર્થરૂપ છે એમ નથી, પરન્તુ એ ગિરિરાજ પોતે જ પવિત્ર ક્ષેત્ર છે. એ ગિરિરાજની સ્પર્શનાને માટે જણાવેલું છે કે—ભવ્ય જીવો જ એની સ્પર્શનાદિ કરી શકે છે. આથી

જ, મલિનતાને કારણે એ માતંગોનો સંઘ ગિરિરાજ ઉપર ચઢ્યો નહિ. નહિતર, ગિરિરાજ ઉપરનાં શ્રી જિનમન્દિરોમાં ન જાય, પણ એ ગિરિરાજ ઉપર શું કામ ચઢે નહિ? વળી, તેઓએ ગિરિરાજ ઉપર નહિ ચઢતાં ગિરિરાજને માત્ર પ્રદક્ષિણા જ દીધી, એ પણ તેમના શ્રદ્ધાભાવને સૂચવે છે.

આ પ્રસંગ ઉપરથી એ એક વાત ફલિત થાય છે કે–જે આત્માઓ ધર્મની સાચી શ્રદ્ધાને પામે છે, તેઓ કેવું વિવેકભર્યું વર્તન કરે છે. ધર્મના સ્વરૂપ વિષે જેઓને સાચી સમજ અને સાચી શ્રદ્ધા પ્રાપ્ત થાય છે, તેઓના મનમાં એવો પણ એક ભાવ પેદા થાય છે કે–અમારી જેમ અથવા તો અમારાથી પણ અધિકપણે બીજા જીવો ધર્મની સાચી શ્રદ્ધાને પામે તો સારૂં! આથી, તેઓ એવી રીતિએ વર્તવાને માટે પ્રયત્નશીલ બને છે કે–બીજાઓ એમના વર્તનને નિમિત્તે ધર્મસન્મુખ બને અથવા તો છેવટ એમના વર્તનથી કોઈ પણ જીવ ધર્મવિમુખ તો બને જ નહિ. આથી તેઓ જ્યાં સુધી શક્ય હોય ત્યાં સુધી અને પોતાના ધર્મપાલનમાં બાધા ઉપજવા પામે નહિ ત્યાં સુધી, લોકવ્યવહારને પણ જાળવીને ચાલે છે. લોકવ્યવહારનું પાલન કરવાથી પોતાના ધર્માંરાધનને હાનિ પહોંચતી ન હોય અને લોકવ્યવહારનું પાલન નહિ કરવાથી કેટલોક લોક ધર્મસન્મુખ બનતાં અટકી જવા પામે તેમ હોય, તો સાચો ધર્મપાલક એવા લોકવ્યવહારને ઉલ્લંઘે જ શું કરવાને? આ દૃષ્ટિએ જો વિચારવામાં આવે, તો માતં-ગોનો એ સંઘ ગિરિરાજને પ્રદક્ષિણા દઈ ને અને તળેટીએ

મહોત્સવ કરીને પાછો ફર્યો, તે એ માતંગોના સંઘનું બહુ જ વિવેકયુક્ત પગલું લાગે છે.

વળી, ધર્મને પામેલા જીવો તો ધર્મશાસ્ત્રોની આજ્ઞાઓને બાધા પહોંચે નહિ, એની કાળજી રાખનારા હોય છે. તેઓ ધર્મશાસ્ત્રોની આજ્ઞાઓને અનુસરવાની વૃત્તિવાળા હોય છે, પણ એ આજ્ઞાઓને ઉલ્લંઘવાની વૃત્તિવાળા હોતા નથી. શાસ્ત્રમાં એક માતંગ શ્રાવકનો એવો પણ પ્રસંગ આવે છે કે–એ શ્રાવકે અન્ય કુલીન શ્રાવકને પોતાના પૈસે ભોજન કરવાનો આગ્રહ કર્યો, પણ પોતાને ઘરે ભોજન કરવાનો આગ્રહ કર્યો નહિ! એટલે, ધર્મપ્રાપ્તિ પછીથી પણ લોકવ્યવહારનું પલાન કરવાનો ખ્યાલ રાખવાનો હોય છે. એ ખ્યાલ એટલા માટે રાખવાનો હોય છે કે–એ પાલન પોતાને ધર્મારાધનમાં સહાયક બને છે અથવા તો એમ કરવાથી પોતાના ધર્મારાધનમાં તે કારણે વિઘ્નો ઉપસ્થિત થવા પામતાં નથી તેમ જ પોતે બીજાઓને ધર્મવિમુખ બનવાના કારણ રૂપ બનતો નથી. આમ છતાંય, એ વાત ધ્યાનમાં રાખવાની છે કે–ધર્મની પ્રાપ્તિ અને ધર્મની આરાધનામાં જ અન્તરાય કરનારા લોકવ્યવહારનું પાલન કરવાનું છે જ નહિ. જો એમ કરવામાં આવે, તો તો લોકવ્યવહારના પાલન પાછળ જે શુભ આશય રહેલો છે, તે આશય જ નાશ પામી જાય. જેમ કે–માતા, પિતા, કલાચાર્ય આદિ વડીલોની આજ્ઞાનું પાલન કરવાનો ઉપદેશ શ્રી જૈન શાસ્ત્રોમાં અપાએલો છે, પરન્તુ ધર્મની પ્રાપ્તિ અને ધર્મની આરાધનામાં જ જ્યારે એ આજ્ઞાપાલનથી અન્તરાય ઉભો થાય તેમ હોય અને એનની

આજ્ઞાનું પાલન કરતાં જીવ ધર્મથી વંચિત જ રહી જવા પામે તેમ હોય, ત્યારે એ જીવ એ માતા-પિતાદિની એવી આજ્ઞાનું પાલન કરે નહિ, તો એ વસ્તુ દોષ રૂપ ઠરતી નથી. એવી આજ્ઞાનું પાલન નહિ કરવામાં જ પોતાનું અને સરવાળે માતા-પિતાદિનું પણ હિત રહેલું છે. આવું જ લોકવ્યવહારને અંગે સમજી લેવાનું છે. ધર્મમાં બાધાકારી નીવડે નહિ, ત્યાં સુધી જ લોકવ્યવહારને અનુસરવાનું. ધર્મેય જળવાય અને લોકવ્યવહારેય જળવાય, તો લોક ધર્મ પ્રતિ ઢળે તેમ જ લોક નાહક ધર્મનિન્દા કરનારો બને નહિ, એ દૃષ્ટિએ આ વાત છે.

☆

## ૨૫. શ્રી શાલિભદ્રજી અને શ્રી ધનાજીની દીક્ષા :

સંયમ લેવા નીકળનારને સઘળા સ્નેહિઓની સંમતિ મળે અને કોઇનીય આંખમાં આંસુ ન આવે, એ બને ? ન જ બને એમ ન કહીએ, પણ એવું તો જવલ્લે જ બને. એમ તો જરૂર કહી શકાય. છોકરીને સાસરે વળાવવી નિશ્ચિત છે, તો પણ માને ગાડી દેખાતી બંધ થાય ત્યાં સુધી આંસુ આવે જ. સંસારનો એ સ્વભાવ જ છે. જો સંસારમાં આ

સ્થિતિ છે, તો પછી ઘરબાર છોડીને, સંબંધ તોડીને, હંમેશને માટે તજી જનાર ત્યાગી માટે કોઈ રાગિને આંસુ ન આવે, કોઇ રાગિને જરાય દુઃખ ન થાય, એ કેમ બને? આટલું સમજાઈ જાય તો સંબંધિઓના રૂદનને નામે માર્ગનો વિરોધ થાય છે તે ન થાય. આજે તો દીક્ષાની આડે આવવામાં અજ્ઞાનોમાં પુણ્ય મનાવા લાગ્યું છે. અનંતા જીવોને અભયદાન દેનારની આડે આવવામાં કયો બેવકૂફ પુણ્ય માને? દીક્ષા અને શોકને સંબંધ છે જ. એ વખતે સાતમી પેઢીનો પણ દેખાડવાને માટે આવીને રોશે. જેમ વ્યવહારમાં રિવાજ છે કે–કોઈ મરી જાય ત્યારે ' ઓ, ઓ ' એવી પોક બધા મૂકે. એ વખતે પણ વિવેકી, સમજુ અને સમતાશીલ નથી રોતા, તેમ એવા આમાંય હોય; પણ મોટો ભાગ રડનારાનો! એથી કોઈ દીક્ષા લેવા તૈયાર થાય એટલે સમજી જ લેવું કે–ઘોંઘાટ થવાનો. દીક્ષાની અનુમતિ આપનારની આંખમાં પણ પેલો દીક્ષા લેતો હોય ત્યારે આંસુ આવી જાય છે. ચાંલ્લો કરે પણ મોહનું દુઃખ સાથે જ હોય!

એવા વખતે રહી જવાની વૃત્તિ રૂપ દયા આવે, તો વસ્તુતઃ એ દયાભાવ નથી પણ હિંસકભાવ છે. આજે દીક્ષાના વિષયમાં ઘણા કહે છે કે–' માબાપની દયા નથી આવતી?' પણ એવી દયાની વાતો કરનારાઓ, આજની રાજકીય હીલચાલમાં ઘણાય માતા–પિતા, ભાઈ–ભાંડુ, ભાર્યા–ભગિની વગેરેની દરકાર કર્યા વિના ચાલ્યા જાય છે, ત્યાં વાંધો નથી લેતા. ત્યાં તો દેશને માટે ભોગ આપ્યો કહી વખાણ કરે છે. માત્ર દીક્ષામાં જ વાંધો લે છે અને દયાની વાતો

કરે છે. એથી સાફ જણાઈ આવે છે કે–એ દયાની વાતો કેવળ દંભ રૂપ છે. હૈયામાં દીક્ષાની પવિત્ર ભાવના સામે દુર્ભાવ છે, એ પવિત્ર ભાવનાની કિંમત નથી, માટે જ દયાની ખોટી વાતો કરાય છે અને દીક્ષાને વગોવાય છે. દીક્ષા લેનાર તો એવી વાતો કરનારાને અવસરે કહી દે છે કે– “તમારા કરતાં મારાં મા–બાપ વગેરે માટે મને વધારે લાગણી છે. હું કાંઈ એમનું અહિત કરવાને જતો નથી. મારૂં હિત સધાય અને અવસરે એમનું પણ શાશ્વત હિત હું સાધી શકું એ જ મારી ભાવના છે. મારાં માતા–પિતાનો મારા ઉપર પરમ ઉપકાર છે એ હું જાણું છું અને એથી જ મારાં માતા–પિતાને શાશ્વત કલ્યાણના માર્ગે યોજવાનો મારો ઈરાદો છે. તમારે શું લાગે–વળગે છે ? તમને મારાં મા–બાપની દયા આવી માટે તમે આવ્યા છો, એમ નથી, પણ મારા માતા–પિતાની દયાના નામે તમારે તમારી દીક્ષાવિરોધની પ્રવૃત્તિને પોષવી છે માટે તમે આવ્યા છો, એ હું જાણું છું ! જૈન થઈને સંયમ વિરૂદ્ધ સલાહ આપવા આવતાં શરમ નથી આવતી ? તમારામાં જૈનત્વ હોત તો તમે આવા વખતે મારાં માતા–પિતાદિને મોહાધીન બનીને સ્વ–પરનું આત્મહિત હણતાં અટકવાની સલાહ આપી હોત અને કહ્યું હોત કે–‘ ફીકર નહિ. ભલે એ કલ્યાણમાર્ગે જાય એવા માર્ગે અમારાથી નથી જવાતું તો અમે તેના ગમનમાં મદદરૂપ થવાના ઇરાદે આપની તકલીફો દૂર કરીશું !’ આવું કાંઇ તમારે કરવું નથી, દયા ખાઈનેય દમડીની મદદ કરવી નથી અને દયાની વાતો કરી દુનિયાને છેતરવી છે

માટે પધારો આપને ઘેર!” જ્યાં જ્યાં આવું કહેનારા મળ્યા, ત્યાં ત્યાંથી દયાનો દંભ કરનારાઓએ રોકાયા વિના ચાલવા જ માંડ્યું છે.

શ્રી શાલિભદ્રજીએ દીક્ષા માટે અનુમતિ માગી ત્યારે તેમની માતાને મૂર્ચ્છા આવી. દાસીઓ ભદ્રામાતાને સચેતન કરવા ગઈ, પણ શ્રી શાલિભદ્રજી ત્યાં ન ગયા. દયા નહોતી? ભક્તિ નહોતી? વિનીત તો એવા હતા કે–જ્યારે જ્યારે માતા આવતી, ત્યારે ત્યારે આસન ઉપરથી ઉભા થઈ જતા હતા. એ જ શ્રી શાલિભદ્રજી અત્યારે પાસે આવતા નથી, કેમ કે–શ્રી જિનેશ્વરદેવની દયાનું સ્વરૂપ એ સમજતા હતા. શ્રી શાલિભદ્રજીએ એ વખતે શો વિચાર કર્યો હશે? ‘આ મૂર્ચ્છા મારા પ્રત્યેના મોહની છે. જો આ વખતે હું પાસે જઈશ, પંપાળવા જઈશ, માતાનું માથું ખોળામાં લઈ લઈશ, તો વારંવાર મૂર્ચ્છા આવે એવો મોહ વધી પડશે: અને મારે દીક્ષા લેવી છે એ તો નિશ્ચિત જ છે: ત્યારે એક મૂર્ચ્છામાં કામ પતે તો ખોટું શું? આત્માએ અનન્ત કાળમાં અનન્તાં માતા-પિતાને રડાવ્યાં છે. એવું રડાવવાનું બંધ કરવું હોય તો હવે મોહની મુંઝવણને આધીન ન થવું.’ આવા જ કોઈ ઉત્તમ વિચારના યોગે શ્રી શાલિભદ્રજી, પોતાની માતા મૂર્ચ્છાથી પટકાઈ પડવા છતાં પણ તેની પાસે ન ગયા, એમ કહી શકાય.

પણ એથી એમનામાં દયા કે ભક્તિ નહોતી, એમ ન કહેવાય. એમનું હૈયું ભાવદયાથી ભરપૂર બન્યું હતું માટે તો દીક્ષા લેવાને તત્પર બન્યા હતા અને એથી જ

શ્રી શાલિભદ્રજીએ પોતાની માતાને એમ પણ કહ્યું છે કે–
'ચારિત્રને ગ્રહણ કરનારા, કોઈનું પણ અશુભ ચિન્તવનારા હોતા નથી. જગતના જીવો ઉપર તેઓ તો મૈત્રીભાવવાળા બનેલા હોય છે: અર્થાત્–ચારિત્રને ગ્રહણ કરનારા જીવમાત્રનું કલ્યાણ ચિન્તવનારા હોય છે અને એથી જ સકલ જીવોનું હિત કરનારા તે મહાત્માઓ જગદ્વન્દ્યતાને પામેલા છે.'

શ્રી શાલિભદ્રજી, પોતાની માતા ઉપર છવાએલું મોહનું કારમું વાદળું ભેદવાને ઇચ્છતા હતા અને એથી જ શ્રી શાલિભદ્રજી માતાને મૂર્છા આવવા છતાંય સચેતન કરવા ન ગયા. મૂર્છા વળી અને શ્રી શાલિભદ્રજીને ત્યાંના ત્યાં જ ઉભેલા ભદ્રામાતાએ જોયા, એટલે વિનવણી શરૂ કરી. વિનવણી કરવા છતાં પણ જોયું કે–આ દીક્ષાના વિચારને છોડશે તો નહિ જ, એટલે એકદમ ત્યાગ નહિ કરતાં, અભ્યાસ રૂપે બત્રીસ પત્નીઓમાંથી રોજ એક એકનો ત્યાગ કરવાનું કહ્યું. આમ એક જ મૂર્છાએ વાત ઠેકાણે પડી ગઈ. શ્રી શાલિભદ્રજીએ પણ માતાની એટલી વાત સ્વીકારી.

આથી એમ નહિ માનતા કે–એક સાથે બધાનો ત્યાગ ન થઈ શકે. શ્રી ધનાજીએ શ્રી શાલિભદ્રજીને ડરપોક કહ્યા છે. શ્રી શાલિભદ્રજી વ્રતપાલનમાં સત્ત્વહીન છે, એમ શ્રી ધનાજીએ કહ્યું છે. શ્રી ધનાજી શ્રી શાલિભદ્રજીના બનેવી થતા હતા. શ્રી શાલિભદ્રજીની સૌથી નાની બેન શ્રી ધનાજીની સાથે પરણાવાઈ હતી. શ્રી શાલિભદ્રજી દીક્ષા લેવાને તૈયાર થયા છે અને એ માટે અભ્યાસ રૂપે રોજ એક એક પત્નીનો અને એક એક શય્યાનો ત્યાગ કરે છે, આ સમા-

ચાર બેનને મળ્યા છે. બેનને ભાઈ ઉપર બહુ મોહ છે. પોતાના પતિ શ્રી ધનાજીને સ્નાન કરાવતી વખતે એ બેન શ્રી શાલિભદ્રજીનો ત્યાગ યાદ આવવાથી રૂદન કરે છે.

એને રૂદન કરતી જોઈને શ્રી ધનાજી પૂછે છે કે–'તું રૂદન કેમ કરે છે?'

એના ઉત્તરમાં શ્રી શાલિભદ્રજીની બેન પોતાના સ્વામિને ગદ્‌ગદિત કંઠે કહે છે કે–'મારા ભાઈ વ્રત ગ્રહણ કરવાને માટે તૈયાર થયા છે અને રોજ રોજ એક એક સ્ત્રીનો તેમજ એક એક શય્યાનો ત્યાગ કરે છે, તે કારણે મને રડવું આવે છે.'

શ્રી શાલિભદ્રજીની બેન એવી પોતાની પત્નીની આ વાત સાંભળીને, શ્રી ધનાજી હસી પડે છે! શ્રી શાલિભદ્રજીનો એ રોજનો એક–એકનો ત્યાગ શ્રી ધનાજીને હાસ્ય ઉપજાવે છે! 'છોડવું જ છે, તો વળી આજે એક અને કાલે બીજી એ શું? છોડવું જ હોય તો એક સાથે છોડી દેવું!'–આ વિચારના શ્રી ધનાજી છે; અને એથી જ પોતાની પત્નીના મુખે, તેના ભાઈ શ્રી શાલિભદ્રજીના રોજના એક–એકના ત્યાગની વાત સાંભળતાં, તેમને હસવું આવે છે.

શ્રી ધનાજીને આવી વાતમાં હસતા જોઈને શ્રી શાલિભદ્રજીની બેનને શું થયું હશે? એના હૃદયમાં મોહવશતાના કારણે કેવી વેદના થઈ હશે?

વધુમાં શ્રી ધનાજીએ હસતાં હસતાં એવાં વચનો પણ કહ્યાં છે, કે જે વચનો સાંભળતાં મોહાધીન ડઘાઈ જ જાય.

શ્રી ધનાજીએ હાસ્યપૂર્વક કહ્યું છે કે–'તારો ભાઈ જો એમ કરતો હોય તો તો કહેવું જોઈએ કે, તે શિયાળવા જેવો ડરપોક છે અને વ્રતપાલનમાં સત્ત્વહીન છે !'

શ્રી ધનાજીની જગ્યાએ આજનો બનેવી હોય તો શું કહે ? 'જોઉં છું, દીક્ષા કેમ લે છે તે ! હમણાં જ સોલીસીટર દ્વારા નોટીસ અપાવું છું.'–આવું આવું કાંઈક બોલ્યા વિના રહે ખરો ? આજના નાદાનો તો એમ પણ કહે છે–'દીક્ષિત બનનારાઓની સ્ત્રીઓ પારકા સાથે અનાચાર કરે, તો એનું પાપ કોને શિર ?' ઉત્તમ કુલવાનોને માટે આવી શંકા કરે તે પણ નીચ છે. સારા માણસો માટે આવી શંકા કરવી, તે પાપીનું લક્ષણ છે. ઉત્તમ કુળની ઉત્તમ સંસ્કારોવાળી સ્ત્રીઓ કદી અનાચાર ન સેવે. એને બહુ મોહ હોય તો પોતાના ધણીને રાખવા મહેનત કરે એ શક્ય છે, પણ એ મહેનતેય એવી રીતિએ કરે કે–કુલવટને કલંક ન લાગે. અનાચારનો તો એનામાં વિચાર જ ન હોય.

શ્રી ધનાજીએ શ્રી શાલિભદ્રજીને ડરપોક અને સત્ત્વહીન કહ્યા, એટલે શ્રી શાલિભદ્રજીની નાની બેન તો ચૂપ જ થઈ ગઈ. શ્રી શાલિભદ્રજી પોતાના ભાઈ હતા, પણ આવું બોલનાર શ્રી ધનાજી પોતાના સ્વામી હતા, એટલે બોલેય શું ? શ્રી ધનાજીએ તો ટૂંકમાં પણ એવું કહી દીધું હતું, કે જેથી મોહ ભાગવા માંડે ! શ્રી ધનાજીએ જો જરાક હા ભણી દીધી હોત, તો શ્રી શાલિભદ્રજીની બેનનું રૂદન વધી પડત ! એ વખતે આશ્વાસન આપવું હોય તો પણ એવા શબ્દોમાં

આપવું જોઈએ કે—સામાના મોહને જોર કરવાનું મન ન થાય, પણ પોતે મોહથી રડે છે એ ખોટું કરે છે એનો એને ખ્યાલ આવે. મોહાધીનના રૂદનમાં જે કોઈ સૂર મેળવે, તે મોહાધીનને વધારે રડાવે અને પોતે પણ પાપબંધનો ભાગીદાર બને. મોહના ઉત્પાતને તો એવી ટક્કર મારવી જોઈએ કે—સામાને ચઢેલો મોહનો નશો આપોઆપ ઉતરી જાય અને વધારે રૂદન કરીને વધુ પાપ બાંધતાં અટકી જાય.

શ્રી ધનાજીના કથનથી શ્રી શાલિભદ્રજીની નાની બેન તો ચૂપ થઈ ગઈ, પણ તેની સપત્નીઓથી ચૂપ રહેવાયું નહિ. શ્રી ધનાજીને આઠ સ્ત્રીઓ હતી અને આઠેય અત્યારે સાથે નવડાવતી હતી. પૂર્વનાં ધનાઢ્ય કુટુંબોમાં પણ પતિસેવાનો આચાર કેવો જીવન્ત હતો, એ જુઓ ! શ્રી ધનાજીને ઘેર નોકર—ચાકરોનો તોટો નહિ હતો તેમ જ શ્રી ધનાજીની સ્ત્રીઓ પણ ગરીબ ઘરની જ નહિ હતી, છતાં પોતાના પતિને જાતે સ્નાન કરાવે છે, એ ઉત્તમ કુલાચાર ખરો કે નહિ ? વળી એ પણ ધ્યાનમાં લેવા જેવી વાત છે કે—શ્રી ધનાજીની આઠ સ્ત્રીઓએ—'આજે આણે નવડાવવું અને કાલે પેલીએ નવડાવવું'—એવા વારા પણ નહોતા કર્યા !

આજે મધ્યમવર્ગનાં કુટુંબોમાંદે રાણી—જેઠાણી વચ્ચે કામના વારા કરેલા જોવાય છે. કામની વહેંચણી કરી આપ્યે પણ માંડ માંડ નિર્વાહ થાય છે અને એટલું છતાંય વાર—તહેવારે કાંઈક નવાજુની થયા વિના રહેતી નથી. પરસ્પર એક—બીજાથી વિરૂદ્ધ ઉશ્કેરણીનું કામ તો ચાલુ જ હોય છે. સંતોષ, ઉદારતા, ખમી ખાવાની વૃત્તિ, કુટુંબમાં સંપ

જાળવવાની ભાવના અને કુટુંબમાં નાનાં-મોટાં, નહિ કમાનાર-કમાનાર, થોડું કમાનાર-વધતું કમાનાર, વૃદ્ધ, અશક્ત, બધાં સુખપૂર્વક જીવે એ જાતિના આચાર-વિચાર, એ બધું આજે મધ્યમ વર્ગનાં કુટુંબોમાંથી લુપ્ત થતું જાય છે. આજે દૃષ્ટિ કેવળ પોતાની જાતના સુખ સામે રહે છે. પોતાનો થોડોક સ્વાર્થ સાધવા જતાં કુટુંબિઓમાં કેવો કલેશ ફેલાશે, ભાઈ-ભાઇ વચ્ચે કેવાં વેરઝેર થશે, વૃદ્ધ માતા-પિતા કેટલાં દુઃખી થશે, દુનિયામાં કેવી વગોવણી થશે અને અવસરે પોતે ધણી-ધણીયાણી કેવાં એકલવાયાં રહી જશે,-એ પ્રકારના વિચારો ઉત્પન્ન થવા જેટલી યોગ્યતા અને વિવેકબુદ્ધિ પણ આજે સ્વાર્થવૃત્તિએ હરી લીધી છે.

ધનાઢ્ય કુટુંબોની દશા પણ ઓછી શોચનીય નથી. ધનાઢ્ય કુટુંબોમાં, કે જ્યાં ધર્મસંસ્કારો નથી અને આજના કહેવાતા સુધારાનો પ્રવેશ થઇ ચૂક્યો છે, ત્યાં તો વળી મહા વિષમ દશા છે. લગભગ બધું કામ નોકરોને જ ભળાવેલું. પતિસેવા પ્રત્યે કોઇને ઘૃણા ન હોય તો સારૂં. સ્વતન્ત્રતાના નામે સદાચારનો નાશ થઈ રહ્યો છે અને સ્વચ્છન્દ ફેલાઈ રહ્યો છે! એ સમજો અને તમારા ઘરમાં એ પવન પેસે નહિ એવી યોજના ઘડો.

શ્રી ધનાજીની આઠ પત્નીઓમાં પરસ્પર ઇર્ષ્યા નહોતી. એકનું દુઃખ બીજી સહી શકતી નહોતી. પોતાના પતિએ શ્રી શાલિભદ્રજીની નાની બેનને, એટલે કે-પોતાની સપત્નીને આશ્વાસન નહિ આપતાં, શ્રી શાલિભદ્રજીના ત્યાગને નહિ વખાણતાં, શ્રી શાલિભદ્રજીને સીધા જ ડરપોક અને

સત્ત્વહીન કહી દીધા, એથી શ્રી ધનાજીની બીજી સાત પત્નીઓને બહુ દુઃખ થયું. એ વિના, મશ્કરીમાં પણ શ્રી ધનાજીને તે સ્ત્રીઓએ જે કહ્યું તે કહી શકત નહિ. શ્રી ધનાજીની અન્ય સ્ત્રીઓએ શ્રી ધનાજીને કહ્યું કે–'હે નાથ! જો વ્રત ગ્રહણ કરવું એ સહેલું છે, તો આપ પોતે જ કેમ ગ્રહણ કરતા નથી?'

આ કથનનો અર્થ શો? એ જ ને કે–'બોલવું સહેલું છે, બીજાને ભીરૂ અને સત્ત્વહીન કહી દેવા એમાં બહાદૂરી જોઈતી નથી, પણ જાતે ત્યાગ કરો તો ખબર પડે! તમારાથી તો કરાતું નથી અને પેલા કરે છે એમને ડરપોક ને સત્ત્વહીન કહેવા છે!' પણ શ્રી ધનાજી સત્ત્વશીલ છે. એમને માટે આટલું મેણું પણ બસ થઈ પડે છે. શ્રી ધનાજી જાણે કે–કોઈ આવા અવસરની જ રાહ જોઈ રહ્યા હતા. 'વ્રત ગ્રહણ કરવું સહેલું જ છે, તો આપ કેમ ગ્રહણ કરતા નથી?'–આવું શ્રી ધનાજીની અન્ય સ્ત્રીઓ જેવી બોલી, કે તરત જ શ્રી ધનાજીએ, જરાય ખંચાયા વિના કે બીજો કોઈ વિચાર કર્યા વિના, પોતાનો નિર્ણય જાહેર કરતાં કહી દીધું કે–'મારા વ્રતગ્રહણમાં વિઘ્ન કરનારી તમે, આજે મારા પુણ્યયોગે જ, આમ બોલી છો. વિઘ્નભૂત થનારી તમે જાતે જ આજે મને અનુમતિ આપી, એટલે હવે હું તરત જ વ્રત ગ્રહણ કરીશ.'

સ્ત્રીઓએ ધારેલું નહિ કે–શ્રી ધનાજી આવો જવાબ આપશે અને શ્રી ધનાજીની સ્ત્રીઓ એ પણ જાણતી હતી કે–શ્રી ધનાજીનો નિર્ણય એ નિર્ણય જ. એ ફર–કરે નહિ.

આથી તરત જ શ્રી ધનાજીની સ્ત્રીઓએ કહ્યું કે–'હે સ્વામિન્! પ્રસન્ન થાઓ. અમે તો મશ્કરીમાં કહ્યું છે. આપના દ્વારા નિરંતર લાલન કરાયેલી અમારો અને આ લક્ષ્મીનો આપ ત્યાગ ન કરો!'

શ્રી શાલિભદ્રજી જેવા દેવતાઈ ભોગો ભોગવનાર, સુકોમળ અને કષ્ટનું નામ પણ નહિ જાણનાર, એવાને પણ, રોજ તે એક એક સ્ત્રીનો અને એક એક શય્યાનો ત્યાગ કરતા હોવા છતાંય, જે ધનાજી ડરપોક અને સત્ત્વહીન કહે, તે ધનાજી હવે સ્ત્રીઓની વિનવણીથી પોતાનો સંયમનો નિશ્ચય ફેરવે? નહિ જ! શ્રી ધનાજી તો એ જ સમયે નિત્યપદ એવા મોક્ષને સાધવા માટે સંસારત્યાગ કરવાનો દૃઢ નિશ્ચય કરીને ઉભા થઇ ગયા.

શ્રી ધનાજીના દૃઢ નિશ્ચયને જાણીને, તે પુણ્યાત્માની પત્નીઓએ પણ કહ્યું કે–'અમે પણ આપની પાછળ દીક્ષા લઇશું.' કારણ કે–એ કુળવાન હતી. સતીઓ તો પતિની અનુગામિની હોય. વ્રત ગ્રહણ કરવાની શકિત ન હોવાના કારણે જે પત્નિઓ પતિની સાથે દીક્ષિત ન થાય, તે પણ સંસારમાં કયી રીતિએ રહે? પતિના સંયમની અનુમોદના કરે, પોતાની સંયમશકિતને ખીલવવાનો પ્રયત્ન કર્યા કરે અને પતિવિરહિણી સતી સ્ત્રીઓ જેમ શ્રૃંગાર અને મિષ્ટ ભોજનાદિનો ત્યાગ કરીને દિવસો વ્યતીત કરે છે તેમ તે પણ પોતાના દિવસોને વ્યતીત કરે. સતીઓના ધર્મને સમજો અને ઘરમાં ઘાલો; પુસ્તકોમાં રાખી સ્વપ્નાં જેવો ન બનાવી દ્યો. પતિના સન્માર્ગગમનમાં આડે આવવાની બુદ્ધિ આર્યપત્નીમાં ન હોય.

શ્રી શાલિભદ્રજીની માતાએ શ્રી શાલિભદ્રજીને સમજાવવાનો પ્રયાસ કર્યો છે, પણ બત્રીસ સ્ત્રીઓમાંથી એકેય બોલી નથી. ભદ્રામાતાએ અનુમતિ આપી ત્યારેય કોઇએ વાંધો લીધો નથી. એનું નામ કુલીનતા છે. આજે તો દશા જ જુદી છે.

કોઈ દીક્ષા લેવા નીકળે ત્યારે દયાની વાતો કરાય છે, પણ સંસારમાં રહ્યા રહ્યા એ કેટલા નિર્દય અને ઘાતકી બન્યા છે, એ જો વર્ણવાય તો અંગારા ખરવા માંડે. તસારાથી ન થાય તો ન કરો, પણ કરનારને હાથ જોડવા જેટલી તો ઉદારતા કેળવો! સદાચારના દુશ્મન બનેલા સંસારમાં સ્વર્ગ ઉતારવાની વાતો કરે છે, પણ ખરી રીતિએ તો એ બીચારા નરકના કીડા બનતા જાય છે. દયા તો એમની ખાવા જેવી છે. એમની દુર્દશા જોઇને ધર્મિઓને દયા આવે તેમ છે, પણ એમને એ નથી જણાતી: કારણ કે–એ બીચારા એને સુખ રૂપ માની બેઠા છે. ભૂંડ કેમ વિષ્ટામાં મોંઢું ઘાલે છે? કહો કે–એ એમાં જ આનંદ માને છે. ખરેખર, આપણે તો તેમની દયા ખાઈએ છીએ.

પોતાની પત્નીઓ પણ દીક્ષા લેવાને તયાર થઈ, એથી શ્રી ધનાજી બહુ ખુશ થયા અને દાન દઈને શ્રી ધનાજીએ પત્નીઓ સહિત દીક્ષા લઈ લીધી. કોઈને પૂછવા ગયા નથી. શ્રી શાલિભદ્રજીની બેન પણ પોતાના ભાઈને પૂછવા ગઈ નથી. પોતાના બનેવીએ આ રીતિએ દીક્ષા લીધી, એ ખબર જાણીને શ્રી શાલિભદ્રજી પણ ખૂબ ઉત્સુક બન્યા. પછી તો તેમણે પણ મહોત્સવપૂર્વક દીક્ષા લીધી. રાજાએ એમની દીક્ષાનો મહોત્સવ કર્યો.

એ વખતે જ્યાં જાઓ ત્યાં મોટે ભાગે બધા જોડનારા હતા, જ્યારે આજે તોડનારા છે. સંઘ આમાં આડે આવે નહિ. અને દીક્ષામાં આડે આવે તે સંઘ કહેવાય નહિ. એક આત્મા સંયમના માર્ગે જાય, તો પાછળનાઓની ખબર લેવાની અને જનારાનો મહોત્સવ કરવાની શ્રીસંઘની ફરજ છે. દીક્ષિતના સંબંધી આખાય સંઘના સંબંધી હોય, એ રીતિએ સંઘ વર્તે.

કોઈ પણ આત્મા દીક્ષા લેવા નીકળે ત્યારે કોઈ રડે નહિ, એવું તો કવચિત્ જ બને. અનુમતિ આપનાર સંબંધિઓનેય રડવું આવી જાય. એ રૂદન સામે દીક્ષાર્થી જુએ પણ નહિ અને એમાં જ રડનારને લાભ થવાનો સંભવ છે. માતા-પિતાદિ અનુમતિ ન આપે, તો પણ કલ્યાણાર્થિએ ચાલ્યા જવું એમ શાસ્ત્રે ફરમાવ્યું, કારણ કે-એથી જનારનું તો નિયમા કલ્યાણ છે અને અનુમતિ નહિ આપનારનું પણ ભાવિમાં કલ્યાણ થવાનો સંભવ છે. અનુમતિ મળે તો તો સોનું અને સુગંધ મળવા જેવું થાય, પણ અનુમતિ મેળવવાનો ઘટતો પ્રયત્ન કરવા છતાંય ન મળે તો કલ્યાણાર્થિને માતા-પિતાદિની અનુમતિ વિના પણ ચાલી નીકળવાનો અધિકાર છે.

★

**કથાઓ અને કથાપ્રસંગો-બીજો ભાગ સમાપ્ત.**